# SHREE SHREE ANANDAMAYEE SANGHA

## ❄ Branch Ashrams ❄

1. AGARPARA : Shree Shree Ma Anandamayee Ashram,
P. O. Kamarhaiti, Calcutta-700058 (Tel : 5531208)

2. AGARTALA : Shree Shree Ma Anandamayee Ashram,
Palace Compound, P.O. Agartala-799001. West Tripura

3. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
Patal Devi, P.O. Almora-263602, U.P. (Tel : 23313)

4. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Dhaul-China, Almora-263881, U.P.

5. BHIMPURA : Shree Shree Ma Anandamayee Ashram,
Bhimpura, P.O. Chandod, Baroda-391105, (Tel : 33208)

6. BHOPAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Bairagarh, Bhopal-462030, M.P. (Tel : 521227)

7. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kishenpur, P.O. Rajpur, Dehradun-248009
U.P. (Phone: 684271)

8. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kalyanvan, 176, Rajpur Road,
P.O. Rajpur, Dehradun-248009, U.P.

9. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Raipur Ordnance Factory, Dehradun-248010

10. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
47/A Jakhan, P.O. Rajpur, Dehradun, U.P.

11. JAMSHEDPUR : Shree Shree Ma Anandamayee Ashram,
Near Bhatia Park, Kadma, Jamshedpur-831005, Bihar

12. KANKHAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O.Kankhal, Hardwar-249408, U.P. (Tel: 416575)

13. KEDARNATH : Shree Shree Ma Anandamayee Ashram, Near Himlok,
P.O. Kedarnath, Chamoli-246445, U.P.

14. NAIMISHARANYA : Shree Shree Ma Anandamayee Ashram, Puran Mandir,
P.O. Naimisharanya, Sitapur-261402, U.P.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## શ્રી શ્રી મા આનન્દમયીના દિવ્ય જીવન

## તથા

## દિવ્ય વાણીવિષયક ત્રૈમાસિક પત્રિકા

વર્ષ - ૪ જાન્યુઆરી, ૨૦૦૦ સં - ૧

-: સંપાદક સમિતિ :-

સ્વામીશ્રી ભાસ્કરાનંદજી

ઉત્તરા ચિનુભાઈ

બ્રહ્મચારિણી વસુમતીબહેન

નિરંજન મહેતા

-: મેનેજીંગ સંપાદક :-

શ્રી પાનુ બ્રહ્મચારી

-: વાર્ષિક લવાજમ :-

| | |
|---|---|
| ભારતમાં | રૂા. ૬૦/- |
| વિદેશમાં | યુ. એસ. ડૉલર ૧૨/- |
| એક અંકની છૂટક કિંમત | રૂા. ૨૦/- |

# અમૃત વાર્તા

## સામાન્ય નિયમો

આ પત્રિકા ચાર જુદી ભાષાઓમાં છપાય છે. - ગુજરાતી, હિન્દી, બંગાળી અને અંગ્રેજી. આ પત્રિકામાં મુખ્યત્વે શ્રી શ્રી આનન્દમયી મા વિષેના લેખો છપાશે, તેમ છતાં સાધુ-સંતોનાં જીવન-ચરિત્રો અથવા આધ્યાત્મિક તથા જ્ઞાનવર્ધક ધાર્મિક વાર્તા પણ સ્વીકારવામાં આવશે. શ્રી શ્રી મા વિષયક લેખો આપવાનો મુખ્ય ઉદ્દેશ્ય છે. ભક્તોના જીવનમાંના અનુભવો, પ્રસંગો કે જે અતિશય વ્યક્તિગત ન હોય, તેમજ શ્રી શ્રી માની લીલાઓ જે ભક્તોએ નિહાળી હોય તથા શ્રી શ્રી મા વિષેની અનુભૂતિઓ હોય તે લખી મોકલવા વિનંતિ છે. ફૂલસ્કેપ પાનાની એક બાજુ પર લખી મોકલવાથી સરળ રહેશે. જોડણીની ભૂલો સુધારી, ચોખ્ખા અક્ષરે લખી નીચેના સરનામે મોકલી આપવું.

**-: લેખો મોકલવાનું સરનામું :-**

ઉત્તરા ચિનુભાઈ
૩૮, સ્વસ્તિક સોસાયટી,
નવરંગપુરા,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

**-: લવાજમ મોકલવાનું સરનામું :-**

મેનેજીંગ સંપાદક
"મા આનન્દમયી અમૃત વાર્તા" (ગુજરાતી અંક)
શ્રી શ્રી માતા આનન્દમયી આશ્રમ,
ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧

---

સ્વામી શ્રી શ્રી આનન્દમયી સંઘ તરફથી મુદ્રક તથા પ્રકાશક શ્રી પાનુ બ્રહ્મચારી દ્વારા શ્રી શ્રી આનન્દમયી સંઘ, ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧ (ઉ.પ્ર.) થી પ્રકાશિત તથા રત્ના પ્રિંટિંગ વર્કસ, બી. ૨૧/૪૨, કમચ્છ વારાણસી - ૧૦ (ઉ.પ્ર.) માં મુદ્રિત. સંપાદક - શ્રી પાનુ બ્રહ્મચારી.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## અનુક્રમણિકા

ॐ भवतापप्रणाशिन्यै आनन्दघनमूर्तये ।

ज्ञानभक्तिप्रदायिन्यै मातस्तुभ्यं नमो नमः ॥





# ''હરિ કથા હી કથા, ઔર સબ વૃથાવ્યથા''

- મા આનન્દમયી

શ્રી શ્રી મા આનન્દમયીના સર્વ ભક્તોને

## ''મા આનન્દમયી સેવા સમિતિ (MASS, Inc.) USA''

તરફથી સપ્રેમ

જય મા.

આ સમિતિ (MASS, Inc.) અમેરિકામાં પેન્સીલવેનીયા રાજ્યમાં સ્થાયી થઈ રજીસ્ટર થઈ છે. પૂ. શ્રી શ્રી માના ભક્તોનાં ધાર્મિક કાર્ય, સત્સંગ તથા જનસેવાનું ધ્યેય ધરાવતી આ સંસ્થાએ અમેરિકાની સરકાર તરફથી (Tax - Exemption) કર મુક્તિ મેળવી છે. સંસ્થાનો નંબર છે : 23 - 29675 જે IRS Code 501 (C) (3) ને સુસંગત રહેશે.

ઉત્તર અમેરિકામાં વસતા માતૃભક્ત જનોને વિનંતિ કે ''મા આનન્દમયી અમૃતવાર્તા'' ત્રિમાસિકનું લવાજમ સમિતિને (MASS, Inc.) મોકલવું. ચાર ભાષાઓમાં (અંગ્રેજી, હિન્દી, ગુજરાતી અને બંગાળી)માં પ્રસિદ્ધ થતી આ દિવ્ય-માતૃ સત્સંગપૂર્ણ પત્રિકાનો લવાજમ દર : વાર્ષિક બાર ડોલર ($12) લેખે જે ભાષામાં રસ હોય તે માટે મોકલવા વિનંતિ છે.

વધુ માહિતિ માટે સંપર્ક સાધો :

**મહાદેવ પટેલ**

C/o. MA Ananadmayee Seva Samiti, Inc.
212, Moore Road, Wallingford 19086 - 6843
Tel. : 610 - 876 -6862
Fax : 610 - 876 - 1351
email : devpatel@netscape.net

# માતૃવાણી

મનુષ્ય ઈશ્વરનું પ્રતિરૂપ છે. મનુષ્ય યોનિ બધી યોનિઓમાં શ્રેષ્ઠ છે. મનુષ્યના મનોરાજ્યમાં એવા બધા ગુપ્ત સંપ્રદાયો નિહિત છે કે જે સંસારમાં ક્યાંય નથી.



જે બાજુ જોવામાં આવે છે, ત્યાં જ એક અખંડ સત્તાની નિત્યતા સર્વત્ર પ્રકાશિત થઈ રહી છે. પરંતુ એ સત્તાનું જ્ઞાન સહજમાં જ મળે છે. આનું શું કારણ છે ? તેઓ બધાંની અંદર ઓતપ્રોત છે. જેમ રાજશક્તિ દ્વારા રાજાનો પરિચય જણાય છે, અથવા તાપ દ્વારા અગ્નિનો પરિચય થાય છે, તે જ રીતે આ વ્યક્ત જગત એ અવ્યક્તનો પરિચય આપે છે.



પ્રભુ અને દાસ બે હોવા છતાં મૂલતઃ એક જ છે. પ્રભુ જ્યારે કરુણામય થઈને નીચે અવતરણ કરે છે ત્યારે દાસ થાય છે. દાસ જેવી રીતે પ્રભુ વિના નથી ચાલી શકતો, પ્રભુને પણ તે જ રીતે દાસનો ભરોસો રાખવો પડે છે, પરસ્પરનો એવા પ્રકારનો નિત્ય સંબંધ છે કે એક વિના બીજો ન રહે. દાસની શરણાગતિને માટે પ્રભુ જ એકમાત્ર આશ્રય છે.



પોકાર તો કેવળ એક જ છે. એ જ પોકાર માટે જુદી જુદી જાતિઓમાં જુદી જુદી વ્યવસ્થાઓ છે. જે દિવસે કોઈને એવું પોકારતાં આવડી જાય, એ દિવસે એને પોકરવાનો કે ન પોકારવાનો છંદ મળી જાય છે. ખરી રીતે તમે પોકારતા નથી, એ જ સર્વદા તમને પોકારી રહ્યા છે.



કોઈના દોષ ન જુઓ, એનાથી નેત્રો અને મન મલિન થાય છે તેમ જ સંસારમાં પાપનો બોજો વધે છે. તેથી જે કંઈ જુઓ, એની અંદર કેવળ ભલાઈ બાજુ ધ્યાન રાખો. ભલું (સારું) એ જ સત્ય અને જીવન છે, બુરું તો કેવળ છાયા-દર્શન માત્ર છે.



શાંતિ બધા જ શોધે છે, પરંતુ આ વાત બહુ ઓછા લોકો વિચારે છે કે જ્યાં સુધી ''એ'' હૃદયમાં ન જાગે ત્યાં સુધી પૂર્ણ શાંતિ કોઈ પણ રીતે ન મળી શકે. ધનથી શાંતિ નથી મળતી, પુત્ર-પરિજનોથી શાંતિ નથી થતી, પ્રતિષ્ઠા પ્રાપ્ત થવાથી શાંતિ નથી મળતી. કારણ એ છે કે સાંસારકિ ભોગ માત્ર જ દિવસ-રાતની માફક પરિવર્તનશીલ છે, આવતા આવતામાં જ જતા રહે છે, તેથી એવા ધનના ધની થવું જરૂરી છે, જેનો ફરી ક્ષય ન થાય અને જે મેળવવાથી બધી આકાંક્ષાઓ એકદમ ખલાસ થઈ જાય. એ ધન એકમાત્ર ભગવાન છે, જેઓ બધાંના હૃદયમાં રહેવા છતાં અપરિચિત છે. સત્કર્માદિ દ્વારા ચિત્તનો અંધકાર દૂર થયા પછી પરમસુંદરનું મોહન રૂપ આપમેળે વિકસિત થઈ જાય છે અને ચિત્તમાં પૂર્ણ શાંતિનું રાજ્ય આરંભાય છે.



**પ્રશ્ન :** મનુષ્યમાં સારા સંસ્કારો કેવી રીતે આવે ?

**મા :** તમે જેમ પુસ્તકો વાંચતા વાંચતા વકીલ બની ગયા છો, ઍંજિનિયર જેમ ઍંજિનિયરિંગ કૉલેજમાં ભણીને ઍંજિનિયર બને છે, પ્રૉફેસર જે રીતે કૉલેજમાં એમ.એ. પાસ કરી પ્રૉફેસર બને છે, બરોબર એ જ રીતે આ લાઈનનાં પુસ્તકો વાંચીને યાને સાધના કરતા કરતા સારા સંસ્કારો અર્જિત કરી શકાય, એટલે સુધી કે ભગવાન સાથે સાક્ષાત્કાર પણ કરી શકાય.



"આ બધું જ એક છે, મારું સ્વરૂપ શું છે (તે) જાણવું એ જ લક્ષ્ય છે." આટલું કહીને મા હસતાં હસતાં બોલ્યાં : અખંડમંડલાકાર શું છે ? સાધકોને જુઓ, આ એક જ લક્ષ્ય માટે, આ જ મન દ્વારા જ એકત્વમાં પહોંચવાના યાત્રી બને છે. તે જ સમયે એક ગુરુની કૃપાથી ખંડત્વ અને અખંડત્વ, અનંતગતિ, અનંતમાર્ગ, અનંતભાવ, બધું જ નિર્દ્વન્દ્વ રૂપમાં એમની પાસે સ્પષ્ટ થઈ જાય છે. સૃષ્ટિ-દૃષ્ટિની વચ્ચે જ્યાં સુધી (છો`, ત્યાં સુધી આ વાતો આવ્યા જ કરશે, આ આવવું (તે) પણ મંગલકારી છે, જો આ બધા વિચારો ઉત્પન્ન ન થાય તો નિર્દ્વન્દ્વ રૂપે વાક્-નિર્વાકાતીત કેવી રીતે થશે?



ચિંતા કરવાની કંઈ જરૂર નથી. માત્ર એક જ ચિંતા કરતા રહેજો. જવાની બધી તૈયારી થતી રહે; આગળ ઉપર જોયું જશે.



સાંસારિક, સુખ માટે બે-ચાર ભવિષ્યની વાતો જાણવી તે જ શું તમારા જીવનનો ઉદ્દેશ્ય છે ? ઉદ્દેશ્ય હોવું જોઈએ કે કેવી રીતે આત્મ-ઉન્નતિ થાય, કેવી રીતે ચિર શાંતિ મળે. બધાં જ કર્મો વચ્ચે ઉદ્દેશ્યને સર્વોપરિ માનવું જોઈએ. ધ્યાન જેટલું મોટું રહેશે, જ્ઞાન મેળવવાની એટલી જ આશા રહેશે, સર્વ રૂપમાં તમે જ છો.



શરણાગત ભક્ત થવું હોય તો ભાષા અને ભાવમાં "અહં"નું મૂલોચ્છેદન કરીને બુદ્ધિ-વિચારને એકદમ તો નાખવાં આવશ્યક છે. શિશુ ઝાડો-પેશાબ કરે, એને શરીર પર ચોપડે, એના ઉપર જ આળોટે, પછી નિશ્ચિંત ભા માના ખોળામાં આવવા માટે હાથ ફેલાવે, એ અજ્ઞાની છે જાણીને મા એને ધોઈ-લૂછીને સર્વદા હસતા મુખે ખોળામાં ઊચકી લે છે, આ જ નિઃસ્વાર્થ સ્નેહ અને પ્રેમનું વિધાન છે.



કર્મ-જગતનો ખેલ એક પ્રકારનો છે અને ભાવ-જગતની લીલા એક અન્ય પ્રકારની છે. કર્મ-જગત પ્રકા (પ્રગટ) કરવા માટે વ્યસ્ત હોય છે, અને ભાવ-જગતનો ખેલ નીરવતા અને અપ્રકાશ (અપ્રગટ)માં થાય છે. જો અ ન હોય તો ભાવની પુષ્ટિ નથી થતી અને આ જ ભાવની પુષ્ટિથી જ કર્મ-જગત ચાલે છે.



ભગવાન અને જીવનો નિત્યવિરહ અનંત કાળથી ચાલ્યો આવે છે. ભગવાન સદા જીવને ખોળામાં લેવા મ

તૈયાર છે, અને જીવ પોતાના કર્મચક્રમાં પડીને, ''એમના''માં રહીને પણ આંધળાની જેમ ''એને'' ન તો જુએ છે કે ન તો ખોળે છે. સાધન ભજનમાં અનુરાગી થયા પછી ખબર પડે છે કે આ જ વિરહ કે વિચ્છેદ જ મિલન કરતાં પણ સુખકર છે, અને જેટલી શ્રદ્ધા-ભક્તિ વધતી રહે એટલી જ આ આશાથી ઉત્ફુલ્લ થઈને વ્યાકુળતા-પ્રાર્થના ઈત્યાદિ પૂર્ણતા સુધી પહોંચાડે છે.



પ્રશ્ન : બધાં જ સ્વપ્નો તે શું કલ્પના છે ?

મા : જેવી રીતે સ્વપ્નમાં જોયેલો ઘોડો ઊડી રહ્યો છે, પક્ષીની પાંખો ઘોડાની પીઠ પર લાગી ગઈ છે. પૂરી કલ્પના નથી. જેમ કે ફૂલ જોયું અને વાત સાંભળી, અભિવ્યક્તિની ભાવના છૂટી ગઈ.

જીવ એટલે બંધન - જગત બધું વિશ્વ બ્રહ્માંડ - નષ્ટ અર્થાત્ ના-ઈષ્ટ, જેનું પરિવર્તન થઈ જાય, જે બદલાઈ જાય, જે નષ્ટ થઈ જાય. પરમાત્મા અર્થાત્ જ્યાં પરિવર્તન નથી થતું. દ્રાક્ષનું ઝૂમખું જેમ ખરાબ થઈ જાય છે (તેમ જગત)



પ્રશ્ન : શું કોઈ દુઃખને સુખમાં પરિવર્તિત કરી શકે ?

મા : કોઈને માટે માન-પ્રતિષ્ઠા એ જ સુખ છે, તો કોઈને માટે ધન એ જ સુખ છે. આપેક્ષિક સુખ આપેક્ષિક દુઃખ.



## વિવેકાનંદનો સમાધિનો પ્રથમ અનુભવ

એક દિવસ કાશીપુર ગાર્ડનમાં શ્રી રામકૃષ્ણને ખૂબ તત્પરતાથી મેં પ્રાર્થના કરી (નિર્વિકલ્પ સમાધિ માટે.) પછી સાંજે ધ્યાનના સમયમાં મને શરીરનું ભાન જતું રહ્યું, મને થયું કે શરીર છે જ નહીં. એવું લાગ્યું કે સૂર્ય, ચંદ્ર, કાળ, અવકાશ બધું એક થઈ ગયું અને પછી દૂર અજાણ તત્ત્વમાં ઓગળી ગયું. દેહનું ભાન લગભગ અદૃશ્ય થઈ ગયું, અને હું જાણે કે પરમમાં મળી ગયો. પરંતુ મારી અંદર અહંકારનો લેશમાત્ર અનુભવ બાકી રહ્યો હતો, તેથી સાપેક્ષ સંસારમાં હું સમાધિમાંથી પાછો આવી શક્યો. સમાધિની આ સ્થિતિમાં 'હું' અને બ્રહ્મ વચ્ચેનું અંતર સમાપ્ત થઈ જાય છે, સઘળું ઐક્યમાં સમાઈ જાય છે સમુદ્રના જળની માફક - બધે જ જળ છે, અન્ય કાંઈ નથી. ભાષા અને વિચારો બધું જ ખલાસ. ત્યારે જ ''મન અને વાણીથી પર''ની સાચી અવસ્થા પામી શકાય છે. અન્યથા જ્યાં સુધી સાધક વિચારે અથવા કહે કે ''હું બ્રહ્મ છું - ''હું'' અને બ્રહ્મ એમ બે ભિન્ન અસ્તિત્ત્વો બચ્યાં હોય - ત્યાં દ્વૈતભાવ રહે છે. એ અનુભવ પછી વારંવાર પ્રયત્ન કરવા છતાં હું સમાધિની એ અવસ્થા પાછી ન મેળવી શક્યો. જ્યારે મેં શ્રી રામકૃષ્ણને એ વિષે કહ્યું ત્યારે એ બોલ્યા, ''જો તું દિવસ-રાત એ સ્થિતિમાં રહીશ તો જગદમ્બાનું કાર્ય નહીં થઈ શકે. એટલા માટે તું ફરીથી એ સ્થિતિ નહીં લાવી શકે. જ્યારે તારું કાર્ય સમાપ્ત થઈ જશે ત્યારે એ (સ્થિતિ) પાછી આવશે.''

# પ્રવચનના અંશો

- સ્વામી વિદ્યાનન્દજી (કૈલાસ આશ્રમ, ઋષિકેશ)

અનંતકોટિબ્રહ્માંડનાયક પરમાત્મા જે રૂપે સર્વમાં સ્થિત છે - સગુણ અને નિર્ગુણ - નિર્ગુણ નિર્વિશેષ સંપૂર્ણ વિશ્વ કલ્પનાનું અધિષ્ઠાન છે, અને એનાથી અતિરિક્ત, એક તત્ સત્ વિલક્ષણ અનિર્વચનીય શક્તિ છે જે માયા કહેવાય છે, પ્રકૃતિ કહેવાય છે, એ સત્યનો આશ્રય લઈને પરમાત્મા સૃષ્ટિ-પાલન-સંહાર, એટલું જ નહિ (પરંતુ) નિગ્રહ અને અનુગ્રહ પણ કરતા રહે છે. દુષ્ટ વૃત્તિઓનો અને દુષ્ટ જનોનો નિગ્રહ, સદ્વૃત્તિઓ અને સત્પુરુષો પર અનુગ્રહ કરવો એ જ શક્તિનું કામ છે. અને કદા કદા એ શક્તિ દિવ્ય ભાવે આ ધરા પર અવતરિત થતી રહે છે. બ્રહ્મસૂત્રમાં ભગવાન વેદવ્યાસે કહ્યું છે : નિર્વિશેષ પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થયા પછી જ મોક્ષ મળી શકે, અન્યથા નહીં. સવિશેષ તત્ત્વના બોધથી 'લોક'ની પ્રાપ્તિ થઈ શકે છે. એ 'લોક'નું ઐશ્વર્ય - ભોગ પ્રાપ્તિ તે છે સકામ, પણ મોક્ષ - નિર્વિશેષ નિર્ગુણ તત્ત્વના બોધ સાથે સાક્ષાત્કાર નથી મળી શકતો. આ પ્રકારનો જ્યારે એમણે સિદ્ધાંત કર્યો ભગવાન વેદવ્યાસે, ત્યારે એક બહુ મોટો પ્રશ્ન ઊભો થયો. એ પ્રશ્ન હતો આજે કોઈ વ્યક્તિ નિર્ગુણ નિર્વિશેષ તત્ત્વને જાણીને મુક્ત થાય છે પણ આપણે જોતાં નથી. મોટા મોટા નિર્ગુણતત્ત્વવેત્તા પુરુષો પણ આ ધરા પર જન્મ લેતા રહ્યા છે. હવે કેવી રીતે એવો વિશ્વાસ થાય કે નિર્ગુણ તત્ત્વના જ્ઞાનથી મોક્ષ મળે છે ? સાધકની કેવી પ્રવૃત્તિ હોઈ શકે ? તે વખતે ભગવાન વ્યાસે એક અધિકારક લખવો પડ્યો અને લખ્યો. આ બ્રહ્માંડના સંચાલન માટે કેટલાક અધિકારી પુરુષ નિયુક્ત કરવામાં આવ્યા છે (જેમને) કારક પણ કહેવાય અધિકારક પણ કહેવાય. એ તત્ત્વવિદ્ છે, તત્ત્વજ્ઞાનસંપન્ન છે, નિત્યજ્ઞાનસંપન્ન છે, નિત્યઐશ્વર્યસંપન્ન છે, પણ પરમેશ્વરની પ્રેરણાથી અહીંના સંઘર્ષથી આ ધરા પર વખતોવખત આવવું પડે છે, ધર્મની સંસ્થાપના માટે અને અધર્મને કચડી નાખવા માટે કોઈ પણ પ્રકારે આવ્યા અને આવે છે. એમનું આયુષ્ય એટલું લાંબું હોય છે કે એમના અધિકાર પર્યંત તેઓ દિવ્ય ધામમાં સદા વિદ્યમાન્ રહે છે. ભગવદ્ ઈચ્છાથી આવ્યા કરે છે. ઘણી બધી શક્તિઓ આ પ્રકારની છે. આ બ્રહ્માંડના કલ્યાણ પરત્વે પરમેશ્વરના સંકલ્પ દ્વારા આ ધરા પર અવતરિત થતી રહે છે.

તત્ત્વજ્ઞાન થયા પછી પણ પ્રારબ્ધ-ભોગની સમાપ્તિ પર્યંત જ્ઞાનીનું શરીર ટકી રહે છે, પણ આધિકારિક પુરુષનું આયુષ્ય એટલું લાંબું છે કે વિદ્યમાન્ બ્રહ્માની સૃષ્ટિ પર્યંત અથવા તો કોઈ વાર બ્રહ્માના આયુષ્ય પર્યંત એમનો અધિકાર ચાલ્યા કરે છે. તેઓ આ ધરા પર વખતોવખત આવ્યા રહે છે. 'મા' આવી દિવ્ય શક્તિ છે. એ તો ચિન્મયી મા છે, બ્રહ્મસ્વરૂપા છે અને ધરા પર સમયે સમયે મા આવ્યા કરે છે. પોતાની લીલાનો વિસ્તાર કરીને તથા કાર્ય સંપન્ન કરીને ધરા પરથી ચાલી જાય છે. અમે અને તમે માને ઘણી દષ્ટિઓથી જોયાં. આ જ માને ધર્મ-વિગ્રહ રૂપે જોયાં. મને પૂછો તો મા એક અધિકારિક પુરુષ નથી જેને કારક પુરુષ કહેવામાં આવે છે. મા જે સદા સચ્ચિદાનંદઘન બ્રહ્મના અભિન્ન સ્વરૂપને જુએ છે, એ પર તત્ત્વમાં અને એ તત્ત્વવેત્તામાં કોઈ અંતર નથી હોતું. બ્રહ્મજ્ઞ બ્રહ્મૈવ ભવત્. બ્રહ્મતત્ત્વને જાણનાર બ્રહ્મરૂપ જ હોય છે. આ તો બધું જ સચ્ચિદાનંદઘન બ્રહ્મરૂપ છે ! પરંતુ જેને આનો બોધ નથી તે પોતાને જ નથી માનતો, બીજાંઓ સામે કરગરે છે. પણ જેને એ તત્ત્વને બોધ થઈ ગયો છે એનામાં હીનતા નથી રહેતી અને એ આનન્દમય થઈ જાય છે. માનું નામ એ જ હતું - આનન્દમયી મા. માનું સ્વરૂપ પણ એવું જ હતું. કોઈએ કદાપિ માને ખિન્નચિત્ત નહીં જોયાં હોય; સદા આનન્દમય તથા બીજાંઓના હૃદયમાં પણ આનંદનો સંચાર કરતાં. માનાં દર્શનનું સદ્ભાગ્ય મને પણ સાંપડ્યું. આત્મજ્ઞાનીની ઓળખ શી ? જેને શોક નથી, જે શોકને પાર થઈ ગયા હોય, તે આત્મજ્ઞાની કહેવાય છે.



# મા આનન્દમયીના દર્શને મહાનુભાવો

- પ્રૉ. કાર્તિકેય અ. ભટ્ટ

(શતાબ્દી લેખ)

લોકોના કલ્યાણ માટે સમગ્ર ભારતમાં પોતાના જીવનકાળ દરમ્યાન સતત પરિભ્રમણ કરનારાં, મૂલ્યો અને ધર્મગ્રંથોમાં દર્શાવાયેલા માર્ગોનું દઢ સમર્થન કરનારાં, દરેક ધર્મના કે સંપ્રદાયના લોકોનું પથ-પ્રદર્શન કરનારાં, ભારત સહિત સમગ્ર વિશ્વમાંથી સાધારણથી માંડીને અસાધારણ કક્ષાની વ્યક્તિઓને પોતાની તરફ આકર્ષીને લઈ આવનારાં શ્રી શ્રી મા આનન્દમયીના જન્મ શતાબ્દી વર્ષની પૂર્ણાહુતિ અત્યારે ચાલી રહી છે. દેશના મહાનુભાવોએ મા સાથે કરેલ સત્સંગ વાર્તાલાપના થોડાંક અંશો એ નિમિત્તે અહીં પ્રગટ કરું છું. મા સાથે સત્સંગ-વાર્તાલાપ કરનારાઓમાં મહામહોપાધ્યાય પંડિત ગોપીનાથ કવિરાજ, પરમહંસ યોગાનંદ, જે. કૃષ્ણમૂર્તિ, ચિંતક વિમલા ઠકાર જેવા જ્ઞાનીજનોથી માંડીને પંડિત જવાહરલાલ નહેરુ, ઈંદિરા ગાંધી, રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ જેવા સર્વોત્તમ રાજકારણીઓનો પણ સમાવેશ થાય છે. આ લેખના થોડા અંશો ગુજરાત સમાચારની વડોદરા આવૃત્તિમાં માના જન્મશતાબ્દી વર્ષની વિશેષ પૂર્તિમાં પ્રકાશિત થયા હતા. અહીં સંપૂર્ણ લેખ પ્રગટ કર્યો છે.



મા આનન્દમયીએ સૌ પ્રથમવાર સેવાગ્રામમાં મહાત્મા ગાંધીજીને દર્શન આપ્યાં ત્યારે ગાંધીજીએ કહ્યું હતું કે જમનાલાલ બજાજને તેઓએ મા પાસે મોકલ્યા હતા તથા તેમની ઘણા લાંબા સમયની અશાંતિ માને મળવાથી દૂર થઈ હતી. ગાંધીજીએ માને જણાવ્યું ''સહુથી પહેલાં મને કમલા નહેરુએ તમારે વિષે વાત કરી હતી, તથા ખરા દિલથી કહ્યું હતું કે હું તમને મળું.'' દિલ્હીની પ્રાર્થના સભામાંથી માને પોતાની સાથે લઇ જવાના બાપુના આગ્રહના સંદર્ભમાં શ્રીમાએ જણાવ્યું, ''પિતાજી, હું તમારી સાથેજ છું. તમને છોડીને ક્યાંય જતી જ નથી.'' સેવાગ્રામમાં કોઈકે પ્રસ્તાવ મૂક્યો કે મા અને બાપુ એકાંતમાં વાર્તા કરે. ત્યારે માએ ગાંધીજીને પ્રશ્ન કર્યો, ''પિતાજી એની શી આવશ્યકતા છે ?'' પ્રત્યુત્તરમાં ગાંધીજીએ માને જણાવ્યું,'' ના મારે એકાંતમાં કશું કહેવાનું નથી. મારી વાતો તો તદ્દન ઉઘાડી હોય છે અને સહુ સામે થઈ શકે છે.'' માએ ગાંધીજીને કહ્યું,'' ઠીક સમય પર તુમ્હેં લે જાઉંગી પિતાજી ! ક્યોં ઠીક હૈ ?'' જવાબમાં બાપુ ગંભીર બનીને 'હા' બોલ્યા હતા. ગુરુપ્રિયા દેવી સંપાદિત ''શ્રી શ્રી માઁ આનન્દમયી' પુસ્તકોમાંના દસમાં ભાગમાં આનો વિગતવાર ઉલ્લેખ છે.

ભારતના ભૂતપૂર્વ વડાપ્રધાન સ્વ. જવાહરલાલ નહેરુ અવારનવાર માના દર્શને જતા. ૨૫ મે ૧૯૪૭ એ માના દર્શનનો તેમનો પ્રથમ દિવસ હતો, અને ૨૫ મે ૧૯૭૪ એ માના દર્શનનો તેમનો અંતિમ દિન હતો. માના કિશનપુર આશ્રમમાં જવાહરલાલજી, સરદાર વલ્લભભાઈ, ઈંદિરા ગાંધી અને મણિબહેન પટેલની સાથે માને મળ્યા હતા. આ સમયે માને પ્રશ્ન પૂછાયો હતો કે ''મા આપે સુભાષચંદ્ર બોઝને (૨૦-૧૦-૧૯૩૮ના રોજ દક્ષિણેશ્વર કલક્તામાં) દેશની સેવા સાથે અંતર્મુખ થઈને પોતાની અંદરના દેશની સેવા કરવાનું કહ્યું હતું. આનો શો અર્થ થાય ?'' ઉત્તરમાં માએ કહ્યું કે અંદરનો દેશ ના હોય તો બહારના દેશની સેવા કઈ રીતે થાય ? કોઈ દેશની સેવા માટે જન્મગ્રહણ કરે છે !'' વિમલા ઠાકરના નારેશ્વર ધ્યાન શિબિરનાં પ્રવચનોના પુસ્તક ''અવધૂત પ્રસાદી''માં એક

નોંધ એવી છે કે એકવાર (૧૯૬૦-૬૧ના વર્ષમાં) દહેરાદૂનમાં પંડિત નહેરુએ મા પાસે મનની શાંતિ માટે પ્રાર્થના કરી હતી ત્યારે માએ જવાહર પાસે દિવસમાં એક વખત અમુક ચોક્કસ સમયે એક અખંડ ક્ષણની માંગણી કરી હતી. પારદર્શક પ્રામાણિક વ્યક્તિત્વવાળા જવાહરે કહ્યું, કે "એ શક્ય નથી. દિવસમાં ગમે તે સમયે એમ કરી શકું." ત્યારે માએ જણાવ્યું, "તો પિતાજી ઉપાય પણ શક્ય નથી."

ભૂતપૂર્વ વડા પ્રધાન સ્વ. ઈંદિરા ગાંધી માને મળવા ગયાં ત્યારે માએ નહેરુજી સંબંધી વાત તેઓ સાથે કરી હતી. માએ કહ્યું, "પિતાજી (જવાહરલાલ)માં ભાવ છે માટે સેવાનાં કામમાં લાગી ગયા છે. સારી (એશો આરામ) જીંદગીનો ત્યાગ કર્યો. ભાવ ન હોય તો એ કેમ બને ?" શ્રીમતી ઈંદિરા ગાંધીને બોધ આપતાં કહ્યું "ભગવાનની ભક્તિ કરો. ભક્તિ આનંદ આપનારી છે. એમાં મન પરોવવાની કોશિશ કરવી. અસલી આનંદ મળશે. દુનિયાનો આનંદ તો ક્ષણિક પ્રકાશ. મનના આનંદમાં મગ્ન થઈ જવાનું છે."

તા. ૨૩-૨-૧૯૪૮ને સોમવારના રોજ નવી દિલ્હીમાં એચ.વી. કામઠ માને મળવા આવ્યા, અને મા સાથે વાર્તાલાપ કર્યો. કામઠે મનનો નાશ, ભારતમાં લામાઓ, વાલ્મીકિના શ્રી રામ શબ્દને ઉલટાવીને મરા શબ્દના ગૂઢાર્થ વિષે પ્રશ્નો પૂછ્યા હતા. છેલ્લે જ્યારે તેમણે દેશની અવસ્થા વિષે માનો મત જાણવા માગ્યો ત્યારે માએ જણાવ્યું, ગીતામાં તો લખ્યું છે ભગવાન ઉપર છોડી દો. ભગવાને વિશ્વરૂપ દેખાડીને કહ્યું છે કે તું નિમિત્તમાત્ર છે. જેની સાથે યુદ્ધ કરવાનું છે તે તો મરેલા પડ્યા છે. તારે (અર્જુને) તો નિમિત્ત બનવાનું છે. ઈશ્વર જે કરે તે સારા માટે જ એમ સમજવું. રાષ્ટ્રપતિ સ્વ. રાજેન્દ્રપ્રસાદ અને વિનોબા ભાવેએ પણ મા સાથે વાર્તાલાપ કર્યો હતો.

ગુરુપ્રિયાદેવી રચિત "શ્રી શ્રી માઁ આનન્દમયી" પુસ્તકોમાંના અગિયારમાં ભાગમાં દેશ વિદેશમાં પ્રસિદ્ધ નૃત્યકાર ઉદયશંકરની મા સાથેની મુલાકાતની નોંધ લખાયેલી છે. ઉદયશંકરે માને દર્શાવ્યું હતું કે પાતે નૃત્યકળા પ્રત્યે કઇ રીતે આકર્ષાયા હતા અને સાધના કરી હતી. તેઓએ માને જણાવ્યું કે જે યુવક યુવતીઓ કલાકેન્દ્રમાં નૃત્ય શીખવા આવે છે એમના મનમાં નૃત્ય સંબંધી ભાવ નૃત્ય કરતાં કરતાં સ્વયં આપોઆપ પ્રગટ થાય છે. આ જોઈને અમારી આંખો અશ્રુથી છલકાઈ જાય છે. માએ કહ્યું, "દેખો પૃથ્વી પર સભી નાચ રહે હૈં, યહ જો બાત હો રહી હૈ યહ ભી નૃત્ય કી તરંગોં કે અલાવા ઔર ક્યા હૈ !" નૃત્યકલાની વાત કરતાં માએ કલાકેન્દ્રના વિદ્યાર્થીઓને કહ્યું કે નૃત્યકલાનો આધ્યાત્મિકતા સાથે ગાઢ સંબંધ છે.

દૃષ્ટા, ફિલસુફ, લેખક, કવિ, વકતા, મર્મજ્ઞ, ગુરુતત્ત્વમાં ન માનનાર, ૯૦ વર્ષની વય સુધી સમગ્ર વિશ્વમાં પરિભ્રમણ કરીને "પસંદગી વિનાની જાગૃતિ" દ્વારા માનવીને પૂર્ણ રીતે કોઈ જ મર્યાદા વિના મુક્ત થવાની જીજ્ઞાસા જગાડનાર જે કૃષ્ણમૂર્તિ અને મા આનન્દમયી વચ્ચેનો વાર્તાલાપ રસપ્રદ છે :

**મા આનન્દમયી :** ગોપીનાથ કવિરાજ (માના પરમ ભક્ત, કાશીસંસ્કૃત વિશ્વ વિદ્યાલયના કુલપતિ, સંસ્કૃત ભાષા અને તંત્ર શાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન) કહે છે કે રામ, કૃષ્ણ, શિવ, દુર્ગા બધાં નામ લેવાની જરૂર નથી. એક નિર્દિષ્ટ માનું નામ જ લો. બોલતા રહો. એક માત્ર મા.

**જે. કૃષ્ણમૂર્તિ :** કોઈ નામે ભગવત્ પ્રાપ્તિ થતી નથી. અમે તો કેવળ વિચાર કરીએ છીએ. મનમાં જ પ્રશ્ન ઊઠે, વિચાર કરતાં સમાધાન થઈ જાય, પોતે સમાધાન કરી શકે તો અન્યની સહાય જે કોઈની લે, પરંતુ ત્યાં ગુરુશિષ્યનો સંબંધ હોય નહિ. ગુરુ વળી અમારા શું ?

**મા આનન્દમયી :** બાબા, એ જે તમે ઉપદેશ આપ્યો એ જ બાબા ગ્રહણ કરી લ્યો. તે શું તમે ગુરુ નથી ?

જે કૃષ્ણમૂર્તિ : મા, પ્રશ્ન ને સમાધાન જે કરે તે બધા જ એક Level માં.

**મા આનન્દમયી :** હા, એ પણ જાણવામાં આવ્યું છે કે સન્યાસમંત્ર આપ્યા પછી ગુરુ શિષ્યને પ્રણામ કરે છે. ઉદેશ્ય એ છે કે પછી ગુરુ શિષ્ય બધું એક.

શ્રી ગુરુપ્રિયાદેવીના પુસ્તક ''શ્રી શ્રી માઁ આનન્દમયી''ના ૧૪મા ભાગમાં (પાના નં. ૨૦) એવી નોંધ જોવા મળે છે કે પોંડિચેરી શ્રી અરવિંદ આશ્રમમાં મા આનન્દમયી અને ડિવાઈન મધર વચ્ચે પરસ્પર ફૂલોનાં આદાન-પ્રદાન સાથેની મૌન મુલાકાત થઈ હતી. આ સંદર્ભમાં ગુરુપ્રિયાદીદી લખે છે કે ''આ પ્રકારના આદાન-પ્રદાન પાછળ શું રહસ્ય છુપાયેલું છે એ તો આ લોકો જ જણાવી શકે.''

સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે દરેક સંત કે જ્ઞાનીની પાસે શાસ્ત્રોના નિષ્ણાત માણસો સત્સંગ વાર્તાલાપ માટે હાજર જ હોય છે. પૂજ્યશ્રી મોટા પાસે સ્વ. પ્રો. એ.જી.ભટ્ટ સાહેબ, ભગવાન રમણ મહર્ષિ પાસે કાવ્યકંઠ ગણપતિશાસ્ત્રી અને મા પાસે ગોપીનાથ કવિરાજ આનાં ઉદાહરણો છે. પૂજ્ય શ્રી મોટા એમ કહેતા કે સંતો અને જ્ઞાનીઓએ અનુભવેલી બાબતો શાસ્ત્રસંગત છે એનો તાળો આવી વ્યક્તિઓ દ્વારા મળી રહે છે. શ્રી મા ગોપીનાથ કવિરાજનો અત્યંત આદર કરતા અને માના દર્શને જનારને પહેલા બાજુના ઓરડામાં રહેલા ગોપીનાથ બાબુના દર્શન કરવા મોકલતાં. ગોપીનાથ કવિરાજ એમ કહેતા કે માના એક હાથમાં મુક્તિ અને બીજા હાથમાં ભુક્તિ છે. જેને જે જોઈએ તે મળે છે. માની પરાવાણીનું યથાર્થ અર્થઘટન કરનાર એક માત્ર અધિકારી ગોપીનાથ કવિરાજ હતા. માનું ''અમરવાણી'' પુસ્તક આનું ઉદાહરણ છે. આ પુસ્તકમાં કવિરાજે શ્રી માની પ્રસિદ્ધ ઉક્તિઓનું શું તાત્પર્ય છે તે સમજાવવાનો તથા મનુષ્ય જીવનમાં આ તાત્પર્યના સ્વીકારની સાર્થકતા કયાં છે તે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

અમેરિકાની Self Realisation Fellowship અને ભારતની Yogada Satsang Society ના સ્થાપક, પશ્ચિમના દેશોમાં ક્રિયાયોગનો પ્રચાર કરનારા પરમહંસ યોગાનંદને માનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. તેમના જગપ્રસિદ્ધ પુસ્તક "Autobiography of a Yogi' માં તેમણે એક પ્રકરણ મા આનન્દમયી પર લખ્યું છે. સૌ પ્રથમ યોગાનંદજી કલકત્તામાં એક ભક્તને ત્યાં માને મળ્યા હતા. ત્યારબાદ યોગાનંદના આમંત્રણથી માએ તેમના રાંચીવિદ્યાલયની મુલાકાત લીધી હતી. પરમહંસ યોગાનંદે માને કહ્યું, ''કૃપા કરીને આપના જીવન સંબંધી કાંઈક કહો.'' માએ ઉત્તરમાં કહ્યું, ''આ ક્ષણભંગુર શરીર સાથે મારી ચેતનાએ કદી ઐક્ય અનુભવ્યું નથી. અહીં પાર્થિવ જન્મ લેતાં પહેલા હું એ જ હતી. નાની છોકરી તરીકે હું એ જ હતી. પુખ્ત ઉંમરની સ્ત્રી થઈ ત્યારે પણ હું એ જ હતી. જે કુટુંબમાં હું જન્મી તેણે આ શરીરને પરણાવ્યું ત્યારે પણ 'હું એ જ હતી.' અને પિતાજી આજે તમારી સમક્ષ જે હું છું તે પણ હું તે જ છું' અને હવે પછી પણ અનંત આકાશમાં મારી આજુબાજુ પ્રકૃતિના નિરંતર ફેરફારો ચાલ્યા જ કરતા હોવા છતાં પણ હું એ જ રહીશ.''



# માનવતાનાં મોતી

- પરિવ્રાજક

"અરે, આ જમાનામાં આટલી મોટી રકમ તને કોણ આપશે ? તે પણ રૂા. વીસ હજાર!" આ સાંભળી તે તેજસ્વી યુવકના ચહેરા ઉપર ઉદાસીનતા છવાઈ ગઈ. આ જોઈને તે સ્નેહીએ કહ્યું, "એક દાનવીર છે તેમની પાસે તું જઈને પ્રયત્ન કર." યુવકે તેમના ઉપર એક પત્ર - ભલામણ - લખી આપવા વિનંતિ કરી. સ્નેહીએ પત્રની જરૂર ન હોવાની ખાત્રી આપી અને સીધા ભાવનગર જઈ શ્રી હરિપ્રસાદ દેસાઈને મળવા જણાવ્યું.

શ્રી હરિપ્રસાદ એક ધનાઢ્ય વેપારી હતા અને એક ગુપ્ત દાનવીર તરીકે વિખ્યાત હતા. યુવક ભાવનગર જાય છે અને શ્રી હરિપ્રસાદને મળે છે. પૂછપરછ બાદ યુવકને ઘરમાં આવકાર આપીને સ્નાન માટેનું સ્થાન બતાવીને તાજગી મેળવવા જણાવ્યું. યુવક જ્યારે બહાર આવ્યો ત્યારે આ વેપારી હાથમાં અંગુછો લઈને ઉભા હતા. યુવકે તેઓને પાંચ મિનિટ ફાળવવા વિનંતિ કરી. પરંતુ તેઓએ યુવકને પોતાનો જમવાનો સમય થયો હોવાથી પ્રથમ પોતાની સાથે જમવા બેસાડી દીધો અને કહ્યું કે પછી નિરાંતે વાતો કરીશું - યુવકને સ્વાભાવિક ચિંતા થઈ કે ભોજન કરાવીને રખેને વિદાય કરે - તો તો મુંબઈથી ભાવનગર સુધીનું ભાડું - જે ઉધાર ઉછીનું લીધેલું છે - માથે પડશે.

ભોજન બાદ શ્રી હરિપ્રસાદ હિંડોળા ઉપર બેસીને યુવકને જે વાત કરવાની હોય તે કહેવા માટે કહ્યું. યુવકે પોતાની વાત કરતાં કહ્યુ કે તે પોતે મુંબઈ વિશ્વવિદ્યાલયની બી. એ ની પરીક્ષામાં પહેલે નંબરે આવ્યો છે અને બેરીસ્ટર બનવા માટે આગળ ભણવાની ઉમેદ છે, જેને માટે રૂા. વીસ હજારની જરૂર છે. ક્ષણભર વિચારીને શ્રી હરિપ્રસાદે મુનીમને બોલાવ્યો અને કહ્યું કે આ યુવકને રૂા. વીસ હજાર આપો. મુનીમ તરત જ તે પ્રમાણે એક થેલીમાં રૂા. વીસ હજાર આપ્યા. યુવક આશ્ચર્યચકિત થઈ ગયો. ત્યાં મુનીમે નામ પૂછ્યું - શ્રી હરિપ્રસાદે કહ્યું - "અરે ! હું તો નામ પૂછવાનું પણ ભૂલી ગયો." યુવકે પોતાનું ફિરોજશાહ મહેતા નામ જણાવ્યું અને કહ્યું કે આ રકમ ઋણ પેટે લીધી છે અને પૂરી રીતે ભરપાઈ કરી આપીશ. આ માટે ખતપત્ર સહી કરવા તૈયારી બતાવી. શ્રી હરિપ્રસાદજીએ કહ્યું "ના, તેની જરૂર નથી. આ રકમ તમને શિષ્યવૃત્તિ રૂપે આપવામાં આવે છે અને આમાં સહી સિક્કા ન હોય." હવે ફીરોજશાહને વધારે આશ્ચર્ય તો ત્યારે થયું કે જ્યારે શ્રી હરિપ્રસાદજીએ કહ્યું કે, "આ તો તમારા ત્રણ વર્ષના અભ્યાસ ખર્ચ પેટે છે. પણ ત્યાં જઈને તમારા હાથ ખર્ચ માટે પણ બીજા પૈસાની જરૂર રહેશે." આમ કહી મુનીમને બીજા રૂા. પાંચ હજાર આપવા જણાવ્યું. ફિરોજશાહ ગદ્ગદ્ થઈ અને શ્રી હરિપ્રસાદજીના ચરણોમાં માથું નમાવીને બોલ્યા - તમે તો મારા ધર્મના પિતા છે. આ ઋણ હું ક્યારેય અદા નહીં કરી શકું.

આ ઘટનાને વર્ષો વીતી ગયા. આ સમયે ભાવનગર રાજ્યના દીવાન શ્રી વિઠ્ઠલદાસ મહેતા અને રહસ્ય મંત્રી શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી હતા. તેમણે શ્રી હરિપ્રસાદજીને બોલાવીને કહ્યું કે રાજ્ય ઉપર ભારે વિપદા આવી છે. બ્રિટિશરો કહે છે કે બંદર ઉપર જે જકાત આવે છે તેના પર તેમનો અધિકાર છે રાજ્યનો નહિ. રાજ્યની ઉન્નતિ આ જકાત ઉપર આધારિત છે. તો હવે શું કરવું ? થોડો સમય વિચારીને શ્રી હરિપ્રસાદજીએ કહ્યું કે આ પ્રશ્ન કાયદાકીય છે અને કોઈ બાહોશ બેરીસ્ટરની સલાહ લેવા જણાવ્યું. દિવાને કહ્યું કે અંગ્રેજો સામે ઊભા રહેવા કોણ તૈયાર થાય ? શ્રી હરિપ્રસાદે કોશિશ કરીને કહેશે તેમ જણાવ્યું. તેમણે નિવાસસ્થાને આવી શ્રી ફિરોજશાહને તાર કરીને મળી જવા કહ્યું - (દરમ્યાનમાં તેઓ વિલાયતથી પરત આવી ગયેલા) તથા તે બાબત પત્ર દ્વારા શ્રી હરિપ્રસાદજીને જણાવવા કહ્યું.

તાર મળતાં જ શ્રી ફિરોજશાહ ભાવનગર આવ્યા. આખાયે બનાવની વિગતે જાણ લઇ દીવાન સાથે મુલાકાત બાદ જણાવ્યું કે તેઓ આ કેસ, મુંબઈ હાઈકોર્ટમાં રાજ્ય તરફથી અંગ્રેજો વિરુદ્ધ, લડશે અને જરા પણ ચિંતા ન રાખવી. આ કેસ તેઓ લડ્યા, ચૂકાદો ભાવનગર રાજ્યની તરફેણમાં આવ્યો. ફિરોજશાહને ફરીથી ભાવનગર બોલાવવામાં આવ્યા રૂા. પાંચ લાખ પૂરા ફી તરીકે આપવામાં આવ્યા. ત્યારે તેમણે નમ્રતાપૂર્વક અસ્વીકાર કરીને કહ્યું કે ''મેં તો મારા પિતાનું મામૂલી કામ કર્યું છે. આ જે જે કાંઈ છું તે તેમના જ આધારે છું.'' તેમને ફૂલહાર અર્પણ કરવામાં આવ્યો જે લઇને એમણે શ્રી હરિપ્રસાદજીના ગળામાં અર્પણ કર્યો અને ચરણ સ્પર્શ કરીને કહ્યું ''આપના ઋણમાંથી ક્યારેય મુક્ત નહી થાઉં પણ આ પિતૃઋણમાંથી મુક્ત થવા માટે જે અવસર આપ્યો તે બદલ આભાર.''

આ હતા શ્રી ફિરોજશાહ મહેતા - મુંબઈના પ્રખ્યાત ધારાશાસ્ત્રી અને સમાજસેવક - જેમના નામ પરથી આજે પણ મુંબઈમાં ઘણાં સ્મારકો છે.



## ભગવાનની કૃપા હંમેશા વરસી રહી છે.

- મા

અંદરના શત્રુથી ગભરાવ નહીં. - ભગવાન પર ભરોસો રાખો - આત્મામાં સત્સાહસ અને આત્મ-નિર્ભરતા પેદા કરો - પ્રલોભનોને પછાડી દ્યો - ભગવાન મંગલમય છે - ભગવાન ના વરદ હસ્ત માથા પર છે અને અનુભવ કરો કે તે સદા રક્ષણ કરવા તૈયાર છે - તે નિત્ય તમારી સાથે છે - પછી ભય અને નિરાશા શેની !

હિમ્મત હારશો તો ભય છે કે અંદરના શત્રુઓ પથભ્રષ્ટ કરવા કોશિશ કરશે. સાવધાન - અટલ રહો. ભગવાનની કૃપા વરસી રહી છે, તેમાં સ્નાન કરી પાપ - તાપ ધોઈ નાખો - ભગવતકૃપા સિંધુના મધુર જલથી શીતલ શાંત થઈ જાવ. આનન્દમય શાન્તિમય પ્રેમમય સ્વયં થઈ જાઓ - વિશ્વાસ કરો - જે વિશ્વાસ કરશે તે નિહાલ થઈ જશે. આ સત્ય છે સત્ય છે, સત્ય છે, બનાવટ નથી.

# શકિત, શાકત-દર્શન અને શકિતપૂજા

- ડૉ. રાધિકા જરીવાળા

શક્તિ શબ્દ શક્ ધાતુ પરથી બનેલો છે. ઈષ્ટ કાર્ય સાધી શકવાના સામર્થ્યને શક્તિ કહે છે. આ શક્તિના ઉપાસકોનો સંપ્રદાય શાક્ત સંપ્રદાય કહેવાય છે. આમાં પ્રધાન ઉપાસ્ય દેવ તરીકે શક્તિનો - દેવીનો - સ્વીકાર હોય છે. શૈવમત અને શક્તિમત વાસ્તવમાં જુદા મનાતા હોવા છતાં મૂળે તો અભિન્ન જ છે, તેમનો સંબંધ દેહ અને આત્મા જેવો કહી શકાય. સિદ્ધાંતમાં બન્ને લગભગ મળતા આવે છે. શૈવદર્શનમાં આત્માની ઓળખ માટેના ત્રણ ઉપાયો માનવામાં આવ્યા છે - શાંભવ, શાક્ત, આણવ. તેમાં શાક્ત અને આણવ એ બે ઉપાયોના વર્ણનમાં શાક્તદર્શનનું રૂપ છતું થાય છે. શિવ-શક્તિ બન્ને એક જ ઢાલની બે બાજુ જેવાં રૂપો છે, પરમેશ્વરનું હૃદય શક્તિ છે એવું સૂત્ર શાક્તોમાં પ્રચલિત છે. પ્રકાશ એ વસ્તુરૂપ છે પણ જ્યાં સુધી શક્તિરૂપ બનતો નથી ત્યાં સુધી અનુભવ પ્રકટ થતો નથી. અગ્નિમાં વિભુતત્ત્વ અરણિ રૂપે ગુપ્ત હોય છે જ તેમ જ્ઞાનપ્રક.શ સમગ્ર વિશ્વમાં ગુપ્ત રૂપે છે. આ સામાન્ય ચિતિ - પરમાત્મ પ્રકાશ - સ્ફુલિંગ બનીને રૂપ પામે છે એને શકિત કહે છે, ચિતિનું સામાન્ય પ્રકાશ સ્વરૂપ તે શિવતત્ત્વ, શિવતત્ત્વમાં જ્ઞાન હોય અને તેને પ્રત્યક્ષ જોવાની એટલે કે આત્મ પરામર્શ કરનારી શકિત કહેવાય. શિવ એટલે ચિતિ, શક્તિ તે ચૈતન્ય, બન્ને અવિભક્ત, અભિન્ન છે, એકબીજા વગર બન્નેની શક્યતા નથી. ચિતિ શક્તિ પોતાના જ નિયત્રંણમાં રહી આ સમગ્ર વિશ્વની સિદ્ધિનું કારણ બને છે, તે પોતે જ પોતાના બળ વડે વિશ્વરૂપ ભાસે છે.

આમ તો કેટલાક પરિવારોમાં દેવીની પૂજા હોય છે જ. તમે જ માતા, પિતા, બંધુ, સખા, દ્રવ્ય, વિદ્યા બધું જ છો - એમ કહી માનવી ઈશ્વરને ભજે છે. આમ પરમાત્માને કોઈ પણ રૂપમાં ભજી શકાય છે. પણ માતાના રૂપમાં પણ તેની વિશેષ ભાવે ઉપાસના થતી રહી છે. ભગવતીનાં સ્તુતિવાચક નામોમાં ત્રણેય લિંગનાં - સ્ત્રી, પુ, નપું નામો આવે છે. શ્રીમદ્ ભાગવતમાં છે - न स्त्री न षण्ढो न पुमान् अजेशितुः કાલિદાસે પણ તેના સ્તોત્રમાં આ પ્રકારનો ઉલ્લેખ કર્યો છે. આ જ કારણથી ચિન્તન કરતી વખતે કોઈપણ લિંગના દેવતાનું ધ્યાન કરવાનો વિકલ્પ છે. લલિતાસહસ્ર નામમાં જ ભગવતીનાં ત્રણેય લિંગનાં નામો છે - परंधामः (नपु.), परमाणुः (पुं.), परात्परा (स्त्री.).

શાક્તવાદમાં યોગ અને જ્ઞાનનું મહત્ત્વ સ્વીકારાયેલું હોવાથી સાધક જ્ઞાન પ્રાપ્ત કરી યૌગિક ક્રિયાઓ દ્વારા અંતે પરબ્રહ્મની પ્રાપ્તિ - મોક્ષ મેળવી શકે છે. શાક્તો, શક્તિને સૃષ્ટિની કર્તા, પાલક અને સંહારક તરીકે પૂજે છે. સૃષ્ટિ અને સંહારનાં કાર્યો પરમબ્રહ્મ શક્તિની સહાય વગર કરી શકે નહીં. પરમાત્માની ચૈતન્યરૂપ શક્તિ અથવા ચિત્ શક્તિ વડે ખુલાસો કરવાનો શાક્તોનો પ્રયત્ન છે. શક્તિ સ્તુતિમાં ઘણાં બીજમંત્રો છે, જુદા જુદા પ્રદેશોમાં માતૃરૂપે તે અનેક રૂપે અને અનેક નામે પૂજાય છે. તેની ઉત્પત્તિ વિશે અનેક લોકકથાઓ પ્રચલિત છે. શક્તિ કોઈ એક પદાર્થનું બળ નથી, પણ પરમાત્માનો પોતાના સ્વરૂપને બહાર પ્રકટ કરવાનો પોતાનો વેગ છે. શિવસ્વરૂપ - પ્રકાશ સ્વરૂપ - ને પ્રકટાવવા આદ્યશક્તિ પ્રવૃત્ત થાય છે ત્યારે પ્રકાશ અને વિમર્શ -શિવ અને શક્તિ બન્ને સમરસ થાય છે, શક્તિનું આ બીજું રૂપ આનંદમયીને નામે પણ ઓળખાય છે. આનંદરૂપ બનેલી ચિન્મયી શક્તિને 'પરાવાક્' અથવા 'શાક્તબિંદુ' કહે છે. આ સ્થિતિને પૂર્ણ અનુભવની સ્થિતિ કહે છે, કારણ કે તેમાં જ્ઞાતા - જ્ઞેયનો ભેદ નષ્ટ થઈ માત્ર આનંદ પ્રકટે છે.

પ્રારંભમાં શક્તિપૂજા અનાર્ય જાતિમાં પ્રચલિત હતી. શરૂમાં થતી શક્તિપૂજા પાછળથી શિવની અર્ધાંગિનીરૂપ બની ઉમા નામથી પ્રચલિત થઈ. શાક્ત સંપ્રદાયમાં શક્તિ કેન્દ્રસ્થાને હોય છે. તેમાં દુર્ગા પ્રધાન દેવી મનાય છે, તેનાં જ અનેક નામો અને વિવિધ સ્વરૂપો પૂજનીય હોય છે. ભગવતી દુર્ગાનાં જ મહાલક્ષ્મી, મહાકાલી અને મહાસરસ્વતી એ મુખ્ય ત્રણ સ્વરૂપો - રજસ્, તમસ્ અને સત્ત્વગુણપ્રધાન મનાય છે. ઈચ્છાશક્તિ, ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ તેની અભિવ્યક્તિઓ છે. બધી જ દેવીનાં સ્વરૂપોની ઉત્પત્તિ મહાલક્ષ્મીમાંથી થઈ હોવાનો માર્કણ્ડેય પુરાણમાં ઉલ્લેખ છે.

શાક્ત સંપ્રદાયમાં શક્તિનાં ત્રણ સ્વરૂપો - પ્રકાર જણાય છે : (૧) અધિભૂતશક્તિ - એને અર્વાચીન વિજ્ઞાન કુદરતી કે પ્રકૃતિની શક્તિ તરીકે ઓળખે છે. (૨) અધિદૈવ શક્તિ-માનવની શક્તિ પ્રકૃતિની શક્તિ પર આધારિત છે, તેથી તે પોતાનાથી વધુ શક્તિમાન એવી દૈવી - દેવોની શક્તિની ઉપાસના કરે છે. (૩) અધ્યાત્મ શક્તિ - જગતના પરમ તત્ત્વ - બ્રહ્મતત્ત્વને ઓળખનારી માણસની શક્તિને અધ્યાત્મ શક્તિ કહે છે. આ શક્તિ જ્ઞાન અને યોગ દ્વારા મેળવી શકાય છે, એવું શાક્ત સંપ્રદાયમાં માનવામાં આવે છે.

શાક્તદર્શન ભારતમાં અતિ પ્રાચીન કાળથી પ્રચલિત છે. તેની પ્રથમ માહિતિ વેદોમાંથી મળે છે. વેદોમાં પ્રકૃતિનાં તત્ત્વો - અદિતિ, સૂર્ય, ઉષા, લક્ષ્મી વગેરેની સ્તુતિ જોવા મળે છે. અંભૃણ ઋષિની પુત્રી વાક્રચિત "વાક્સૂક્ત" શક્તિવાદનું સમર્થન કરે છે. શ્રીસૂક્ત, દુર્ગાસૂક્ત, મેધાસૂક્ત વગેરે પણ પ્રસિદ્ધ સ્તોત્રો છે. કેનોપનિષદ્માં પણ ઉલ્લેખ છે કે દેવીએ ગર્વિષ્ઠ દેવોનો મદ ઉતાર્યો હતો. પછીના ઉપનિષદ્ કાળમાં શક્તિવાદ સ્વરૂપનો વિસ્તાર જોવા મળે છે. બ્રાહ્મણો ને આરણ્યકોમાં પરમ ચૈતન્યની શુદ્ધ શક્તિ ગાયત્રી, સાવિત્રી, સરસ્વતી વગેરેની મહાશક્તિનો પરિચય તથા ઉલ્લેખ મળે છે. મોહેં-જો-દડો અને હડપ્પાનો સંસ્કૃતિ અવશેષોમાંથી દેવીની પ્રતિમાઓ મળી આવી છે. ગુપ્ત, ચાલુક્ય તથા અનુગુપ્ત કાળના રાજાઓના સમયમાં શક્તિનો મહિમા વિશેષ રૂપે વધવા લાગ્યો હતો. ઈલોરાની ગુફાઓમાં દેવીની ઘણી પ્રતિમાઓ છે. માર્કણ્ડેયપુરાણ આ સંપ્રદાયનો સર્વાધિક માન્યતા પ્રાપ્ત ગ્રંથ છે. મહાભારતમાં ભીષ્મપર્વના પ્રારંભમાં દુર્ગાપૂજાનો ઉલ્લેખ છે, શ્રીમદ્ ભાગવતમાં દેવી કાત્યાયિનીના વ્રતની વાત છે. ગુજરાતમાં કેટલાક પ્રસિદ્ધ શાક્ત ઉપાસકો થઈ ગયા. ભક્ત વલ્લભ અને ભક્ત ધોળા (જન્મ ઈ.સ. ૧૫૮૪) બે જોડિયા ભાઈઓ હતા. તેઓ મંત્રસિદ્ધ હતા એમ કહેવાય છે. વલ્લભ ભટ્ટનો "આનંદનો ગરબો" શક્તિરહસ્યને વિસ્તૃત રીતે સમજાવે છે. ગુજરાતના શાક્ત સંપ્રદાયના તત્ત્વચિંતક તરીકે મીઠુ મહારાજ (ઈ.સ. ૧૭૩૮-૧૭૯૮) જાણીતા છે. તેમણે અર્ધનારીશ્વરની ભાવના પર આધારિત શ્રીચક્રની પદ્ધતિ અનુસાર રાસરસનું વર્ણન કર્યું છે. આ કૃતિમાં શાક્ત સંપ્રદાયના સિદ્ધાંતોની ઉત્તમ રીતે છણાવટ થયેલી છે. જનીબાઈ, મીઠુમહારજનાં પ્રસિદ્ધ શિષ્યા હતાં. શાક્ત સંપ્રદાયનાં રહસ્યો દેવીભક્તિનાં કાવ્યો દ્વારા સમજાવનાર કવિ બાલાશંકરનું સ્થાન મહત્વનું છે. બાલા ત્રિપુરાની ઉપાસનાના ફળ સ્વરૂપે તેમનો જન્મ થયો હતો. તેમણે શંકરાચાર્યરચિત ભગવતીનાં રહસ્યસ્તોત્ર સૌંદર્યલહરી-નો ગુજરાતીમાં પદ્યાનુવાદ કર્યો છે. શ્રી અરવિંદે ચિતિ શક્તિ - પરાશક્તિના અવતરણ માટે સાધના કરી હતી.

ભારતની ફિલસૂફી પર શાક્તદર્શનની ઘણી અસર છે. બંગાળ તથા અસમ પહેલેથી જ શક્તિપૂજાનાં કેન્દ્રો રહ્યાં છે. દેશમાં શક્તિસાધનાનાં ઘણાં પીઠો, કેન્દ્રો છે. ગુજરાત અને પશ્ચિમ ભારતમાં શાક્તસંપ્રદાયનું અસ્તિત્વ પ્રાચીનકાળથી છે. દક્ષ પ્રજાપતિ દ્વારા શંકરનું અપમાન થતાં સતીએ આવેશમાં પ્રાણત્યાગ કર્યો. ક્રોધિત શિવે ભૈરવરૂપ ધરી દક્ષનું મસ્તક કાપીને યજ્ઞકુંડમાં નાંખ્યું. (પાછળથી દક્ષપત્ની પ્રસૂતિની વિનંતિથી દક્ષને શિવજીએ

સજીવન કર્યો હતો.) અને સતીના દેહને ખભે નાખીને આમતેમ દોડવા લાગ્યા. તેમને શાંત પાડવા વિષ્ણુએ સુદર્શન ચક્રથી સતીના દેહના કકડા કરવા માંડ્યા. અંતે ભાર હળવો થતાં શિવ શાંત થયા. સતીના દેહનાં અંગો જ્યાં જ્યાં પડ્યાં તે તે સ્થળો મહાશાક્તપીઠો તરીકે ઓળખાયાં. આવાં એકાવન શક્તિપીઠો હોવાનું મનાય છે. આ બધાં પીઠો શાક્તો માટે તીર્થધામ ગણાય છે. ગુજરાતમાં અંબાજીનું પ્રસિદ્ધ શાક્તપીઠ છે.

શક્તિની ઉપાસનાના બે માર્ગો પ્રચલિત છે. વામમાર્ગ અને દક્ષિણમાર્ગ. દક્ષિણમાર્ગની ઉપાસનાની રીત સૌમ્ય છે, જ્યારે વામમાર્ગીઓ પંચમકાર (મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા, મૈથુન)નો ઉપયોગ કરી જુગુપ્સાપ્રેરક વિધિઓ કરે છે. પરિણામે સમાજમાં આ માર્ગ સ્વીકૃત નથી બની શક્યો. આ શાક્તતંત્રો દ્વારા વામમાર્ગ પ્રબળ થતાં કાલી અને ભૈરવની વિકૃત રીતે ઉપાસના શરૂ થઈ, અનાચાર, અધર્મ અને અવળાપણું ફેલાયું.

શક્તિત્વનો વેદકાળથી સ્વીકાર છે, પણ વિશેષે તે બૌદ્ધ ધર્મના ઉદય પછીથી પ્રસિદ્ધિમાં આવ્યો જણાય છે. બૌદ્ધ તંત્રાચાર્યોમાં નાર્ગાજુનનું નામ પ્રસિદ્ધ છે. કવિ કાલિદાસની પ્રસિદ્ધિ પણ તાંત્રિક તરીકેની હતી. ગુરુગૌડપાદાચાર્ય તંત્રવાદી હતા. ''સૌંદર્યલહરી'' પરથી જાણી શકાય છે કે શંકરાચાર્ય પણ તંત્રમાર્ગના જ્ઞાતા હતા, ત્રિક્દર્શનના આચાર્ય અભિનવગુપ્તે 'તંત્રલોક' નામનો ગ્રંથ રચ્યો હતો. તંત્રજ્ઞાનમાં તત્ત્વજ્ઞાન અને યોગશાસ્ત્રનો સમન્વય સધાયેલો છે. ક્રિયાયોગનું નિરૂપણ કરનાર ગ્રંથોને તંત્ર કહે છે. શૈવોમાં  વૈષ્ણવોમાં, ગાણપત્યો (ગણપતિના પૂજકો)માં, સૌરો (સૂર્યપૂજકો)માં બૌદ્ધોમાં કે જૈનોમાં શાક્તદર્શનની છાયા જણાય છે, એ અર્થમાં તે સર્વદેશી છે. જે રીતે બ્રહ્મદર્શન બ્રહ્મને લગતું હોતું નથી, તેમ શાક્તદર્શન પણ શક્તિનું જ પૂજન કરવાનું સૂચવતું નથી. સચ્ચિદાનંદ બ્રહ્મ જે દેવમાં સ્થાન પામે તે તે દેવરૂપે તે પૂજ્ય મનાય છે, પછી તેને બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર કે વરુણ કહેવામાં આવતા હોય, તે જ રીતે ચિદાનંદમયી શક્તિ મહાકાલી, મહાલક્ષ્મી, મહાસરસ્વતી, ત્રિપુરા, તારા, લલિતા વગેરે નામો ધરાવતી પૂજનીય કોટીમાં સ્થાન પામે છે. તેમાં માતૃભાવ પ્રધાન છે, આ તત્ત્વભાવની ભૂમિકા પર જે સાહિત્યની રચના થઈ તે તંત્રસાહિત્ય કહેવાય છે, આ માર્ગને તંત્રમાર્ગ તરીકે પણ ઓળખવામાં આવે છે. આ શાક્તતંત્રો સર્વદેવ અને સર્વ વિદ્યાને સ્પર્શે છે. તેના સાહિત્યના વિષયો વિવિધ છે. જેવા કે બ્રહ્મનું સ્વરૂપ, આગમો, સૃષ્ટિના ઉદ્‌ભવ - સંહારનું વર્ણન, જ્યોતિર્વિદ્યા અનેક પ્રકારનાં ચક્રો, મંત્રોનો ઉપયોગ, બ્રહ્માંડની ઉત્પત્તિ, તીર્થો વગેરે.

પ્રાચીન કાળમાં વૈદિક ક્રિયાઓનું પ્રાધાન્ય ઘટતાં તાંત્રિક ક્રિયાઓનો પ્રસાર થયો. તંત્ર શબ્દ 'તન્' ધાતુ પરથી બન્યો છે. તન્ એટલે વિસ્તાર પામવું તથા રક્ષણ કરવું એમ બે અર્થો થાય છે. વિવિધ તત્ત્વો અને મંત્રોથી યુક્ત અનેક અર્થોનો વિસ્તાર કરે છે તેથી આ શાસ્ત્રને તંત્ર કહેવાયું છે. તેમાં દર્શાવાયેલી ક્રિયાઓમાં રહસ્યમંત્રને સિદ્ધ કરવાની વિધિઓ - ક્રિયાઓનો સમાવેશ થાય છે. તંત્રમાર્ગમાં શક્તિની ઉપાસના દ્વારા પરમાત્માની ચૈતન્ય શક્તિ પામવાનો હેતુ રહેલો છે. આ શક્તિને વિવિધ નામે પ્રબોધાય છે. જેમ વિષ્ણુના પ્રતીક રૂપે શાલિગ્રામ અને શિવના પ્રતીક રૂપે લિંગ પૂજાય છે તેમ શક્તિના પ્રતીક રૂપે યંત્રની સ્થાપના કરાય છે. શક્તિનું યંત્ર તે સબિંદુ ત્રિકોણ $\Delta$ છે. તાંત્રિકો ચોક્કસ પરિભાષામાં મંત્રોચ્ચાર કરે છે. પ્રત્યેક દેવતાનો બીજ મંત્ર અને યંત્ર હોય છે. મંત્રશાસ્ત્ર દરેક ધર્મમાં ચોક્કસ સ્વરૂપે જોવા મળે છે. તે હિંદુધર્મના દરેક દેવદેવીને લાગુ પડે છે. દરેક દેવતાની ઉપાસના માટેના મંત્રની આગળ બીજમંત્ર લેવામાં આવે છે. મંત્રશાસ્ત્ર સર્વધર્મોનું સામાન્ય તંત્ર છે. મંત્રની શક્તિને જુદા જુદા સંપ્રદાયો જુદી જુદી રીતે ઓળખાવે છે. માહેશ્વરો તેને શક્તિ કહે છે, સાંખ્યો પરાપ્રકૃતિ, સૂર્યના ઉપાસકો મહારાજ્ઞી, બ્રહ્માના ભક્તો

શ્રદ્ધા, વેદવાદીઓ ગાયત્રી, ચાર્વાકો આશા, બૌદ્ધો તારા, તો જૈનો તેને શ્રી નામે ઓળખે છે. દરેક સંપ્રદાયના અનુયાયીઓ મંત્રશક્તિને માને છે અને જુદે જુદે નામે ઓળખે છે. શુદ્ધ વાતાવરણમાં, વિધિવત્ પૂજાયેલું યંત્ર જ ફળદાયી બને છે. તંત્રમાર્ગમાં ગુરુ, દીક્ષા અને મંત્રનું મહત્વ વિશેષ છે. શિવ પોતે જ માનવગુરુ તરીકે પ્રગટ થાય છે અને મંત્રદીક્ષા આપે છે.

શક્તિની ઉપાસના માટે દરેક માસની આઠમ, ચૈત્ર અને આસો માસના પ્રથમ આઠ દિવસ, દરેક અમાસ અને પૂનમ વગેરે યોગ્ય તિથિઓ મનાય છે. શારદીય - આસો માસના પ્રથમ નવ દિવસ - નવરાત્રિ, દેવીપૂજા માટે વધુ જાણીતા છે. પ્રથમ ત્રણ દિવસ વિઘ્નહર્તા દુર્ગા (દુર્ગ એટલે વિઘ્ન)ની પછી ત્રણ દિવસ લક્ષ્મીની અને છેલ્લા ત્રણ દિવસ સરસ્વતીની ઉપાસના થતી હોય છે. સુર-અસુરોના યુદ્ધમાં દેવીએ પ્રત્યક્ષ થઈ અસુરોનો સંહાર કરી દેવોને સહાય કરી હતી એવી કથા પુરાણોમાં છે. દેવીને શરણે જવાથી, દુર્ગાની કૃપાથી આપણાં અંતરમાં રહેલી આસુરી વૃત્તિઓરૂપી વિઘ્નો નાશ પામે છે, કામ-ક્રોધ વગેરે મળ નષ્ટ થાય છે, પછી નિર્મળ હૃદયમાં ઐશ્વર્ય (લક્ષ્મી) આવે છે - દૈવી ગુણો પ્રગટે છે, આવા નિર્મળ અંતઃકરણમાં અજ્ઞાનનો અંધકાર દૂર થાય છે, સરસ્વતીની કૃપાથી હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ રેલાય છે. નવમા દિવસે સરસ્વતીશયન; એ દિવસે શાસ્ત્રોનું અધ્યયન થતું નથી, વિજ્યાદશમીએ અધ્યયનનો પ્રારંભ થાય છે. આસુરી વૃત્તિઓ પર દૈવી વૃત્તિઓનો વિજય અને પરિણામ શુદ્ધ અંતઃકરણમાં માનું સ્થાન. આ છે દુર્ગાપૂજાનું રહસ્ય.

આ બધાં નૈમિત્તિક કર્મો દેહશુદ્ધિ અને સ્થળશુદ્ધિ કરીને કરવાનાં હોય છે. અધ્યાત્મ રામાયણ તથા અનેક પુરાણાદિ ગ્રંથોમાં વૈદિક સાથે તાંત્રિક પૂજાનું પણ વિધાન છે. તંત્રમાર્ગમાં શક્તિની ઉપાસના પણ દેવીનાં વિવિધ રૂપો માટે થાય છે. ભક્તિના બે પ્રકાર માનવામાં આવ્યા છે. ગૌણીભક્તિ અને પરાભક્તિ. ક્રમથી વધતાં અનેક જન્મોની ઉપાસના પછી ત્રિપુરસુન્દરીની ગૌણીભક્તિ અને ત્યારબાદ પરાભક્તિનો ઉદય થાય છે. ત્રિપુરસુન્દરીની ઉપાસના માટેનાં તંત્રો, શાક્તો માટે મુખ્ય છે. શિવ શક્તિ, વિષ્ણુ, ગણેશ, સૂર્ય વગેરે વિવિધ દેવોનાં જુદાં જુદાં તંત્રો છે, બૌદ્ધો અને જૈનોનાં પણ તંત્રો છે. બધા દેવોની સાધના પણ તાંત્રિક પરંપરાનો જ ભેદ છે, છતાં સામાન્ય રીતે 'તાંત્રિક સાધના' શબ્દ શક્તિસાધનાને માટે જ વપરાય છે, અને તેની સાથે સંબંધિત હોવાથી શૈવસાધના પણ તેમાં સમાવિષ્ટ મનાય છે. તાંત્રિક કર્મો વૈશ્વિક યજ્ઞનું જ રૂપાંતર છે.

શંકરાચાર્યજીએ કહ્યું છે કે कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति। અત્યંત પાપિત હૃદય પણ માને આર્જવભરી પ્રાર્થના કરે તો મા તેના બધા દોષો માફ કરી દે છે. પાપાચાર અને હતાશામાં ગરકાવ થયેલા માણસને શક્તિવિશેષ પરમ ભગવતીનું શરણ જ ભવદુઃખ કાપનાર બની રહે છે. પૂજ્ય શ્રી શ્રી મા આનન્દમયી આ પરમ ભગવતી શક્તિનું મૂર્તિમંત રૂપ છે, એનું શરણ આપણા સહુને માટે તરણોપાય બની રહે એવી પ્રાર્થના સહ.....



# લીલા

આજે માએ એક અદ્‌ભુત પ્રસંગ કહ્યો - ''આજે બપોરે જોતી હતી કે તમે લોકો જેને છદ્મવેશ કહો છો, તે જ વેશમાં એક વિધવા (ના વેશમાં) મહિલા આ શરીર પાસે આવીને ઊભી છે. મહિલાનું મુખ કલાંત છે, આંખોમાં પાણી છે. જેવી રીતે તમે લોકો કહો છો ''કહો આપ કેમ આવ્યાં ?'' બરોબર તે જ રીતે (આ શરીર દ્વારા) કહેવાયું, ''કહો આપ કેમ આવ્યાં ?'' એવી ભાવ-ભંગિમાંથી એ પૂછાયું કે છદ્મવેશધારી મહિલા એકદમ સમજી ગઈ કે માએ ઓળખી લીધી છે. એ તરત ફિસ્સ કરતી હસી પડી, અને પોતાના રાધારૂપને પ્રગટ કરી દીધું.''



દીદી લખે છે : નીચેના ઓરડામાં કાનૂ વગેરે નિયમિત રૂપે કીર્તન કરે છે. માએ ઉપર સૂતાં સૂતાં એક દિવસ સૂક્ષ્મમાં જોયું કે કીર્તનની વચ્ચે શી ખબર કોણ ફરતું ફરતું નાચી રહ્યું છે. એ વિષે માએ કહ્યું : ''અરી માઁ ! કુછ દેર બાદ કયા દેખતી હૂં કિ વહાં તો યહી શરીર નાચ રહા હૈ.'' .... ''સભી સ્થાનોં પર હર વક્ત સબ કુછ હૈ ન''.

માની આ વાત સાંભળીને તથા ભાવ-ભંગિમા જોઈને બધાંને ખૂબ આનંદ થયો.



પ્રશ્ન : જ્યારે કુરુક્ષેત્રમાં યુદ્ધ ચાલતું હતું ત્યારે ભગવાન કૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે તું યુદ્ધ કર, બધાં પાપો માટે જવાબદાર હું છું. તો પછી અમે લોકો જે પાપ કરીએ છીએ એને માટે પણ ભગવાને જ તો જવાબદાર હોવું જોઈએ. અમે પાપ કરીએ છીએ તેના જવાબદાર શું ભગવાન નથી ?

પ્રશ્નના ઉત્તરમાં માએ એક વાત કહી : વાલ્મીકિજીની વાત સાંભળી છે ? જ્યારે પહેલાં તેઓ ડાકૂ હતા ત્યારે એક વાર એમણે નારદજીને જ પકડ્યા અને મારવા ગયો, ત્યારે નારદજીએ એને પૂછ્યું, ''તું આ લોકોને લૂંટે છે, ખૂન કરે છે - તારાં આ બધાં પાપોમાં ભાગ પડાવનારું કોઈ છે ?'' ડાકૂ બોલ્યો, ''હું લોકોને મારું છું, લૂંટું છું - એ ધનથી મારી સ્ત્રી, પુત્ર, પિતા-માતાને પોષું છું. એ બધાં મારાં પાપોમાં ભાગીદાર છે.'' નારદજીએ કહ્યું, ''સારું, તું ઘેર જઈને તારાં માતા-પિતા-સ્ત્રી ઈત્યાદિને પૂછી આવ.'' ડાકૂ બોલ્યો, ''હું ઘેર પૂછવા જાઉં ને તમે ભાગી જશો, માટે હું તમને આ વૃક્ષ સાથે બાંધીને જઈશ.'' આમ બોલી નારદજીને બાંધીને ડાકૂ એને ઘેર ગયો અને બધાંને પૂછ્યું તો બધાંએ કહ્યું કે તમે પાપ કરો છો તો તે માટે તમે જ જવાબદાર છો.

ડાકૂ નારદજી પાસે આવ્યો અને શ્રીચરણોને શરણે ગયો. એ જ ડાકૂ ભગવન્નામ-જપથી વાલ્મીકિ ઋષિ બન્યો.

માએ આગળ કહ્યું - ''એટલા માટે તમે જે પાપ કરશો, તમારે જ એનું ફળ ભોગવવું પડશે. જો તમને તમારા પાપને ઉપાડનાર કોઈ મળી જાય તો બહુ સારું. પછી તમે જે ફાવે (તે) કરો, એ સંભાળી લેશે. યંત્રને કંઈ પાપ નથી લાગતું, યંત્રીને જ પાપ લાગે છે. મોટર ''ઍક્સીડન્ટ'' થાય તો મોટરને કોઈ મારતું નથી, ડ્રાઈવરને માથે ડંડા પડે. તમારા દિલમાં સંદેહ છે એટલે પાપ લાગે છે. જે દોષને ખલાસ કરી શકે છે એને દોષ લાગતો નથી. જે સૃષ્ટિનું સર્જન કરે છે, એ જ એનું પાલન કરે છે અને સંહાર પણ કરે છે. તમે તમારાં પાપો માટે ભગવાનને દોષી ન ગણાવી શકો, ભગવાન તો બધાંથી પર છે. જેની દોષદૃષ્ટિ છે એને જ દોષ લાગે છે.''



**મા :** ભગવાન જો ન બોલાવે તો કોઈ ન આવી શકે. કોઈને મુખે સાંભળી છે - પાપ-પુણ્યની વાર્તા કહી દઉં? ભગવાને આખી સૃષ્ટિની રચના કરી દીધી અને (બધાંની) પોતપોતાની ''ડ્યુટી'' મૂકી દીધી. પાપ બાકી રહી ગયું. પાપે જઈને ભગવાનને કહ્યું, '' હે પ્રભો, મારી જગ્યા ક્યાં રાખી ?'' ભગવાને કહ્યું, ''તારે માટે પણ જગ્યા રાખી છે. જેના મુખમાં હરિકથા ન હોય ત્યાં તું નિવાસ કર.

બીજે દિવસે કથા-પ્રસંગમાં માએ કહ્યું : કોઈ મહાત્માએ કહ્યું હતું કે કોઈ વ્યક્તિ મુખમાં બંબો (સિગારેટ) રાખે છે. કોઈએ આ શરીરને કહ્યું હતું કે - ''હું મારા પૈસાથી સિગરેટ ફૂંકું છું. બીજાને એમાં શું ?'' આમ પૈસાને ફૂંકી દેવા બરોબર નથી. એના કરતાં પૈસા બચાવીને ભગવાનની સેવામાં મૂકો.

**પ્રશ્ન :** અગ્નિમાં પણ ભગવાન જ છે.

**મા :** સહુમાં ભગવાનને જોનાર સિગારેટ ન ફૂંકે.



એક વાર આશ્રમના મંદિરના પ્રાંગણમાં કેટલાક દીક્ષાર્થીઓ દીક્ષા ગ્રહણ કરી રહ્યા હતા. તે જ વખતે એકદમ કશેથી સીધી-સાદી, સરળ ગ્રામીણ સ્ત્રીઓનું ઝુંડ આવી પહોંચ્યું. એમણે સાંભળ્યું કે મા નામદાન કરી રહ્યાં છે, એટલે એમને પણ દીક્ષા લેવાની ઈચ્છા થઈ. માને કોઈકે કહ્યું. એ સાંભળીને મા ઉન્મુક્ત ભાવે ખૂબ હસ્યાં, અને એક અચિંત્ય દિવ્ય ભાવમાં અપૂર્વ હાસ્ય કરતાં બોલ્યાં, ''આવો, આવો. કોણ કોણ નામ લેવા ચાહે છે ?''

જગદંબાનું મંગળ આમંત્રણ મેળવતાં જ સર્વે ઉપસ્થિત જનો દોડી ગયા, અને મા પાસેથી નામ પ્રાપ્ત કરીને ધન્ય થઈ ગયા.



આશ્રમના દંડીસ્વામી પૂ. નારાયણ સ્વામી લખે છે : કાશી આશ્રમમાં એક દિવસ માનાં દર્શનાર્થે એક અમેરિકન સાહેબ અને મેમ આવ્યાં. બંન્ને જણ દર્શન કરીને જ્યારે ઓરડામાંથી બહાર જવા માંડ્યાં, ત્યારે મા પોતાના શરીરને બતાવીને સહસા બોલી ઊઠ્યાં - ''યોર બેબી.'' માને મુખેથી શબ્દો નીકળતાંની સાથે જ સાહેબે દોડીને ભાવાવેશમાં માને પકડી લીધાં અને માની પીઠ પર હાથ મૂકીને માને ચુંબન કરી દીધું. મેમસાહેબે પણ એ પ્રમાણે કર્યું. થોડીક વારમાં જ મા એ બેનાં પરમ આત્મીય થઈ ગયાં. ભક્ત ને ભગવાનમાં સ્વયં ભગવાને જ વાત્સલ્ય સંબંધ સ્થાપ્યો !



એક વાર મા ભક્તોની મંડળી સાથે ફરતાં ફરતાં એક પોલીસચોકીએ આવી પહોચ્યાં. ત્યાં આંગણામાં એક વિશાળ વટવૃક્ષ હતું જેની ચારે બાજુ પાક્કો ઓટલો હતો. મા ત્યાં બેસી ગયાં. ભક્તો મૂંઝાયેલા હતા કે આમ પોલીસચોકીમાં મા ? કોણ જાણે શી લીલા કરશે ? ભક્તોથી ન રહેવાયું, ને માને પૂછ્યું, તો મા બોલ્યાં, ''ચોકીના જે ઈન્ચાર્જ છે, એમનું મન આજ સવારે પાંચ મિનિટ માટે ચોરી કરવા ગયું હતું, એ મને ચોકીએ પકડી લાવ્યા છે.''

એટલામાં પોલીસચોકીના ઈન્સ્પેક્ટર આવી પહોંચ્યા, માને એકાએક ત્યાં જોઈને ભાવવિભોર થઈ ગયા. માને પ્રણામ કરીને રહસ્ય પ્રગટ કરતા બોલ્યા, ''આજે સવારથી હું હઠ કરીને બેઠો હતો કે મા જ્યારે પોતે કૃપા કરશે,

ત્યારે જ માનીશ. મા સાચે જ ભગવતી છે. હું ધન્ય થઈ ગયો.''



એક ધોબણ કપડાં લેવા આવી. એના પગમાં જાડાં ને વજનદાર કડાં હતાં. માનો વિનોદ કેવો ! એ લીલા પાછળ શું કારણ ? માએ એની પાસેથી કડાં માગીને પોતે પહેરી લીધાં. પછી ગંભીર થઈને ધોબણને કહ્યું, **''બધું જ તો મારું છે.** આજથી તારાં કડા મારાં થઈ ગયાં. હવે તું જઈ શકે છે.''

ધોબણ કંઈ સમજી ન શકી ને એકદમ ડઘાઈ ગઈ. આશ્રમની બહેનો પાસે જઈને ફરિયાદ કરી, મા ઉપર આરોપ મૂક્યો. બહેનાં મા પાસે આવી. જુએ તો મા વિનોદના ભાવમાં ! મા બોલ્યે જાય છે, ''ધોબણને હવે કડાં નહિ આપું, આ તો મારાં છે......'' ધોબણ વારંવાર મા પાસેથી આ જ વાત સાંભળીને વધારે ગભરાઈ ગઈ, આશ્રમની બહેનો મોં પર કપડું દાબીને હસતી હઈ. અદ્‌ભુત દૃશ્ય હતું.



મંદિરોમાં થઈને મા બજારને રસ્તેથી ભક્તો સાથે પસાર થઈ રહ્યાં હતાં. એકાએક વાસણોની એક દુકાનમાં પ્રવેશીને પિત્તળના બે ઘડા ઉઠાવ્યા. એમાંનો એક પોતે રાખીને બીજો વિમલાને આપીને ચાલવા માંડ્યાં. દુકાનદાર શું બોલે ? એ તો દ્વિધામાં પડી ગયો - એક બાજુ પોતાના ભાગ્યને વખાણે તો બીજી બાજુ કિમ્મતની પણ ચિંતા થાય! ભક્તો સમજી ગયા ને કહ્યું કે એ કળશોના પૈસાની ચિંતા ન કરે, એને આપી દેશે.

મા તો ઘડા લઈને ચાલ્યાં, માર્ગમાં બે સાધુઓને બંન્ને ઘડા આપી દીધા.



''એક માણસ હતો. એ હંમેશ ''હરે કૃષ્ણ'' નામ જપ્યા કરતો. એક દિવસ એ એક માણસને ત્યાં અતિથિ રૂપે ગયા. (અતિથિ) જેમને ત્યાં ઊતર્યા હતા એમણે રાત્રે સાંભળ્યું કે માત્ર ''હરે કૃષ્ણ હરે કૃષ્ણ'' નામ થઈ રહ્યું છે. પહેલાં એ સમજી ન શક્યા. પછીથી બારી બાજુથી આવતા અવાજથી એ સમજ્યા કે આ મારા અતિથિનો કંઠસ્વર છે. અતિથિ ઊંઘે છે, પરંતુ એમના શ્વાસેશ્વાસમાં એ જ નામના જપનો અવાજ આવે છે.

એટલા માટે જ કહેવાય છે કે અભ્યાસ કરવા માટે ચેષ્ટા કરવી જઈએ. પોતાના ઘરમાં જવા માટે ચેષ્ટા. ''એમની'' બાજુ મન ન જાય તો દુર્બુદ્ધિ - દુર્ગતિ - દુર્ભોગ. લકવાની જેમ મન દુર્ભોગની વાસના પૂર્ણ કરવા માટે દોડે છે. મનને બેકાબૂ કરી દે છે. બગવત્ મંત્ર, જપ અને ધ્યાનથી આ રોગ દૂર ચાલ્યો જાય છે.



''જે કોઈને ઘૃણા નથી કરતો, જે સર્વનો મિત્ર છે, જે સર્વ પ્રત્યે કરુણાસંપન્ન છે, જેનો અહંકાર ચાલ્યો ગયો છે, જે સદૈવ સંતુષ્ટ રહે છે, જે સર્વદા યોગયુક્ત, યતાત્મા અને દઢ નિશ્ચયવાળો છે, જેનાં મન અને બુદ્ધિ મારામાં અર્પિત થઈ ગયાં છે તે જ મારો પ્રિય ભક્ત છે.''

(ગીતા - ૧૨)

# ''ધ્યાન એટલે શું?''

આપણી હિન્દુધર્મ - સાધનામાં ધ્યાન વિષે અનેક પ્રણાલીઓ પ્રાચીન યુગથી ચાલી આવી છે. પરંતુ એ વાત યાદ રાખવી જરૂરી છે કે ધ્યાન એ વ્યક્તિગત પ્રક્રિયા છે. પ્રભુને પામવાનું, તેમને મેળવવાનું, તેમની અનુભુતિ કરવાનું ધ્યાન એ સાધન છે. ધ્યાન સાધ્ય નથી. ઘણીવાર ધ્યાનમાં થતા અનેક આનંદમય અનુભવોમાં જ નવો સાધક જ્યારે અટવાઈ જાય છે, ત્યારે સદ્‌ગુરુનો આધાર લેવો અત્યંત જરૂરી બની જાય છે. નહીં તો સાધક પોતાની આધ્યાત્મિક પ્રગતિ પોતે જ અજાણતાં સ્વયં રોકી દે છે.

પહેલી વાત તો એ સમજવાની છે કે, ધ્યાન કરાતું નથી, 'ધ્યાન' આપોઆપ થઈ જાય છે. આ આપોઆપ થતું ધ્યાન એ ''સહજ-ધ્યાન'' છે. આ સહજ ધ્યાન કેટલી મિનિટનું છે કે કલાકનું છે તે ગણતરી જરૂરી નથી. પરંતુ તેમાંથી નિપજતું પરિણામ કેવું છે ? તેની અસર જીવન પર શું છે ? - આ જોવું જરૂરી છે. શરૂઆતમાં તો સાધકે બેસીને સ્થિરતાથી ધ્યાન કરવું પડે છે. પછી અભ્યાસ થતાં આપોઆપ ધ્યાન લાગી જાય છે. આ આંતરમનની અંતર્મુખ થવાની યાત્રા છે. તેમાં માત્ર સાધક સ્વયં અને તેના પ્રિય ઈષ્ટ - પરમાત્મા - પ્રભુ સિવાય ત્રીજાને પ્રવેશ જ નથી. આ આંતરયાત્રામાં સદ્‌ગુરુ અત્યંત સહાયક બને છે. કઈ રીતે તે જોઈએ. સદ્‌ગુરુ ધ્યાનનો રસ્તો સાધક-શિષ્યને બતાવે છે. તે રસ્તા ઉપર પોતાની અમુલ્ય સાધનાના તેજનાં અજવાળાં પાથરે છે. દુર્ગમ રસ્તાને સુગમ બનાવે છે. અને સાધક-શિષ્યને તે ધ્યાનરૂપી રસ્તા ઉપર સ્વયં ચાલવાની પ્રેરણા આપે છે. જ્યારે સાધકને એ માર્ગ ઉપર થોડું થોડું ચાલતાં આવડી જાય છે, ત્યારે સદ્‌ગુરુ તેના હાથમાં જ્ઞાન અને ભક્તિની સર્ચ-લાઈટ આપી દે છે. કેમકે ભાવ વગરનું માત્ર જ્ઞાન શુષ્ક અને અધૂરું છે. હવે સાધકને પોતે એકલા સફર કરવાની છે. અલબત્ત સંકટ સમયે સદ્‌ગુરુની સહાય તો જરૂરી છે જ તે યાદ રાખવાનું છે. હવે પ્રભુ-પ્રાપ્તિ માટે ધ્યાનમાં આગળ વધવા સાધક શું કરશે ? તે સતત પોતાના સદ્‌ગુરુનું મનમાં સ્મરણ કરીને, પ્રાર્થના કરીને આ અંતરયાત્રાની શરૂઆત કરશે. તો જ તે સાધક પોતાનાં ગંતવ્ય સ્થાન સુધી વિનાવિઘ્ને પહોંચી શકશે. સદ્‌ગુરુએ પરમાત્મા સુધીનો રસ્તો તો દેખાડી દીધો છે. હવે એ રસ્તા ઉપર સાધકે નિયમિત ચાલવાનું છે. ધ્યાનમાં નિયમિતતા અને નક્કી સમય અત્યંત જરૂરી છે. ડૂબકી લાગે કે ન લાગે, શરૂમાં આનંદ મળે કે ન મળે, બસ, લાગી જ રહેવાનું છે. શ્રી શ્રી માઁ આનન્દમયી હંમેશા ધ્યાનની હિમાયત કરતાં. તેઓ કહેતાં - ઈશ્વરચિંતન, ધ્યાન મનુષ્ય કરે તો ઈશ્વરની શક્તિ મનુષ્યમાં આવે છે. ધ્યાન વગર ઈશ્વરનો સાક્ષાત્કાર થતો નથી. - યોગ્ય અભ્યાસથી જ સહજ-ધ્યાન જરૂર થાય છે.

ધ્યાન જ્યારે અભ્યાસ બની જાય છે. ત્યારે તેની અસર સાધકના જીવન ઉપર જોવા મળે છે. પાંચ-દસ મિનિટનું સાચું અને સહજ-ધ્યાન સાધકને આખા દિવસની પ્રસન્નતા અને શાંતિ આપે છે. જે સામાન્ય માણસ કરોડો રૂપિયા ખર્ચીને પણ મેળવી શકતો નથી.

ધ્યાનની અસર આધ્યાત્મિક જીવન ઉપર તો પડે જ છે, પણ સાથેસાથે પોતાના સ્વભાવ ઉપર પણ પડે છે. સાધકનો પ્રકૃતિજન્ય સ્વભાવ જ્યારે ઊર્ધ્વગતિ પામે અને શુદ્ધ સાત્વિકતામાં પ્રવેશે ત્યારે જાણવું કે ધ્યાન થવાનું સુંદર ફળ પ્રભુ આપી રહ્યા છે.

હૃદય અને આંખોની નિર્મળતા એ ધ્યાનનું પ્રથમ પગથિયું છે. સાધકનાં મન - અંતઃકરણમાં શાંત ભાવની ધારા સતત ચાલતી રહે છે. તે પછી ઘરનું કે બહારનું સામાન્યમાં સામાન્ય કામ કેમ ન કરતો હોય? તેનું અંતઃકરણ

૨૪ કલાક ઈશ્વર સાથે જોડાએલું રહે છે. તેના મનમાં ચાલતા અનેક વિચારો, વિવાદો અને ચર્ચાઓનો અંત આવે છે. અંતરમાં જ્યારે શાંતિ અને સ્વસ્થતા આવે ત્યારે સમજવું કે પ્રભુ પોતાના સાધક બાળકને વધુ એક પગથિયું પોતાની સમીપ અથવા ઉપર ચડાવે છે. હૃદયના ભાવો સાથેનું ધ્યાન - સતત અભ્યાસ અને સદ્દગુરુ કૃપાથી અંતે તો ભાવાતીત - ધ્યાન - અદ્વૈતમાં પરિણમે છે. આ સાધકની સાધક તરીકેની અંતિમ અવસ્થા છે. પછી તો પ્રભુની કૃપા હી કેવલમ્.

પરમાત્મા પોતે સ્વયં રસરાજ છે. જો તેને જ માત્ર મેળવવો હોય, તેની અનુભૂતિ જીવન દરમ્યાન જ કરવી હોય તો તેના પ્રેમના દરિયામાં ડૂબકી લગાવવી જ પડશે. કિનારે ઊભા તો ઝાંખી કેમ થાય? તેના સ્વરૂપનું જો મહાસુખ માણવું હોય તો સદ્દગુરુનો હાથ ઝાલીને પ્રેમના દરિયામાં છલાંગ લગાવ્યે જ છૂટકો.

જ્ઞાની-ભક્ત ભગવાનને અતિપ્રિય છે તેમ ભગવદ્-ગીતામાં શ્રી-કૃષ્ણ ભગવાન પોતે કહે છે. જ્ઞાની-ભક્ત ભગવાનનો ભાવ હૃદયમાં લઈને સાધના કરશે. સદ્દગુરુ દ્વારા તે યથાર્થ - જ્ઞાન મેળવશે. સદ્દગુરુ જે રસ્તે ચાલ્યા અને તેમણે જે પરમ-પ્રકાશ મેળવ્યો તે આત્માનુભૂતિને માર્ગે સાધકને પ્રેમથી દોરી જશે. સદ્દગુરુમાં પૂર્ણ શ્રદ્ધા, તેમના વચનમાં દૃઢ વિશ્વાસ હશે તો જ સાધક આગળ વધી શકશે. કેમકે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે - "શ્રધ્ધાવાન લભતે જ્ઞાનમ્".

જ્ઞાનનો દીપક અને ધ્યાનનો માર્ગ - આ બંન્ને એકબીજાનાં પૂરક છે. યોગ્ય સમયે વૈરાગ્યનું ફળ મળશે. ધ્યાનનું ફળ વૈરાગ્ય છે. "સહજ-વૈરાગ્ય." જેને કંઈ પરાણે છોડવાનું નથી, આપોઆપ - ધીમેધીમે મનથી જ બધું જ છૂટતું જાય છે. જેમ જેમ મનથી સંસાર છૂટતો જશે તેમ તેમ પરમાત્માનો દિવ્ય પ્રકાશ અંતરમાં વ્યાપતો જશે અને અનુભવાતો જશે. મન જેમ જેમ સંસારમાંથી ઉપરામ પામતું જશે તેમ તેમ પરમાત્માની શુદ્ધ પ્રેમની અવિરત-અમીધારા અસ્ખલિત વહેતી જશે. જેને વ્યર્થ વહેવા ન દેવી તે સાધકની સાધના છે.

ધ્યાનમાં આસન સિદ્ધ થયા બાદ જરૂરી નથી કે આંખ બંધ કરીને એક જ આસને ધ્યાન થાય ! આગળ વધેલ સાધક દિવસ દરમ્યાન ખુલ્લી આંખે પણ સતત ધ્યાન ધરી શકે છે. આવું ધ્યાન પરમાત્માનું સતત અનુસંધાન છે. ગમે તે કાર્ય કરતાં હોઈએ પરંતુ અંતરમન તો પ્રભુની પાસે જ છે. તેમાં તન્મયતા છે, પ્રસન્નતા છે, દિવ્યતા છે. એક પળ પણ સાધક-ભક્ત પોતાને પ્રભુથી અલગ ન કરી શકે - તે ધ્યાનનું હાર્દ છે. પ્રભુના પ્રેમનો પ્રત્યુત્તર તેને મળશે જ.

"મન સાગર સંસાર મેં - તરંગ તરંગ નિત હોઈ, ચરન-કમલ સ્થિત ધ્યાનમેં - તરંગાતીત મૈં હોઈ."

॥ ૐ શ્રી માઁ ॥



# ભક્ત પર માની અલૌકિક કૃપા

- વિરંચિકુમાર દશોંદી

સર્વાંતર્યામી, સર્વવ્યાપી, સર્વોપરિ સર્વશક્તિમાન્ નિર્ગુણ-નિરાકાર સગુણ-સાકાર પરાત્પર પવિત્રતમ નિર્મલ એવાં નિર્મલાસુન્દરી પરમ પૂજ્ય શ્રી શ્રી આનન્દમયી માતાજીને શતશતકોટિ પ્રણામ.

મારા કાર્યક્ષેત્ર સૂરતમાં એક વાર જાણવા મળ્યું કે પૂજ્ય અતિવંદનીય કૃપાસાગર શ્રી શ્રી આનન્દમયી માના ભીમપુરા આશ્રમમાં સંજય ગાંધી આવવાના છે, તથા મા ભીમપુરામાં વિરાજે છે, હું, મારો પુત્ર દર્શન તથા પત્ની કાલિંદી માના આશ્રમમાં ગયાં. અમે સાંજે લગભગ અંધારામાં પહોંચ્યાં. આશ્રમના તપન બ્રહ્મચારી દ્વારા ખબર પડી કે મા અમદાવાદમાં હશે, અને સંજય ગાંધીવાળો કાર્યક્રમ પણ કૅન્સલ છે. આ સાંભળી અમે નિરાશ થઈ ગયાં. પૂજ્ય માની જેવી ઈચ્છા ! અમે ભીમપુરામાં જ રાત રોકાઈને સવારે અમદાવાદ જવા નીકળ્યાં. અમદાવાદમાં જ્યાં મા પધારતાં ત્યાં શ્રીમધુકર મુન્શાનાં પત્ની મનોરમાબહેને કહ્યું, ''મા તો સૌરાષ્ટ્ર ગયાં છે, પણ કાલે સવારે સૌરાષ્ટ્ર એક્સ્પ્રેસ ટ્રેનમાં અમદાવાદ સ્ટેશને દર્શન થશે. મા વડોદરામાં ક્ષિતીશભાઈ દીવેટિયાના નવા બંગલામાં પધારવાનાં છે.'' બીજે દિવસે સવારે સાત વાગે સ્ટેશને જઈ અમે પૂજ્ય માનાં પ્રેમપૂર્વક દર્શન કર્યાં. અનેક ભક્તો ત્યાં હતા. માનું સ્વરૂપ સદાની જેમ પ્રસન્ન તથા આનન્દપૂર્ણ હતું. અમે માના ડબ્બામાં ચઢી ગયાં અને માના સાન્નિધ્યમાં વડોદરા સુધી જવાનું નક્કી કર્યું. મા પાસે ઉદાસ દીદી તથા દાસૂદા હતા. અમે ટ્રેનમાં જ માની આરતી કરી, માને પીળી સાડી અર્પણ કરી તથા પ્રસાદ ધરાવ્યો. માએ સ્નેહપૂર્વક મારાં પત્નીને પૂછ્યું : તુમ્હેં ચાહિયે ? પત્નીએ કહ્યું : ''માઁ, આપ રખિયે.'' માએ સાડી સ્વીકારી લીધી. અમે પૂજ્ય મા પાસે ડબ્બામાં ૨૦ મિનિટ જેટલું રહ્યાં, અને માની દયાથી માના સાન્નિધ્યનો લાભ લીધો. પછી બીજા ડબ્બામાં જતાં રહ્યાં. ત્યાં માનાં કૃપાપત્રો મુંબઈના ગોપાલભાઈ દવે તથા પુષ્પાદીદી હતાં.

વડોદરામાં દીવેટિયાને ત્યાં મા વિરાજમાન્ હતાં. અમે ત્યાં જઈને પણ માના આશીર્વાદ પ્રાપ્ત કર્યા. રાત્રે મા દિલ્હી જવા નીકળવાનાં હતાં. સ્ટેશન પર ટ્રેનના લગભગ કલાક પહેલાં માનું આગમન થયું. ભક્તોની ભીડ પણ હતી. માની એમ્બેસેડર ગાડી છેક પ્લેટફોર્મ સુધી લાવવામાં આવી હતી. મારાં પત્નીએ મા સમક્ષ થોડાં ભજનો ગાયાં. માએ કહ્યું, ''ઔર ગાઓ.'' મારાં પત્નીએ બીજાં ચાર-પાંચ ભજનો ગાયાં. મા સમક્ષ ગાતી વખતે એમના ભાવોનો પ્રવાહ એટલો વધી જાય છે કે ગાતાં ગાતાં ગળગળાં થઈ જાય છે. કેટલોક સમય પહેલાં નૈમિષારણ્યમાં અનસૂયા દીદીએ એમનાં ભજનો સાંભળીને કહ્યું હતું કે મા પાસે કેમ ગાતા નથી ? આમ મા પાસે ગાવાની ઈચ્છા હતી તે માની કૃપાથી પૂર્ણ થઈ.

માએ ટ્રેનમાં બિરાજ્યા પછી બારીમાંથી મને બોલાવી કહ્યું, ''એઈ ....ઈધર આંઓ. બહૂ કિધર હૈ ? મેરે પાસ બુલાઓ.'' મારાં પત્ની આવ્યાં, માએ અમને બંન્નેને હરિદ્વાર સંયમસપ્તાહ મહાવ્રતમાં જરૂર આવવાનું કહ્યું.

ટ્રેન ઊપડવાનો સમય થઈ ગયો હોવા છતાં માએ ઉદસદીદીને કહ્યું, ''બહુકો સાડી દે દો.'' ઉદાસજીને કોઈ સાડી ન દેખાવાથી એમણે માને કહ્યું કે સાડી દેખાતી નથી. સવારે અમે સાડી અર્પણ કરીને ''આપ રખિયે'' કહ્યું, અને તે જ દિવસે સાંજે માએ સૂક્ષ્મમાં તો સાડી આપી જ. હરિદ્વારમાં માએ કૃપા કરીને સંયમ મહાવ્રતમાં અમે ગયાં ત્યારે બે સાડીઓ આપી.

જે કંઈ બને છે તે સર્વ માની કૃપાથી ને ઈચ્છાથી જ બને છે. માના અંતર્ધાન થયા બાદ અમે ષોડશી વખતે પણ હાજર રહી શક્યાં હતાં. આજે ભારે ડાયાબીટીસ તેમ જ હાઈબ્લડ પ્રેશર સાથે પણ હું કેવળ માની કૃપા દ્વારા જ જીવિત છું. મારાં માતા શારદાબહેન તથા પિતા શ્રી રામસિંહ ઉમેદસિંહના આશીર્વાદથી જ મને પૂજ્ય માનાં દર્શન સાંપડ્યાં છે. મારા પિતાશ્રી વકીલ હતા; અને મૅજીસ્ટ્રેટ શ્રી નટવરલાલ પટેલ તથા કમળાબા શ્રી શ્રીમાના એકનિષ્ઠ ભક્તો હતાં જેમની પ્રેરણાથી એમણે મુંબઈમાં ૧૯૫૨માં શ્રી શ્રી આનન્દમયીમાનાં દર્શન કર્યાં હતાં. માના દર્શનમાં નિમિત્તરૂપ એ સર્વનો હું અંતરથી આભારી છું. પરમ કરુણામયી કૃપાસાગર શ્રી શ્રી મા સ્વયમ્ ભગવાન જ મારા ગુરુરૂપે પ્રકાશિત છે. જય મા.



"વિરોધમાં અવિરોધનું દર્શન તે જ્યાં મહાપ્રકાશ, ત્યાં જ સંભવ."

- શ્રી શ્રી મા.

# શ્રીમદ્ ભાગવત

- વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ

श्लोक : यदनुध्यासिना युक्ताः कर्मग्रन्थिनिबन्धनम्॥ छिन्दन्ति कोविदास्तस्य को न कुर्यात् कथारतिम् ॥१५॥

श्री. दी. : भक्तिरहितो धर्मः केवलं श्रम एवेति प्रपञ्चिचम्। इदानीं तु भक्तेर्मुक्तिफलत्वं प्रपञ्चयति – यदिति। यस्यानुध्या अनुध्यानं सैवासिः खड्गस्तेन युक्ता विवेकिनो ग्रन्थिमहङ्कारं निबध्नाति यत्कर्म तच्छिन्दन्ति तस्य कथायां रतिं को न कुर्यात् ॥१५॥

श्लोक : शुश्रूषोः श्रद्धानस्य वासुदेवकथारुचिः। स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात्॥१६॥

श्री. दी. : ननु सत्यमेव कर्मनिर्मूलनी हरिकथा रतिस्तथापि तस्यां रुचिर्नोत्पद्यते किं कुर्म–स्तत्राह – शुश्रूषोरिति। पुण्यतीर्थनिषेवणान्निष्पापस्य महत्सेवा स्यात्, तया च तध्दर्म–श्रद्धा, ततः श्रवणेच्छा, ततो रुचिः स्यादित्यर्थः ।।१६॥

श्लोक : श्रृण्वतां स्वकथां कृष्णः पुण्यश्रवणकीर्तनः। हृद्यन्तस्थो ह्यभद्राणि विधुनोति सुहृत्सताम् ॥१७॥

श्री. दी. : ततश्च शृण्वतामिति। पुण्ये श्रवणकीर्तने यस्य सः। सतां सुहृद्धितकारी। हृदि यान्यभद्राणि कामादिवासनास्तानि। अन्तस्थो हृदयस्थः सन् ॥१७॥

**અનુવાદ :** જે શ્રીહરિના નિરંતર ધ્યાન રૂપી તલવારથી વિવેકી પુરુષો કર્મની ગ્રન્થિના કારણરૂપ જે કર્મ છે તેને છેદી નાખે છે તે શ્રીહરિની લીલા-કથાઓમાં કોણ પ્રીતિ ન કરે ? ॥૧૫॥

**શ્રી.દી. - અવતરણિકા :** ભક્તિરહિત ધર્મ કેવળ શ્રમ જ છે તે વિસ્તારથી કહ્યું. હવે ભક્તિનું ફૂલ મુક્તિ છે તેના વિષે વિસ્તારથી કહે છે. 'यद् इति।' જેનું 'अनुध्या' નિરંતર ધ્યાન એ જ 'असिः' તલવાર તે દ્વારા વિવેકી જનો 'ग्रन्थिम्' અહંકારને (વર્તમાન જન્મયોગ્ય પ્રારબ્ધ કર્મને પણ) કાપી નાખે છે. તેની કથામાં કોણ પ્રીતિ ન કરે ? ॥૧૫॥

**અનુવાદ :** હે બ્રાહ્મણો, પુણ્યતીર્થના સેવનથી અને મહાપુરુષોની સેવાથી (શાસ્ત્રો) શ્રવણ કરવાની ઇચ્છાવાળા અને શ્રદ્ધાવાળા પુરુષને વાસુદેવભગવાનની કથામાં રુચિ જન્મે છે. ॥૧૬॥

**શ્રી.દી. અવતરણિકા :** હવે શંકા કરે છે કે હરિકથા માટેની પ્રીતિ કર્મને નિર્મૂળ કરનારી છે તે ખરું, પરંતુ હરિકથામાં રુચિ ન જન્મે તો શું કરીએ ? - તે માટે કહ્યું છે. 'शुश्रूषोः इति।' પવિત્ર તીર્થના સેવનથી (મનુષ્ય) નિષ્પાપ થાય છે. (પ્રતિબંધક પાપની નિવૃત્તિ થવાથી) તે મહાપુરુષોની સેવા કરે છે. સેવાથી (મહાપુરુષોનાં દર્શન, સ્પર્શ, સંભાષણ વગેરે લક્ષણયુક્ત સેવા દ્વારા) તેમના ધર્મ (આચરણ) પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તેનાથી શ્રવણેચ્છા તથા શ્રવણેચ્છાથી ભગવત્કથામાં રુચિ થાય છે. ॥૧૬॥

**અનુવાદ :** જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે તેવા અને સત્પુરુષોના હિતકારી એવા ભગવાન શ્રીકૃષ્ણ પોતે હૃદયની અંદર રહેલા હોવાથી ભગવાનની પોતાની કથાને સાંભળનારાઓની કામાદિ વાસનાઓ ખરેખર ધોઈ નાખે છે. ॥૧૭॥

**શ્રી.દી.** - તેનાથી (ભગવત્ - કથામાં રુચિ થવાથી) 'श्रृण्वताम् इति।' જેમનું શ્રવણ અને કીર્તન પવિત્ર છે

તેવા ભગવાન 'सतां सहृत्' સત્પુરુષોના હિતકારી 'हृदि' હૃદયમાં, જે 'अभद्राणि' કામાદિ વાસનાઓ છે તેમને 'अन्तस्थः' હૃદયની અંદર રહેલા ભગવાન ॥૧૭॥

श्लोक : नष्टप्रायेष्वभद्रेषु नित्यं भागवतसेवया॥ भगवत्युत्तमश्लोक भक्तिर्भवति नैष्ठिकी ॥१८॥

श्री. दी. : ततश्च नष्टप्रायेष्विति। सर्वाभद्रनाशस्य ज्ञानोत्तरकालत्वात् प्रायग्रहणम्। भागवतानां भागवतशास्त्रस्य वा सेवया नैष्ठिकी निश्चला विक्षेपकाभावात् ॥१८॥

श्लोक : तदा रजस्तमोभावाः कामूलोभादयश्च ये॥ चेत एतैरनाविद्धं स्थितं सत्त्वे प्रसीदति॥ १९॥

श्री. दी. : रजश्च तमश्च ये च तत्प्रभवा भावाः कामादयः एतैरनाविद्धमनभिभूतम्। प्रसीदत्युपशाम्यति ॥१९॥

श्लोक : एवं प्रसन्नमनसो भगवद्भक्तियोगतः॥ भगवत्तत्त्वविज्ञानं मुक्तसङ्गस्यजायते ॥२०॥

श्री. दी. : भगवद्भक्तियोगतः प्रसन्नमनसोऽत एव मुक्तसङ्गस्य॥२०॥

**અનુવાદ :** નિરંતર શ્રીમદ્ ભાગવતની અથવા ભગવદ્ભક્તોની સેવા વડે મોટા ભાગની અશુભ વાસનાઓ નષ્ટ થતાં ઉત્તમ કીર્તિવાળા ભગવાનમાં નિશ્ચલ ભક્તિ થાય છે. ॥૧૮॥

**શ્રી.દી. :** અશુભ વાસનાઓનો એ રીતે નાશ થયા પછી - 'नष्टप्रायेषु इति' મૂળ શ્લોકમાં 'नष्टप्रायेषु' પદ છે. તેમાં 'प्राय' અર્થાત્ 'મોટેભાગે' વાસનાઓ નાશ પામે છે એમ કેમ કહ્યું ? તે વસ્તુને સમજાવે છે. બધી જ અશુભ વાસનાઓનો નાશ (અપરોક્ષ) જ્ઞાન થયા પછી જ થાય છે. ભગવદ્ભક્તોની સેવાથી અથવા ભાગવત-શાસ્ત્રની સેવાથી 'नैष्ठिकी' નિશ્ચલા ભક્તિ થાય છે. (ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત થવાથી) કારણકે વિક્ષેપ કરનાર હેતુનો અભાવ હોય છે. ॥૧૮॥

**અનુવાદ :** ત્યારે રજોગુણ અને તમોગુણથી થનારા જે કામલોભ વગેરે ભાવો હોય છે, એમનાથી અનભિભૂત એવું મન સત્ત્વગુણમાં રહીને શાંતિ પામે છે. ॥૧૯॥

**શ્રી.દી. :** રજોગુણ, તમોગુણ અને તેમનામાંથી ઉત્પન્ન થતા જે ભાવો કામ, ક્રોધ, લોભ, મોહ, માત્સર્ય વગેરે છે, એમનાથી 'अनाविध्दम्' અનભિભૂત અર્થાત્ પરાજય નહીં પામતું, 'प्रसीदति' શાંતિ પામે છે. ॥૧૯॥

**અનુવાદ :** આ રીતે ભગવાનના ભક્તિયોગથી પ્રસન્નમનવાળા મુક્તસંગ (વૈરાગ્ય પામેલા) પુરુષને ભગવાનના તત્ત્વનું વિજ્ઞાન થાય છે. ॥૨૦॥

**શ્રી.દી. :** 'भगवद्भक्तियोगतः' ભગવાનની ભકિતના યોગથી પ્રસન્ન થયેલા મનથી - આવા મનને કારણે જ જેનામાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તેવા (પુરુષને ભગવાનના તત્ત્વનું જ્ઞાન છે.) ॥૨૦॥

श्लोक : भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः॥ क्षीयन्ते चास्य कर्माणि दृष्ट एवात्मनीश्वरे॥२१॥

श्री. दी. : विज्ञानफलमाह - भिद्यत इति। हृदयमेव ग्रन्थिश्चिज्जडग्रथनरूपोऽहङ्कारः। अत एव सर्वे संशया असंभावनादिरूपाः। कर्माण्यनारब्धफलानि। आत्मनि स्वरूपभूते ईश्वरे दृष्टे साक्षात्कृते सति। एवकारेण विज्ञानानन्तरमेवेतिं दर्शयति॥२१॥

श्लोक : अतो वै कवयो नित्यं भक्ति परमया मुदा॥ वासुदेवे भगवति कुर्वन्त्यात्मप्रसादनीम् ॥२२॥

श्री. दी. : तत्र च सदाचारं दर्शयन्नुपसंहरति अत इति। आत्मनः प्रसादनीं मनःशोधनीम्। वासुदेवे भक्तिं कुर्वन्तीति भजनीय विशेषो दर्शितः ॥२२॥

श्लोक : सत्त्वं रजस्तम इति प्रकृतेर्गुणास्तैर्युक्तः परः पुरुष एक इहास्य धत्ते ॥ स्थित्यादये हरिविरिञ्चहरेति संज्ञाः श्रेयांसि तत्र खलु सत्त्वतनोर्नृणां स्युः ॥२३॥

श्री. दी. : तदेवोपपादयितुं ब्रह्मादीनां त्रयाणामेकात्मकत्वेऽपि वासुदेवस्याधिक्यमाह - सत्त्वमिति। इह यद्यप्येक एव परः पुमानस्य विश्वस्य स्थित्यादये स्थितिसृष्टिप्रलयार्थे हरिविरिञ्चि हरेतिसंज्ञाः केवलं भिन्ना धत्ते। हरिविरिञ्चिहरा इति वक्तव्ये सन्धिरार्षः। तत्र तेषां मध्ये श्रेयांसि शुभफलानि सत्त्वतनोर्वासुदेवादेव स्युः ॥२३॥

**અનુવાદ :** આત્મસ્વરૂપ ભગવાનનો સાક્ષાત્કાર થતાં જ હૃદયરૂપી ગાંઠ અર્થાત્ અહંકારની ગાંઠ ભેદાઈ જાય છે, સર્વ સંશયો ટળી જાય છે અને આનાં (જીવાત્માનાં) સર્વ કર્મોનો ક્ષય થઈ જાય છે. ॥૨૧॥

**શ્રી. દી. અવતરણિકા :** સાક્ષાત્કારનું ફળ કહે છે. 'भिद्यते इति।' હૃદય એ જ ગાંઠ; ચેતન-જડની ગાંઠરૂપ અહંકારનો (નાશ થતાં) સર્વ સંશયોનો અર્થાત્ અસંભાવનારૂપી શંકાઓનો (નાશ) થાય છે. 'कर्माणि' જેમણે ફળ આપવાનું શરૂ કર્યું નથી તેવાં અર્થાત્ પ્રારબ્ધ સિવાયનાં કર્મો 'आत्मनि' આત્મસ્વરૂપ (જીવાત્મારૂપ બનેલા) ભગવાનનો 'दृष्टे' સાક્ષાત્કાર થતાં 'एव' જ - એવકાર વિજ્ઞાન થયા પછી તરત જ હૃદયગ્રંથિ ભેદાઈ જાય છે તેમ દર્શાવે છે. ॥૨૧॥

**અનુવાદ :** આથી જ ક્રાન્તદર્શી મનુષ્યો નિત્ય-નિરંતર અતિ આનંદપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણ વિષે મનને નિર્મળ કરનારી ભક્તિ કરે છે. ॥૨૨॥

**શ્રી. દી. અવતરણિકા :** અને તેમાં સદાચાર દર્શાવીને ઉપસંહાર કરે છે. 'अत इति।' 'आत्मनः' મનને 'प्रसादनीम्' શુદ્ધ કરનારી ભક્તિ ભગવાન વાસુદેવ પ્રતિ કરે છે; આમ ભગવાન વાસુદેવ વિશેષરૂપે ભજનીય છે તે દર્શાવવામાં આવ્યું છે. ॥૨૨॥

**અનુવાદ :** સત્ત્વ, રજસ્ અને તમસ્ - એ પ્રકૃતિના ત્રણ ગુણો છે. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય માટે તે ગુણોથી યુક્ત એક પરમાત્મા આ લોકમાં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ - આ ત્રણ નામ ધારણ કરે છે. તેમાં મનુષ્યોનું પરમકલ્યાણ ખરેખર સત્ત્વમૂર્તિ શ્રીહરિથી થાય છે. ॥૨૩॥

**શ્રી. દી. અવતરણિકા :** ભગવાન વાસુદેવ જ વિશેષરૂપે ભજનીય છે તે સમજાવવા માટે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ - એ ત્રણેયમાં એકાત્મતા હોવા છતાં ભગવાન વાસુદેવનું આધિક્ય કહે છે. 'सत्त्वम् इति'

श्लोक : पार्थिवाद्दारुणो धूमस्तस्मादग्निस्त्रयीमयः ॥ तमसस्तु रजस्तस्मात्सत्त्वं यद्ब्रह्मदर्शनम् ॥२४॥

श्री. दी. : उपाधिवैशिष्ट्येन फलवैशिष्ट्यं सदृष्टान्तमाह पार्थिवात्स्वतः प्रवृतिप्रकाशरहिताद्दारूणः काष्ठात् सकाशात् धूमः प्रवृत्तिस्वभावस्त्रयीमयो वेदोक्त-कर्मप्रचुरेः। ईषत्कर्मप्रत्यासत्तेः। तस्मादप्यग्निस्त्रयीमयः। साक्षात्कर्मसाधनत्वात्। एवं तमसः सकाशात् रजो ब्रह्मदर्शनं ब्रह्मप्रकाशकम्। तु शब्देन लयात्मकात्तमसः सकाशात् रजसः सोपाधिकज्ञानहेतुत्वेन किंचिदब्रह्मदर्शनप्रत्यासत्तिमात्रमुक्तं, न तु सर्वथा तत्प्रकाशकत्वं विक्षेपकत्वात्। यत्सत्त्वं तत्साक्षात् ब्रह्मदर्शनम्। अतस्तद् गुणोपाधीनां ब्रह्मादीनामपि यथोत्तरं वैशिष्ट्यमिति भावः ॥२४॥

અહીં એક જ પરમ પુરુષ હોવા છતાં સ્થિતિ વગેરેમાં (આ વિશ્વની) સ્થિતિ, સર્જન તથા પ્રલય માટે હરિ, બ્રહ્મા અને હર એમ કેવળ જુદાં નામો ધારણ કરે છે. 'हरिविरिञ्चिहराः' (એમ મૂળ શ્લોકમાં કહેવું જોઈએ. તેના સ્થાને 'हरिविरिञ्चिहरेति' એમ કહેલું છે.) તે સંધિમાં આર્ષપ્રયોગ છે. 'तत्र' તે ત્રણેયમાં 'श्रेयांसि' શુભફલ 'सत्त्वतनोः' સત્ત્વમૂર્તિ ભગવાન વાસુદેવથી જ થાય છે. ।।૨૩।।

**અનુવાદ :** પૃથ્વીના વિકારરૂપ લાકડામાંથી ધુમાડો અને તેનાથી (ધુમાડાથી) ત્રણ વેદમય (વેદમાં કહેલા કર્મથી પ્રચુર એવો) અગ્નિ (ઉત્પન્ન થાય છે.) (તેવી રીતે) તમોગુણથી રજોગુણ અને તેનાથી (રજોગુણથી) સત્ત્વગુણ (થાય છે.), જે ભગવાનનાં દર્શન કરાવે છે. ।।૨૪।।

**શ્રી. દી. :** ઉપાધિની વિશિષ્ટતાથી ફળની વિશિષ્ટતા થાય છે એ વસ્તુ દૃષ્ટાન્ત સાથે કહે છે. 'पार्थिवात्' પૃથ્વીના પરિણામરૂપ હોવાથી પોતાની મેળે થતી પ્રવૃત્તિ તથા પ્રકાશથી રહિત 'दारुणः' લાકડા કરતાં 'धूमः' ધુમાડો પ્રવૃત્તિના સ્વભાવવાળો છે. 'त्रयीमयः' જે ધુમાડો ત્રણે વેદોમાં કહેલાં કર્મોથી પ્રચુર છે કારણકે ધુમાડાનો કર્મની સાથે થોડોક સંબંધ થતો હોવાથી. (ધુમાડો દેખાય છે માટે હવે અગ્નિનો પણ આવિર્ભાવ થાય છે.) ધુમાડાથી પણ અગ્નિ ત્રણે વેદરૂપ છે કારણકે સાક્ષાત્ વેદોક્ત કર્મનું સાધન છે. આ જ રીતે 'तमसः' તમોગુણ કરતાં 'रजः' રજોગુણ (અને રજોગુણ કરતાં સત્ત્વગુણ શ્રેષ્ઠ છે કે જે) 'ब्रह्मदर्शनम्' બ્રહ્મનો પ્રકાશક છે. શ્લોકના 'तु' શબ્દ દ્વારા વિનાશના સ્વરૂપવાળા તમોગુણ કરતાં રજોગુણ ઉપાધિવાળા (સગુણ બ્રહ્મના) જ્ઞાનનો હેતુ હોવાથી કંઈક અંશે (રજોગુણ) બ્રહ્મદર્શનની સાથે સંબંધ ધરાવનાર માત્ર કહેવામાં આવ્યો છે. પરંતુ તે સંપૂર્ણપણે બ્રહ્મનો પ્રકાશક નથી કારણકે તે વિક્ષેપ કરનારો છે. (અર્થાત્ સાચી વસ્તુને જુદી રીતે બતાવનારો છે.) 'यत्सत्त्वं' જે સત્ત્વગુણ છે તે સાક્ષાત્ બ્રહ્મદર્શન કરાવનાર છે. આથી તે તે ગુણ અને ઉપાધિવાળા બ્રહ્માજી અને મહાદેવજી કરતાં પણ (શ્રીહરિ) ઉત્તરોત્તર વૈશિષ્ટ્ય ધરાવે છે તેવો ભાવ છે. ।।૨૪।।

**શ્લોક :** भेजिरे मुनयोऽथाग्रे भगवन्तमधोक्षजम्॥ सत्त्वं विशुद्धिं क्षेमाय कल्पन्ते ये नु तानिह ॥२५॥

**श्री. दी. :** वासुदेवभक्तौ पूर्वाचारं प्रमाणयति भेजिर इति। अधातो हेतोरग्रे पुरा विशुद्धं सत्त्वं सत्त्वमूर्तिं भगवन्तमधोक्षजम्। अतो येताननुवर्तन्ते त इह संसारे क्षेमाय कल्पन्ते ॥२५॥

**શ્લોક :** नन्वन्यानपि केचिद्भजन्तो दृश्यन्ते मुमुक्षवो घोररूपान्हित्वा भूतपतीनथ । नारायणकलाः शान्ता भजन्ति ह्यनसूयवः ॥

**श्री. दी. :** मुमुक्षवस्त्वन्यान्न भजन्ति किन्तु सकामा एवेत्याह – मुमुक्षव इति द्वाभ्याम्। भूतपतीनितिपितृ-प्रजेशादीनामुपलक्षणम्। अनसूयवो देवतान्तरानिन्दकाः सन्तः ॥२६॥

**અનુવાદ :** પ્રાચીન કાળમાં મુનિઓ વિશુદ્ધ સત્ત્વમય ભગવાન અધોક્ષજ* (વિષ્ણુ)ની આરાધના કરતા હતા. સંસારમાં જે તેમનું અનુસરણ કરે છે તેઓ કલ્યાણ માટે સમર્થ બને છે. ।।૨૫।।

**શ્રી. દી. - અવતરણિકા :** વાસુદેવ ભગવાનની ભક્તિમાં પૂર્વે થયેલા આચરણનું પ્રમાણ આપે છે. – 'भेजिरे इति।' હવે આ હેતુથી જ 'अग्रे' પ્રાચીનકાળમાં 'विशुद्ध सत्त्वम्' વિશુદ્ધ સત્ત્વમૂર્તિ, ભગવાન અધોક્ષજની (મુનિઓ આરાધના કરતા હતા). આથી જે તેમનું અનુસરણ કરે છે તેઓ 'इह' સંસારમાં કલ્યાણ માટે સમર્થ બને છે ।।૨૫।।

(* 'अध: अध: कृतमक्षजं ज्ञानं येन इति अधोक्षजपद - व्युत्पत्ति:।' ઈન્દ્રિયજન્ય જ્ઞાન જેના વડે નીચું ને નીચું કરવામાં આવ્યું છે તે અધોક્ષજ. આમ અધોક્ષજ પદની વ્યુત્પત્તિ છે. 'अध: अक्षजमिन्द्रियजन्यं ज्ञानं यस्मात्तमतीन्द्रियमित्यर्थ:।' જેનાથી ઈન્દ્રિયજન્ય જ્ઞાન ઊણું છે તેવા, ઈન્દ્રિયોથી જે પર છે તેવા અતીન્દ્રિય.)

**અનુવાદ :** મુમુક્ષઓ ભયંકર રૂપવાળા ભૂતપતિઓને છોડીને અન્યની નિંદા નહીં કરનારા એવા એ ભક્તો નારાયણનાં શાંત કલાસ્વરૂપોને (અવતારોને) ભજે છે. ॥૨૬॥

**શ્રી. દી. અવતરણિકા :** શંકા કરે છે કે કેટલાક લોકો (નારાયણ સિવાય) અન્ય દેવતાઓને પણ ભજતા દેખાય છે. તેનો ઉત્તર છે કે આ વાત સાચી છે પરંતુ મુમુક્ષુઓ તો અન્યને નથી ભજતા પણ કામનાસહિત ભજનારાઓ જ (નારાયણથી) અન્યને ભજે છે એમ કહે છે. 'मुमुक्षव:' એ બે શ્લોકો (૨૬, ૨૭) દ્વારા કહે છે - 'भूतपतीन् इति' ભૂતપતિ એ શબ્દ પિતૃઓ, પ્રજાપતિઓ વગેરેનું ઉપલક્ષણ છે. (અર્થાત્ આના જેવા અનેકોને પૂજે છે.) 'अनसूयव:' (अन् + असूया) અન્ય દેવતાઓની નિંદા નહીં કરનારા ॥૨૬॥

**श्लोक :** रजस्तम: प्रकृतय: समशीलाभजन्ति वै ॥ पितृभूतप्रजेशादीञ्छ्रियैश्वर्यप्रजेप्सव: ॥२७॥

**श्री. दी. :** रजस्तमसी प्रकृति: स्वभावो येषां ते । अत एव पितृभूतादिभि: समं शीलं येषाम्। श्रिया सहैश्वर्यं प्रजाश्चेप्सन्तीति तथा ते ॥२७॥

**श्लोक :** वासुदेवपरा वेदा वासुदेवपरा मखा:। वासुदेवपरा योगा वासुदेवपरा क्रिया: ॥२८॥

**श्री. दी.:** मोक्षप्रदत्वाद्वासुदेवो भजनीय इत्युक्तं सर्वशास्त्रतात्पर्यगोचरत्वादपीत्याह द्वाभ्याम्। वासुदेव एव परस्तात्पर्यगोचरो येषां ते। ननु वेदा मखपरा द्दश्यन्त इत्याशङ्क्य तेऽपि तदाराधनार्थत्वात्तत्परा एवेत्युक्तम्। योगा योगशास्त्राणि। तेषामप्यासनप्राणायामादिक्रियापरत्वमाशङ्क्य तासामपि तत्प्राप्त्युपायत्वात्तत्परत्वमुक्तम्॥२८॥

**અનુવાદ :** રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા ધન, ઐશ્વર્ય અને સન્તાનને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા તેમના પોતાના જેવા સ્વભાવવાળા ભૂત, પિતૃ અને પ્રજાપતિઓની ઉપાસના કરે છે. ॥૨૭॥

**શ્રી. દી. :** રજોગુણી અને તમોગુણી સ્વભાવ જેમનો છે તેવા, આથી જ પિતૃભૂતાદિ જેવો જેમનો સ્વભાવ છે તેવા, લક્ષ્મી સાથે ઐશ્વર્ય અને પ્રજાને જે પ્રાપ્ત કરવા ઈચ્છે છે તેવા તે લોકો. ॥૨૭॥

**અનુવાદ :** વેદો વાસુદેવપરક છે અર્થાત્ વેદોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. યજ્ઞોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. યોગનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. કર્મોનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. ॥૨૮॥

**શ્રી. દી. - અવતરણિકા :** મોક્ષ આપનારા હોવાથી ભગવાન વાસુદેવ ભજનીય (ભજન કરવા યોગ્ય) છે તેમ કહ્યું. સર્વ શાસ્ત્રોના તાત્પર્યનો વિષય હોવાથી પણ (તે જ ભજનીય છે.) તેમ બે શ્લોકો દ્વારા કહે છે. ભગવાન વાસુદેવ એ જ 'पर:' અર્થાત્ જેમના તાત્પર્યનો વિષય છે (તેવા વેદો). હવે વેદો તો યજ્ઞરૂપ જણાય છે તેવી આશંકા કરતાં, યજ્ઞો પણ ભગવાન વાસુદેવની આરાધનારૂપ હોવાથી વાસુદેવ પરાયણ જ છે તેમ કહે છે. 'मखा इति।' 'योगा:' એટલે યોગશાસ્ત્રો. તે પણ આસન, પ્રાણાયામ વગેરે ક્રિયારૂપ હોવાની આશંકા કરતાં તે ક્રિયાઓ પણ ભગવાન વાસુદેવની પ્રાપ્તિના ઉપાયરૂપ હોવાથી યોગનું તાત્પર્ય પણ ભગવાન વાસુદેવ જ છે તેમ કહે છે. ॥૨૮॥

**श्लोक :** वासुदेवपरंज्ञानं वासुदेवपरं तप:। वासुदेवपरोधर्मो वासुदेवपरा गति: ॥२९॥

**श्री. दी. :** ज्ञानं ज्ञानशास्त्रम्। ननु च तज्ज्ञानपरमेवेत्याशङ्क्य ज्ञानस्यापि तत्परत्वमुक्तम्। तपोऽत्र ज्ञानम्। धर्मो धर्मशास्त्रं दानव्रतादिविषयम्। ननु तत्स्वर्गपरमित्याशङ्क्य गम्यत इति गतिः स्वर्गादिफलं सापि तदानन्दांशरूपत्वात्तत्परैवेत्युक्तम्। यद्वा वेदा इत्यनेनैव तन्मूलत्वात्सर्वाण्यपि वासुदेवपराणीत्युक्तम्। तत्र ननु तेषां मखयोगक्रियादिनानार्थपरत्वान्न तदेकपरत्वमित्याशङ्क्य मखादीनामपि तत्परत्वमित्युक्तमिति द्रष्टव्यम् ॥२९॥

**श्लोक :** स एवेदं ससर्जाग्रे भगवानात्ममायया॥ सदसद्रूपया चासौ गुणमय्याऽगुणो विभुः ॥ ३० ॥

**श्री. दी. :** ननु जगत्सर्गतत्प्रवेशनियमनादिविलासयुक्ते वस्तुनि सर्वशास्त्रसमन्वयो दृश्यन्ते कथं वासुदेवपरत्वं सर्वस्य तत्राह – स एवेति चतुर्भिः। एतैरेव श्लोकैस्तस्य कर्माण्युदाराणि ब्रूहीति प्रश्नस्योत्तरमुक्तम्। सदसद्रूपया कार्यकारणात्मिकया। अगुणश्चेत्यन्वयः। स्वतो निर्गुणोऽपि सन्नित्यर्थः ॥३०॥

**અનુવાદ :** જ્ઞાનશાસ્ત્રનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. તપનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. ધર્મશાસ્ત્રનું તાત્પર્ય ભગવાન વાસુદેવ છે. (સ્વર્ગાદિ) ગતિનું તાત્પર્ય પણ ભગવાન વાસુદેવ છે. ॥૨૯॥

**શ્રી. દી. :** 'ज्ञानम्' એટલે જ્ઞાનશાસ્ત્ર. હવે તે પણ જ્ઞાનપરક જ છે તેમ કહે છે. અહીં 'तपः' એટલે જ્ઞાન ('यस्य ज्ञानमयं तपः' - (મુણ્ડક. ૧-૧-૯) "જેનું તપ જ્ઞાનમય છે" એ શ્રુતિ દ્વારા તપ એ જ જ્ઞાન છે.) 'धर्मः' એટલે ધર્મશાસ્ત્ર દાન, વ્રત વગેરેના વિષયવાળું. હવે તે ધર્મશાસ્ત્ર સ્વર્ગને લગતું હોવાની આશંકા કરતાં - જેના તરફ જઈ શકાય, જેને પામી શકાય તેનું નામ ગતિ એટલે કે સ્વર્ગાદિ ફલ. તે (સ્વર્ગાદિ ફલ) પણ ભગવાન વાસુદેવ નો આનંદાંશ હોવાથી વાસુદેવરૂપ જ છે તેમ કહે છે. અથવા તો, 'वेदा इति।' "વેદો વાસુદેવરૂપ છે." એ દ્વારા જ વેદ સર્વનું મૂળ હોવાથી સર્વ કાંઈ વાસુદેવરૂપ છે તેમ કહે છે. હવે વેદીનું યજ્ઞ, યોગ, ક્રિયા વગેરે અનેક પદાર્થોમાં તાત્પર્ય હોવાથી તેમની એકપરાયણતા નથી તેવી શંકા કરતાં કહે છે કે યજ્ઞ વગેરે સર્વ પણ ભગવાન વાસુદેવપરાયણ છે એમ કહ્યું છે તેમ સમજવું. ॥૨૯॥

**અનુવાદ :** તે વિભુ ભગવાને જ પોતે નિર્ગુણ હોવા છતાં ત્રણ ગુણમયી, કાર્યકારણરૂપ પોતાની માયાથી સર્ગના આદિમાં આ જગતનું સર્જન કર્યું. ॥૩૦॥

**શ્રી. દી. - અવતરણિકા :** શંકા કરે છે કે જગતનું સર્જન, (૧) તેમાં પ્રવેશ, નિયમન (૨) વગેરે (૩) વિલાસવાળા (સત્યરૂપ) બ્રહ્મમાં સર્વશાસ્ત્રોનું તાત્પર્ય જણાય છે; તો તે 'स एव' એ ચાર શ્લોકો દ્વારા કહે છે. આ શ્લોકો દ્વારા જ "તેમના મહાન કર્મોનું વર્ણન કરો" - (૧-૧-૧૭) એ પ્રશ્નનો ઉત્તર આપે છે. 'सदृपद्रपया' કાર્યકારણરૂપ (માયાથી)

((૧) સર્જન - 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' તેને સર્જીને તે પરમેશ્વર તેમાં જ જીવભાવે પ્રવિષ્ટ થઈ ગયો." - (તૈ.૨-૬) (૨) નિયમન - 'यः पृथिवीमंतरो यमयति' "જે અંદર રહીને પૃથ્વીનું નિયમન કરે છે." - (બૃ.૩-૭-૩) (૩) વગેરે શબ્દ દ્વારા પાલનનો ઉલ્લેખ કરે છે.)

'अगुणः च' अगुण શબ્દને च असौ પછી જોડવો (કે જેથી ગુણમયી માયા સાથેનો વિરોધી સંબંધ પ્રકટ થાય.) પોતે નિર્ગુણ હોવા છતાં, (ગુણમયી માયાની સાથે જોડાય છે.) તેવો અર્થ છે. ॥૩૦॥

**श्लोक :** तया विलासितेष्वेषु गुणेषु गुणवानिव॥ अन्तः प्रविष्ट आभाति विज्ञानेन विजृम्भितः ॥३१॥

**श्री. दी. :** भगवतो जगत्कारणत्वमुक्तम्। प्रवेशनियमनलक्षणां लीलामाह – तयेति। विलसितेषूद्भूतेषु

गुणेष्वाकाशादिष्वन्तः प्रविष्टः सन् गुणवानिव मदधीना एते गुणा इत्यभिमानवानिव नतु वस्तुतस्तथा। यतो विज्ञानेन चिच्छक्त्या विजृम्भितोऽत्यूर्जितः ॥३१॥

श्लोक : यथा ह्यवहितो वह्निर्दारुष्वेकः स्वयोनिषु॥ नानेव भाति विश्वात्मा भूतेषु च तथा पुमान्॥३२॥

श्री. दी. : बहुरूपत्वलीलामाह – यथेति। स्वयोनिषु स्वाभिव्यञ्जकेषु अवहितो निहितः। विश्वात्मा पुमान्परमेश्वरः। भूतेषु प्राणिषु अन्तर्यामिणोऽपि प्रतियोनिनानात्वेन नानात्वमिवोच्यते। क्षेत्रज्ञरूपेण वा॥३२॥

**અનુવાદ :** તે (માયા) વડે ઉત્પન્ન થયેલા આ ગુણોમાં પ્રવેશીને (ભગવાન) ગુણવાનની જેમ; અને ચૈતન્યશક્તિ વડે વિસ્તાર પામેલા જણાય છે. ॥૩૧॥

**શ્રી. દી. અવતરણિકા :** ભગવાન જગત્કારણ છે તે કહે છે. પ્રવેશ નિયમનના લક્ષણવાળી લીલાનું વર્ણન કરે છે. 'तया इति' 'विलसितेषु' ઉત્પન્ન થયેલા (ગુણોમાં) એટલેકે શબ્દગુણ કે શબ્દ તન્માત્રામાંથી ઉત્પન્ન થયેલા આકાશાદિ પદાર્થોમાં પ્રવેશીને 'गुणवानिव' આ ગુણો મારે અધીન છે તેવા જાણે કે અભિમાનવાળા, પરંતુ વાસ્તવમાં તેવા નહીં, કારણકે 'विज्ञानेन' ચૈતન્ય શક્તિ વડે 'विजृम्भितः' વિસ્તાર પામેલા, અત્યન્ત બળવાન બનેલા. ॥૩૧॥

**અનુવાદ :** જેમ પોતાના ઉત્પત્તિસ્થાન કાષ્ઠમાં રહેલો અગ્નિ એક જ હોવા છતાં અનેક પ્રકારનો દેખાય છે, તેમ વિશ્વાત્મા પુરુષ પરમેશ્વર, પ્રાણીઓમાં અનેક પ્રકારના હોય તેમ જણાય છે. ॥૩૨॥

**શ્રી. દી. - અવતરણિકા :** બહુરૂપી લીલાને વર્ણવે છે - 'यथा इति।' 'स्वयोनिषु' પોતાને પ્રકટ કરનાર કાષ્ઠમાં 'अवहितः' રહેલો 'विश्वात्मा' 'पुमान्' વિશ્વના આત્મસ્વરૂપ પુરુષ એટલે પરમેશ્વર 'भुतेषु' પ્રાણીઓમાં રહેલા અંતર્યામી પણ સામે રહેલા પદાર્થો જુદા જુદા હોવાથી, જુદા જુદા હોય તેમ દેખાય છે. અથવા તો ક્ષેત્રજ્ઞરૂપે જાણે અનેકરૂપ હોય તેમ દેખાય છે. ॥૩૨॥

श्लोक : असौ गुणमयैर्भावैर्भूतसूक्ष्मेन्द्रियात्मभिः॥ स्वनिर्मितेषु निर्विष्टो भुङ्क्ते भूतेषु तद्गुणान्॥३३॥

श्री. दी. : भोगरूपां लीलामाह – असाविति। असौ हरिर्भूतसूक्ष्माणि चेन्द्रियाणि श्रोत्रादीनिचात्मा मनश्च तैः स्वयं निर्मितेषु भूतेषु चतुर्विधेष्विति भोगे स्वातन्त्र्यं द्योत्यते। तद्गुणांस्तत्तदनुरूपान्विषयानिच्छ्या भुङ्क्ते भोजयतीति णिजर्थो वा ज्ञेयः। भुङ्क्ते पालयतीति वा। तदा त्वात्मनेपदमार्षम्। 'भुजोनवने' इति स्मरणात् ॥३३॥

श्लोक : भावयत्येष सत्त्वेन लोकान्वै लोकभावनः॥ लीलावतारानुरतो देवतिर्यङ्नरादिषु॥३४॥

श्री. दी. : इदानीं 'सूत जानासि' इति प्रश्नस्योत्तरमाह। भावयति पालयति। एतत्तु सर्वावतारसाधारणं प्रयोजनम्। विशेषतः कृष्णावतारस्य कुन्तीस्तुतौ वक्ष्यते। लोकभावनो लोककर्ता। देवादिषु ये लीलावतारास्तेष्वनुरतोऽनुरक्तः ॥३४॥

॥ इति श्रीमद् भागवते महापुराणे प्रथम स्कन्धे भावार्थदीपिकाख्यटीकायां द्वितीयोऽध्यायः ॥२॥

**અનુવાદ :** એ (હરિ ભગવાન) જ ગુણોના વિકારરૂપ પદાર્થો દ્વારા (શબ્દાદિ) વિષયો, ઈન્દ્રિયો તથા અંતઃકરણાદિ દ્વારા પોતે નિર્માણ કરેલા પ્રાણીઓમાં પ્રવેશીને તે તે યોનિઓને અનુરૂપ વિષયોનો ઉપભોગ કરે છે. ॥૩૩॥

**શ્રી. દી. - અવતરણિકા :** ભોગરૂપ લીલા કહે છે. 'असौ इति।' તે હરિ ભગવાન 'भूतसूक्ष्माणि' વિષયો તથા

'इन्द्रियाणि' શ્રોત્ર વગેરે ઈન્દ્રિયો તથા 'आत्मा' મન (અંતઃકરણ) - તે સર્વ દ્વારા પોતાના નિર્માણ કરેલા ચાર પ્રકારના પ્રાણીઓમાં (ઉદ્‌ભિજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ) - આમ ભોગમાં સ્વાતંત્ર્ય દર્શાવે છે. 'तद् गुणान्' તે તે (યોનિઓને) અનુરૂપ વિષયોને ઈચ્છા મુજબ 'भुङ्क्ते' ઉપભોગ કરે છે અથવા ઉપભોગ કરાવે છે તેમ પ્રેરકનો અર્થ સમજવો. અથવા 'भुङ्क्ते' પાલન કરે છે. પાલન કરવાનો અર્થ હોય ત્યારે આત્મનેપદમાં 'भुङ्क्ते' ક્રિયાપદને આર્ષપ્રયોગ તરીકે સમજવું. કારણકે 'भुजोऽनवने' (પાણિની સૂત્ર, ૧-૩-૬૬) જ્યાં પાલન કે રક્ષણના અર્થમાં 'भुज्' ધાતુ ન હોય ત્યાં આત્મનેપદ થાય છે. ॥૩૩॥

**અનુવાદ :** આ (હરિ ભગવાન) જ સત્ત્વગુણ દ્વારા લોકોનું પાલન કરે છે. લોકને ઉત્પન્ન કરનાર ભગવાન દેવતા, પશુ-પક્ષી, મનુષ્ય વગેરેમાં લીલા વડે અવતાર ધારણ કરે છે.

**શ્રી. દી. - અવતરણિકા :** હવે 'सूत जानासि' એ (શ્લોક (૧-૧-૧૨) દ્વારા પુછાયેલા) પ્રશ્નનો ઉત્તર આપે છે - 'भावयति' પાલન કરે છે. આ જ સર્વ અવતરોનું સામાન્ય પ્રયોજન છે, કૃષ્ણાવતારનું તો વિશેષરૂપે (આ પ્રયોજન છે). કુંતીમાતાની સ્તુતિમાં (આગળ) કહેવામાં આવશે. 'लोकभावन:' ભુવનોને ઉત્પન્ન કરનાર; દેવતાઓ વગેરેમાં લીલા દ્વારા જે અવતારોમાં અનુરત છે, અનુરાગી છે. ॥૩૪॥

આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના પ્રથમસ્કંધના દ્વિતીય અધ્યાયની શ્રીભાગવતભાવાર્થદીપિકા ટીકાનો દ્વિતીય અધ્યાય સંપૂર્ણ થયો.

આ પ્રમાણે પ.સં.શ્રી.ભા.મ.પ્ર.સ્કં.દ્વિ.અ.



# મહાત્મા શ્રી રામ ઠાકુર

- ઉત્તરા ચિનુભાઈ

અવિભક્ત બંગાળ અનેક સંતોની જન્મભૂમિ છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ, તંત્રાચાર્ય સર્વાનન્દ, લોકનાથ બ્રહ્મચારી, પ્રભુપાદ વિજયકૃષ્ણ ગોસ્વામી, રામ ઠાકુર ઈત્યાદિ નામો ઉલ્લેખનીય છે. રામ ઠાકુરને બાર વર્ષની વયે એમના ગુરુદેવ મળ્યા અને ૩૫ વર્ષ સુધી એમને ગુરુએ પોતાની પાસે રાખ્યા.

ગૃહત્યાગ કર્યા બાદ ભ્રમણ કરતાં કરતાં તેઓ આસામના કામાખ્યા મંદિરમાં પહોંચ્યા. આ જ સ્થળે સૌ પ્રથમ પ્રત્યક્ષ રૂપે એમને ગુરુદેવનાં દર્શન થયાં. પંડિત ગોપીનાથ કવિરાજ લખે છે : ''ઠાકુર મહાશયને સિદ્ધમંત્રની પ્રાપ્તિ બાલ્યાવસ્થામાં જ થઈ ગઈ હતી. તેઓ જ્યારે ૧૨ વર્ષના હતા ત્યારે કામાખ્યામાં ગુરુ અનંગદેવ સાથે મિલન થયું. ગુરુદેવ વિદેહી હતા, રક્ત-માંસનું શરીર નહોતું. એમની સાથે અંતર્ધાન થઈ ગયા.

''ઠાકુર મહાશયના ગુરુદેવ એક દિવ્ય અલૌકિક પુરુષ હતા. એમની ઉંમર વિષે કોઈ કાંઈ કહી શકે એમ નહોતું. અંતરંગ શિષ્યોના કહેવા પ્રમાણે એમનું નામ અનંગદેવ હતું. એમના ભક્ત-મંડળ સાથે તેઓ આકાશ-મંડળમાં સંચરણ કરતા. યદાકદા તેઓ આમની પાસે પણ કોઈક વિશેષ પ્રયોજનવશ મંડળી સહિત આવતા. એ વિશેષ પ્રયોજન, મારા સાંભળવામાં આવ્યા પ્રમાણએ, કોઈ સાધકને દીક્ષા આપવાનું રહેતું. એમની ગુરુ-પરંપરામાં 'દીક્ષા' શબ્દનું કંઈક વિલક્ષણ તાત્પર્ય હતું. સામાન્ય રીતે સાધન-માર્ગમાં જવા માટે એમને ત્યાં 'નામ'નો ઉપદેશ થતો. દીક્ષા તો કોઈ વિરલાને જ મળતી. સહસ્ર-સહસ્ર શિષ્યોમાંથી બે-ચાર જ દીક્ષા પ્રાપ્ત કરી શકતા. મેં સાંભળ્યું હતું કે એમને ત્યાં દીક્ષા-પ્રાપ્તિની સાથે જ દેહનું પરિવર્તન થઈ જતું. માત્ર આટલું જ નહિ, શિષ્ય એ અભિનવ દેહને લઈને ગુરુની મુક્ત-મંડળીમાં સામેલ થઈ જતો. અનંગદેવ પોતે દીક્ષા આપતા નહિ, એમના આદેશથી રામ ઠાકુર મહાશયને પોતાના ભક્ત-મંડળમાંથી અદૃશ્ય થવું પડતું. પરંતુ એમનું જવું તથા પાછા ફરવું કોઈના જોવામાં આવતું નહીં.''

રામ ઠાકુર કામાખ્યાથી એમના ગુરુ સાથે રવાના થયા. આ ઈ.સ. ૧૮૭૨ની ઘટના છે. હિમાલયસ્થિત અનેક આશ્રમોમાં એમણે સંતોનાં દર્શન કર્યાં. હિમાલયના ગુપ્ત કૌશિક આશ્રમમાં એમણે ગુફામાં અનેક સંતોને જોયા, કે જેમના હાથ-પગ તથા શરીરનાં અન્ય અંગોનું માંસ ઘણી જગાએથી ફાટી ગયું હતું, કેટલાકની જટાઓ શિર ઉપરથી નીચે સરકી પડી હતી. એ બધા એટલા ઊંચા હતા કે આસનો પર બેઠા હોવા છતાં એમની ઊંચાઈ સામે ઊભેલા રામ ઠાકુરથી વધારે હતી. આંખો માંસથી ઢંકાઈ ગયેલી હતી, આંખોની કીકીઓ વાઘની આંખોની જેમ ઝગારા મારતી હતી. કેટલાયે યુગોથી ત્યાં બેઠેલા હતા. રામ ઠાકુરના કથનાનુસાર એ લોકોએ કાયાકલ્પ કર્યો ન હતો, જો કર્યો હોત તો એમનાં રૂપ-રંગ જુદા પ્રકારનાં હોત. હકીકતમાં, તપોબળથી એમનાં શરીરો ચૈતન્યમય થઈ ગયાં હતાં, એમનો કદી પણ દેહપાત નહીં થાય.

એ વિષે એક શિષ્યે પૂછ્યું કે હિમાલયના સંતોની શોધમાં મોટા ભાગની ભૂમિ પર માનવીના ચરણ પડી ચૂક્યા છે તો પછી આવા અદ્ભુત આશ્રમો અને સંતો ક્યાં સંતાઈને રહ્યા છે ?

રામ ઠાકુરે કહ્યું, ''મેં મારી આંખે આવા સંતોને જોયા છે, તો એ પરિસ્થિતિમાં કેવી રીતે હું અવિશ્વાસ કરું ?

સંપૂર્ણ હિમાલય રહસ્યમય ભૂમિ છે. માત્ર ઉચ્ચ સાધકો જ આવા સ્થાનોમાં પહોંચી શકે છે, અને એ લોકો જ આવા સંતોનાં દર્શન પામી શકે છે. હિમાલયમાં માનસરોવરથી ઘણે દૂર ઉત્તર દિશામાં યોગાશ્રમ છે. ત્યાં કોઈ મંદિર નથી, પત્થરના ચાર થાંભલાઓ વચ્ચે સ્ફટિકનું એક શિવલિંગ છે, જેમાંથી અનવરત પ્રકાશ નીકળ્યા કરે છે. આશ્ચર્યની વાત તો એ છે કે એ શિવલિંગની પૂજા એક સ્ત્રી કરે છે."

શ્રી ગોપીનાથ કવિરાજના સમર્થ ગુરુ વિશુદ્ધાનંદજીએ પણ આવા ગુપ્ત યૌગિક સ્થાનોમાંના એક 'જ્ઞાનગંજ'ના અસ્તિત્વ વિષે કહ્યું છે, કે જે માનસરોવરથી આગળ ઉત્તર દિશામાં છે. તિબેટના યોગીઓ પણ આવા ગુપ્ત સ્થાનોમાં કે જે ચર્મચક્ષુથી સામાન્ય મનુષ્ય માટે અદૃશ્ય છે, નિવાસ કરે છે. સ્વામી રામે પણ એ વિષયમાં કહ્યું છે.

ઠાકુર મહાશયના કહેવા પ્રમાણે એ કૌશિક આશ્રમ હતો કે જેના જેવું રમણીય વાતાવરણ આ સંસારમાં ક્યાંય જોવામાં નથી આવ્યું. બહાર ગાઢ અંધકાર હોય તો પણ એ આશ્રમોમાં સૂર્યના પ્રકાશ જેવું તેજ પ્રસરેલું હોય છે.

મહાત્મા તૈલંગ સ્વામી પણ હિમાલયમાં આવા એક સ્થળે ગયા હતા, કે જેનું વર્ણન તથા સંપૂર્ણ વિવરણ એમણે કર્યું છે.

એમાંના કેટલાક સંતો લોક-કલ્યાણાર્થે નિમ્ન ભૂમિમાં ચાલી ગયા હતા. એ આશ્રમમાં રામ ઠાકુર પંદર દિવસ રહ્યા. નિયમિત રૂપે મહાત્માઓની સેવા ફળ-મૂલ-નૈવેદ્યથી કરતા. તૈલંગ સ્વામીનો અનુભવ પણ આ જ પ્રકારનો છે. તેઓ પણ ફળ-ફૂલ વગેરે લાવીને પત્થરની જેમ સ્થિર બેસી રહેલા એ મહાત્માઓની સામે મૂકી દેતા. એમના દેહોમાં સહેજ પણ સ્પંદન નહોતું થતું. રામ ઠાકુર જ્યારે બીજે દિવસે ત્યાં હાજર થતા ત્યારે ફળોનાં છોતરાં પડેલાં મળતાં. સોળમે દિવસે પ્રત્યેક મહાપુરુષને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તેઓ વિદાય થયા. પ્રણામ કરતી વખતે જોયું તો પ્રસ્તરવત્ બેઠેલા તપસ્વીઓએ હાથ ઊંચા કરીને અભય મુદ્રાથી આશીર્વાદ આપ્યા. ઠાકુર મહાશયને એમના પંદર દિવસના નિવાસ દરમ્યાન મહાત્માઓના દેહમાં આ જ એકમાત્ર સ્પંદન જોવા મળ્યું.

રામ ઠાકુરના કહેવા પ્રમાણે આ સ્થળ માનસરોવરથી ખૂબ દૂર છે..એમણે કહ્યું, "આ દિવ્ય આશ્રમો સહજ રીતે ગોચર નથી. યોગસિદ્ધ દેહધારી જ એનું સંધાન મેળવી શકે."

રામ ઠાકુર ઉચ્ચ કોટિના મહાત્મા હતા. અત્યંત નમ્ર અને વિનયશીલ, ગળામાં તુલસીની માળા, હરિનામી ઊર્ધ્વ વસ્ત્ર, પ્રસન્ન મુખમંડળ, આધ્યાત્મિક જ્યોતિથી ઉજ્જવળ એમનું સ્વરૂપ હતું. ભોજન તો કરતા જ નહિ, સામાન્ય બે-એક ફળથી જ ક્ષુધા તૃપ્ત થઈ જતી.

ગુરુદેવે એમને પાછા મોકલ્યા બાદ અગણિત શિષ્યો એમના આશ્રયમાં આવ્યા. કાશીના પ્રસિદ્ધ મહાત્મા 'માધવ પાગલા' એમના શિષ્ય હતા. એમની અલૌકિક લીલાના તથા અદ્ભુત ચમત્કારોના અનેકાનેક પ્રસંગો એમના શિષ્યોએ નોંધ્યા છે.

ઠાકુરે એક વાર એક શિષ્યને એના જ્યોતિ દર્શનના સંદર્ભમાં કહ્યું, " મારામાં આપવાની શક્તિ છે, પણ તમે એને ગ્રહણ નથી કરી શકતા. એ અંદરની વસ્તુ છે. એનો અનુભવ પોતાની સત્તાથી થશે. જ્યારે થશે ત્યારે અનંતકાળ માટે થશે, એના સમયે થશે. તે પહેલાં અનુભવની આકાંક્ષા કરીને ભૂતોની કળામાં ન પડો."

પછીથી એ ભક્તને સમજાવતાં કહ્યું, "કુંડલિની શું છે ? એ કુંડ-સ્થિત અથવા કુંડાશ્રિત શક્તિનું નામ છે.

કુંડનો અર્થ છે આધાર. શક્તિ જ્યારે આધારમાં રહે છે અથવા આધારનું અવલંબન કરીને રહે છે ત્યારે એનું નામ કુંડલિની છે. અહીંયા શક્તિની સુપ્તાવસ્થા છે. જ્યારે શક્તિ શિવનું અથવા શૂન્યનું અવલંબન કરશે અર્થાત્ નિરાશ્રય અથવા નિરાલંબ થશે ત્યારે સમજવું કે કુંડલિની જાગી ગઈ. દ્વિદલની ઉપર શૂન્ય અથવા નિરાલંબ છે. ત્યાં કોઈ જાતનો આશ્રય નથી - निराश्रयं मां जगदीश रक्ष. દ્વિદલ એટલે બે પક્ષો. એ જ કેંદ્ર છે, ત્યાંથી બંન્ને બાજુ જવાનું શક્ય છે અર્થાત્ ઉપર અવ્યક્ત બાજુ, નીચે દૃશ્ય બાજુ.''

''યાચના ન કરવી જોઈએ. ગુરુનું દાન અયાચિત હોય છે. જે દેખાય છે તે મિથ્યા છે, જે જુએ છે તે પણ ભ્રમમૂળને જુએ છે.''

''ગુરુ જે બીજ આપે છે, તે જ બીજ સાથે વાસ કરવો પડે. એની સાથે ઘરોબો સ્થાપિત કરવો પડે, એને પ્રેમ કરવો પડે. બીજની સાથે વસ્તુતઃ ગુરુ જ જન્મ ગ્રહણ કરે છે, તેથી છોડીને જવાનો ઉપાય નથી.''

''ગુરુ નાવને ધકેલી દે છે. પછી શિષ્યએ હલેસાં મારવા પડે. અન્યથા કેવળ ગુરુના ધકેલવાથી ચાલે તો શિષ્યને અત્યંત કષ્ટ થાય છે, કારણકે એ જીરવી નથી શકતો. એટલા માટે હલેસાં પોતે જ મારવાં પડે, માત્ર સાચવવા માટે ગુરુની સહાયતાની જરૂપ પડે છે. ગુરુએ તો બધું જ આપી રાખ્યું છે, આવશ્યકતાનુસાર શિષ્યને બધું જ પ્રાપ્ત થઈ જાય છે.''

''હરે કૃષ્ણ આદિ સોળ નામ, બત્રીસ અક્ષર અને પ્રણવ એક જ વસ્તુ છે. હરે, કૃષ્ણ અને રામ - આ ત્રણ અંશો એ જ પ્રણવના ત્રણ અવયવો અ, ઉ, મ છે. રામ એટલે રતિ અથવા પ્રેમ. કૃષ્ણ એટલે છે એકાગ્રતા. આમ એનો અર્થ થાય. સર્વદા સ્થિર થઈને પ્રેમ સહિત હરિનામ લો.''

શ્રી શ્રી આનન્દમયી માના ઢાકા આશ્રમમાં અન્નપૂર્ણાના વિગ્રહની પ્રતિષ્ઠા થઈ ગયા બાદ શ્રી શ્રી મા ત્યાંથી કોઈ અન્ય સ્થળે ગયાં. ભક્તો માના વિયોગથી અત્યંત દુઃખી હતા, તે સમયે શ્રી રામ ઠાકુર ત્યાં હતા, બોલ્યા, ''મા સ્વયમ્ અન્નપૂર્ણારૂપે અહીં વિરાજમાન્ છે.''

એક વાર શ્રી રામઠાકુર શ્રી શ્રી આનન્દમયી મા પાસે પોતાના કેટલાક શિષ્યો-ભક્તો સહિત આવ્યા. ત્યાં એમણે શ્રી શ્રી માને દંડવત્ પ્રણામ કર્યા જે જોઈ એમના ભક્તો અસંતુષ્ટ થયા, ત્યારે શ્રી રામ ઠાકુરે એ લોકોને કહ્યું, ''માનું સ્વરૂપ તમે શું જાણો !''



## પડી રહેવા દે

તારા ચરણોમાં પડી રહેવા દે
તારી ચરણધૂલ થઈ જાવા દે
ઓ આનંદમયી માઁ ! ઓ કરુણામયી માઁ !

સંસારની સુખડામાં સાર ન લાગે
સંસારનાં દુઃખડાં કાળજુ કોરી નાખે
તારા ચરણોમાં પડી રહેવા દે
તારી ચરણધૂલિ થઈ જાવા દે

ના રહેવું સંસારી, ના થાવું સંન્યાસી
ના રહેવું આ પાર, ના જાવું પેલે પાર
તારા ચરણોમાં પડી રહેવા દે
તારી ચરણધૂલિ થઈ જાવા દે

મારા સમદરિયામાં મીઠી તું વીરડી
જન્મોજનમની પ્યાસી છું માવડી
તારા ચરણોમાં પડી રહેવા દે
તારી ચરણધૂલિ થઈ જાવા દે

મીઠી લાગે મને તારી શીળી છાંયડી
હવે તડપાવ ના હું છું તારી લાડલી
તારા ચરણોમાં પડી રહેવા દે
તારી ચરણધૂલિ થઈ જાવા દે

ઓ આનન્દમયી માઁ ! ઓ કરુણામયી માઁ

- હરબાળા દવે

☆ ☆ ☆

## માડી, પધારો રે

માડી મારાં વેગે પધારો રે
પ્રાણ પલમાં કરે પરિયાણ રે

ના જાણું હું જપતપયોગ રે
મને વસમો લાગે છે વિયોગ રે

ઘેરાં અંધારા મને અકળાવે રે
પ્રેમલ તેજે વિદારો તિમિર રે

ભૂલી ભૂલી ભટકું ભવરણમાં રે
વેગે આવી લિયો સંભાળ રે

ઝૂરી ઝૂરી આ જીવડો જારે રે
દીયો દરશન દીનદયાળ રે

- હરબાળા દવે

☆ ☆ ☆

# श्रीमत् शङ्कराचार्यविरचितं निर्वाणषट्कम्

## (મોક્ષબોધક છ પદ્યોનો ભાવાનુવાદ)

ॐ मनोबुद्ध्यहंकारचित्तानि नाहं
न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे।
न च व्योमभूमिर्न तेजो न वायुः
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ १ ॥

વિચાર, નિશ્ચય, અભિમાન અને સ્મરણ કરનારું અંતઃકરણ મુજ આત્માનું સ્વરૂપ નથી. સાંભળવાની, ચાખવાની, જોવાની (અને સ્પર્શવાની) ઈંદ્રિયો હું નથી. આકાશ, પૃથ્વી, અગ્નિ, વાયુ (અને જળ) હું નથી. આમ ચાર પ્રકારનું અંતઃકરણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો કે પાંચ મહાભૂતોમય સૃષ્ટિ તે હું નથી. હું તો જ્ઞાન, આનંદ, સસ્વરૂપ માયાધિષ્ઠાન ચિદાનંદરૂપી શિવ જ છું, શિવ જ છું.

न च प्राणसंज्ञो न वै पंचवायुः
न वा सप्तधातुर्न वा पंचकोशः ।
न वाक्पाणिपादौ न चोपस्थपायू
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ २ ॥

પ્રાણ કહેવાતી ક્રિયાશક્તિ ને વળી શરીર-સંચાલનનાં વિવિધ કાર્યો કરનાર પાંચ પ્રકારના વાયુ (પંચપ્રાણ) તે હું નથી. ત્વચા, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સપ્તધાતુઓ હું નથી. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશો તે હું નથી. વાણી, હાથ, પગ, જનનેન્દ્રિય અને મલત્યાગેન્દ્રિય આ પાંચ કર્મેન્દ્રિયો તે હું નથી. હું તો નિત્ય બોધરૂપ, સર્વપ્રિય, બ્રહ્માદિરૂપ ધારણ કરનાર ચિદાનંદરૂપી શિવ છું, શિવ છું.

न मे द्वेषरागौ न मे लोभमोहौ
मदो नैव मे नैव मात्सर्यभावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्षः
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥ ३ ॥

એ વિષે કોઈ સંદેહ નથી કે તુરીય શિવતત્ત્વ સિવાય હું બીજું કાંઈ નથી. તેથી કોઈ દૃશ્ય પ્રત્યે આકર્ષણ - વિકર્ષણ કે એને મારે અધીન રાખવું અથવા એના પ્રત્યે પ્રેમાતિવશ થઈને એના સાચા રૂપને ન ઓળખવું - આ બધું મારામાં નથી. અશિષ્ટ વ્યવહાર કે અન્યના સુખની ઈર્ષ્યા અર્થાત્ દ્વેષ, રાગ, લોભ, મોહ, મદ કે માત્સર્યના ભાવો મારામાં નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર ફળો મારામાં નથી. જ્યારે ભોગ-કામના જ નથી તો પછી ઐહિક-આમુષ્મિક ભોગોપાય મારે માટે નિરર્થક છે. મોક્ષસ્વરૂપ તો હું સ્વયમ્ છું તેથી એની ઈચ્છા ક્યાંથી હોય ? હું તો ચિદાનંદરૂપ શિવ છું, શિવ છું.

न पुण्यं न पापं न सौख्यं न दुःखं
न मंत्रो न तीर्थो न वेदा न यज्ञाः।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥४॥

હું તો ચિન્માત્ર આનંદઘન કલ્યાણરૂપ શિવ છું તેથી સારાં-નરસાં કર્મો, એનાં ફળરૂપી સુખ-દુઃખ, વિભિન્ન ફળ આપનારા મંત્રો, વિવિધ તીર્થો, વેદો અને યજ્ઞો કે જે કર્મકાંડ દ્વારા ફલપ્રદ છે તે પણ હું નથી. ભોજન-ભોજ્ય અને ભોક્તા એ ત્રિપુટી જે પ્રત્યેક કર્મમાં રહેલી છે તે મારું સ્વરૂપ નથી. હું તો માત્ર ચિદાનંદરૂપી શિવ છું, શિવ છું.

न मे मृत्युशङ्का न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्म।
न बन्धुर्न मित्रं गुरुनैर्व शिष्यः
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥५॥

જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ સચ્ચિદાનંદ શિવ જ ભ્રમને કારણે 'હું' એવા પરિચ્છિન્ન રૂપે ભાસે છે, વસ્તુતઃ બ્રહ્મથી જુદું 'હું' નામનું કાંઈ છે જ નહિ. આ સત્યને લીધે ન તો મારે માટે મૃત્યુ છે કે ન તો મારે માટે કોઈ અનિષ્ટની શંકા છે. મારે માટે જાતિઓનો ભેદ નથી. મારો જન્મ નથી, હું અજન્મા છું તો પછી પિતા, માતા, બંધુ, મિત્ર, ગુરુ કે શિષ્યના ભેદો ક્યાંથી હોય ? હું તો ચિદાનંદરૂપી શિવ છું, શિવ છું.

अहं निर्विकल्पो निराकाररूपो
विभुत्वाच्च सर्वत्र सर्वेन्द्रियाणाम्।
सदा मे समत्वं न मुक्तिर्न बन्धः
चिदानन्दरूपः शिवोऽहं शिवोऽहम् ॥६॥

સર્વ પ્રકારની વિવિધ કલ્પનાઓ મારે વિષે અસંગત છે. મારું સ્વરૂપ એવું નથી કે જે કોઈ જ્ઞાનવિશેષથી જાણી શકાય. તેમ જ મારામાં કોઈ જાતના સંકલ્પ-વિકલ્પ નથી કારણ કે હું આપ્તકામ અને પૂર્ણ છું. હું નિરાકાર છું, દેશ-કાળ તથા સર્વ ઈન્દ્રિયોથી પર વ્યાપક ભાવે છું, સર્વદા એકરસ છું. તેથી મુક્તિ કે બંધનથી પર છું. જે શિવ વિજ્ઞાનરૂપ અને આનન્દમય છે તે જ હું છું. ચિદાનંદરૂપી શિવ હું છું, શિવ હું છું.



એક સૂફી સંતને કોઈએ પૂછ્યું, "તમે મહાન કે આ કૂતરો મહાન ?" સંતે ઉત્તર આપ્યો, "જ્યાં સુધી હું સત્કર્મ કરું ત્યાં સુધી હું મહાન અને જો પાપકર્મમાં પ્રવૃત્ત થાઉં તો આ કૂતરો મહાન."

- પરિવ્રાજક

# આશ્રમ - સમાચાર

## વિદેશ

ફિલાડેલ્ફિયા અમેરિકાથી રાજેશભાઈ પટેલના વિગતવાર લખેયાલા પત્રનો સાર આપવામાં આવે છે. પૂ. સ્વામી ભાસ્કરાનંદજીના વિદેશ-પ્રવાસથી ત્યાંના ભક્તોના ધાર્મિક-આધ્યાત્મિક કાર્યક્રમો ખૂબ સુંદર રીતે, એકધારી રીતે ચાલી રહ્યા છે. પૂ. સ્વામીજીની સૂચના અનુસાર દર મહીનાના પ્રથમ શનિવારે સત્સંગ થાય છે.

ફ્રાન્સમાં પેરિસમાં તથા ઈંગ્લૅન્ડમાં લંડનમાં પણ મહીનામાં એક વાર સત્સંગ થાય છે.

રાજેશભાઈ તથા મહાદેવભાઈ પટેલને ત્યાં બ્રહ્મલીન સ્વામી અખંડાનંદજીના શિષ્ય સ્વામી પ્રત્યગ્ બોધાનંદજીનાં શ્રીમદ્ભાગવત સંબંધી ત્રણ પ્રવચનો થયાં, જેમાં પૂજન, અર્ચન, શ્રી હનુમાન્ ચાલીસાના પાઠ, રામધુન, ગીતાપાઠ, શ્રી શ્રી માનું કીર્તન પણ થયાં. પૂ. સ્વામીજી પ્રથમ દિવસે ૭-૮ મિનિટ સુધી પૂજ્ય મા વિષે જ બોલ્યા. અનેક ભક્તોએ લાભ લીધો. તથા સમૂહમાં પ્રસાદ ગ્રહણ કર્યો. ત્યાંના આર્શવિદ્યા ગુરુકુળમાં સ્વામી વિદિતાત્માનંદજી પણ હતા. જેમણે પૂ. સ્વામી ભાસ્કરાનંદજીનું સસ્નેહ સ્મરણ કર્યું. શ્રી શ્રી માના ધવલચીના (અલ્મોડા) આશ્રમમાંથી સ્વામી નિર્ગુણાનંદજી પણ રાજેશભાઈ-મહાદેવભાઈના નિવાસસ્થાને ગયા જ્યાં શ્રી પદ્મનાભ-પૂજન, શ્રી વિષ્ણુસહસ્રનામ-પાઠ, ૧૦૮ નામોનું અર્ચન, ભોગ, આરતી ઈત્યાદિ સર્વ કાર્યો સુંદર રીતે સંપન્ન થયાં.



## ભીમપુરા આશ્રમ

પૂ. સ્વામીશ્રી ભાસ્કરાનન્દજી મહારાજ ઓક્ટો. માસમાં આશ્રમમાં પધાર્યા તથા એક મહિના સુધી રોકાણ કરી ભક્તોને સત્સંગનો લાભ આપ્યો. શારદીય નવરાત્રી નિમિત્તે આશ્રમમાં પાઠાત્મક નવચંડી, ૧૧ કુમારિકાપૂજન તથા એક બટુકપૂજનનો કાર્યક્રમ સંપન્ન થયો.

તા. ૨૧ ઓક્ટો. થી ૨૮ ઓક્ટો. દરમ્યાન પૂ. સ્વામીજીના સાન્નિધ્યમાં સંયમમહાવ્રતનું અનુષ્ઠાન યોજાયું. આશરે સાઈઠ ભક્તોએ વ્રતી તરીકે લાભ લીધો. સંયમમહાવ્રતના કાર્યક્રમ દરમ્યાન રોજેરોજ અનેક ભક્તોએ યથાશક્તિ આવી આનન્દનો લ્હાવો માણ્યો.

પૂ. સ્વામીજીએ નવેમ્બર મહિનાની શરૂઆતમાં કનખલ જવા પ્રયાણ કર્યું. તેમજ નવે. ૨૭ થી ડીસે. ૫ સુધી આશ્રમમાં રોકાઈ મુંબઈ જવા પ્રયાણ કર્યું.

આગામી વસંતપંચમીએ આશ્રમમાં શ્રી શ્રી સરસ્વતીપૂજાનું આયોજન આકાર લઈ રહ્યું છે. તેમજ જાન્યુ.માં શ્રીમદ્ ભાગવત સપ્તાહ યોજાનાર છે.

પરમારાધ્યા શ્રી શ્રી મા ના વિગ્રહનું અનાવરણ વસંતપંચમીને દિવસે યોજાય એવી સંભાવના છે.

આશ્રમમાં હાલમાં બ્ર. યોગાનન્દજી વહીવટ સંભાળી રહ્યા છે.

બ્ર. જ્યોતિર્મયાનન્દજી વધુ પડતી મોટી જવાબદારી માટે કનખલના આશ્રમમાં છે.

- નવીન અસ્તી



ॐ भवतापप्रणाशिन्यै
आनन्दघनमूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै
मातस्तुभ्यं नमो नमः ॥

**એચ. કે. અધ્યારુ ચેરિટેબલ ટ્રસ્ટ**

# ❄ Branch Ashrams ❄

15. NEW DELHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kalkaji, New Delhi-110019 (Tel : 6840365)

16. PUNE : Shree Shree Ma Anandamayee Ashram,
Ganesh Khind Road, Pune-411007, (Tel : 327835)

17. PURI : Shree Shree Ma Anandamayee Ashram,
Swargadwar, Puri-752001, Orissa.

18. RAJGIR : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Rajgir, Nalanda-803116, Bihar (Tel : 5362)

19. RANCHI : Shree Shree Ma Anandamayee Ashram,
Main Road, P.O. Ranchi-834001, Bihar (Tel : 312082)

20. TARAPEETH : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Chandipur-Tarapeeth,
Birbhum-731233, W.B.

21. UTTARKASHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kali Mandir, P.O. Uttarkashi-249193, U.P.

22. VARANASI : Shree Shree Ma Anandamayee Ashram,
Bhadaini, Varanasi-221001, U.P.
(Tel : 310054+311794)

23. VINDHYACHAL: Shree Shree Ma Anandamayee Ashram, Ashtabhuja Hill,
P.O. Vindhyachal, Mirzapur-231307, (Tel: 05442–64343)

24. VRINDAVAN : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Vrindavan, Mathura-281121 U.P. (Tel : 442024)

IN BANGLADESH :

1. DHAKA : Shree Shree Ma Anandamayee Ashram,
14, Siddheshwari Lane, Dhaka-17 (Tel : 405266)

2. KHEORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Kheora, Via-Kasba, Brahmanbaria.

# SHREE SHREE ANANDAMAYEE SANGHA

## ❄ Branch Ashrams ❄

1. AGARPARA : Shree Shree Ma Anandamayee Ashram,
P. O. Kamarhaiti, Calcutta-700058 (Tel : 5531208)
2. AGARTALA : Shree Shree Ma Anandamayee Ashram,
Palace Compound, P.O. Agartala-799001. West Tripura
3. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
Patal Devi, P.O. Almora-263602, U.P. (Tel : 23313)
4. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Dhaul-China, Almora-263881, U.P.
5. BHIMPURA : Shree Shree Ma Anandamayee Ashram,
Bhimpura, P.O. Chandod, Baroda-391105, (Tel : 33208)
6. BHOPAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Bairagarh, Bhopal-462030, M.P. (Tel : 521227)
7. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kishenpur, P.O. Rajpur, Dehradun-248009
U.P. (Phone: 684271)
8. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kalyanvan, 176, Rajpur Road,
P.O. Rajpur, Dehradun-248009, U.P.
9. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram.
P.O. Raipur Ordnance Factory, Dehradun-248010
10. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
47/A Jakhan, P.O. Rajpur, Dehradun, U.P.
11. JAMSHEDPUR : Shree Shree Ma Anandamayee Ashram,
Near Bhatia Park, Kadma, Jamshedpur-831005, Bihar
12. KANKHAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O.Kankhal, Hardwar-249408, U.P. (Tel: 416575)
13. KEDARNATH : Shree Shree Ma Anandamayee Ashram, Near Himlok,
P.O. Kedarnath, Chamoli-246445, U.P.
14. NAIMISHARANYA : Shree Shree Ma Anandamayee Ashram, Puran Mandir,
P.O. Naimisharanya, Sitapur-261402, U.P.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## શ્રી શ્રી મા આનન્દમયીના દિવ્ય જીવન
## તથા
## દિવ્ય વાણીવિષયક ત્રૈમાસિક પત્રિકા

વર્ષ - ૪ | એપ્રિલ, ૨૦૦૦ | સં - ૨



-: વાર્ષિક લવાજમ :-

| | |
|---|---|
| ભારતમાં | રૂા. ૬૦/- |
| વિદેશમાં | યુ. એસ. ડૉલર ૧૨/- |
| એક અંકની છૂટક કિંમત | રૂા. ૨૦/- |

# અમૃત વાર્તા

## સામાન્ય નિયમો

આ પત્રિકા ચાર જુદી ભાષાઓમાં છપાય છે. - ગુજરાતી, હિન્દી, બંગાળી અને અંગ્રેજી. આ પત્રિકામાં મુખ્યત્વે શ્રી શ્રી આનન્દમયી મા વિષેના લેખો છપાશે, તેમ છતાં સાધુ-સંતોનાં જીવન-ચરિત્રો અથવા આંધ્યાત્મિક તથા જ્ઞાનવર્ધક ધાર્મિક વાર્તા પણ સ્વીકારવામાં આવશે. શ્રી શ્રી મા વિષયક લેખો આપવાનો મુખ્ય ઉદ્દેશ્ય છે. ભક્તોના જીવનમાંના અનુભવો, પ્રસંગો કે જે અતિશય વ્યક્તિગત ન હોય, તેમજ શ્રી શ્રી માની લીલાઓ જે ભક્તોએ નિહાળી હોય તથા શ્રી શ્રી મા વિષેની અનુભૂતિઓ હોય તે લખી મોકલવા વિનંતિ છે. ફૂલસ્કેપ પાનાની એક બાજુ પર લખી મોકલવાથી સરળ રહેશે. જોડણીની ભૂલો સુધારી, ચોખ્ખા અક્ષરે લખી નીચેના સરનામે મોકલી આપવું.

-: લેખો મોકલવાનું સરનામું :-

ઉત્તરા ચિનુભાઈ
૩૮, સ્વસ્તિક સોસાયટી,
નવરંગપુરા,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

-: લવાજમ મોકલવાનું સરનામું :-

મેનેજીંગ સંપાદક
"મા આનન્દમયી અમૃત વાર્તા" (ગુજરાતી અંક)
શ્રી શ્રી માતા આનન્દમયી આશ્રમ,
ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧

---

સ્વામી શ્રી શ્રી આનન્દમયી સંઘ તરફથી મુદ્રક તથા પ્રકાશક શ્રી પાનુ બ્રહ્મચારી દ્વારા શ્રી શ્રી આનન્દમયી સંઘ, ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧ (ઉ.પ્ર.) થી પ્રકાશિત તથા રત્ના પ્રિંટિંગ વર્ક્સ, બી. ૨૧/૪૨, કમચ્છ વારાણસી - ૧૦ (ઉ.પ્ર.) માં મુદ્રિત. સંપાદક - શ્રી પાનુ બ્રહ્મચારી.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## અનુક્રમણિકા

ॐ भवतापप्रणाशिन्यै आनन्दघनमूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै मातस्तुभ्यं नमो नमः ॥





# "હરિ કથા હી કથા, ઔર સબ વૃથાવ્યથા"

- મા આનન્દમયી

શ્રી શ્રી મા આનન્દમયીના સર્વ ભક્તોને

## "મા આનન્દમયી સેવા સમિતિ (MASS, Inc.) USA"

તરફથી સપ્રેમ

જય મા.

આ સમિતિ (MASS, Inc.) અમેરિકામાં પેન્સીલવેનીયા રાજ્યમાં સ્થાયી થઈ રજીસ્ટર થઈ છે. પૂ. શ્રી શ્રી માના ભક્તોનાં ધાર્મિક કાર્ય, સત્સંગ તથા જનસેવાનું ધ્યેય ધરાવતી આ સંસ્થાએ અમેરિકાની સરકાર તરફથી (Tax - Exemption) કર મુક્તિ મેળવી છે. સંસ્થાનો નંબર છે : 23 - 29675 જે IRS Code 501 (C) (3) ને સુસંગત રહેશે.

ઉત્તર અમેરિકામાં વસતા માતૃભક્ત જનોને વિનંતિ કે "મા આનન્દમયી અમૃતવાર્તા" ત્રિમાસિકનું લવાજમ સમિતિને (MASS, Inc.) મોકલવું. ચાર ભાષાઓમાં (અંગ્રેજી, હિન્દી, ગુજરાતી અને બંગાળી)માં પ્રસિદ્ધ થતી આ દિવ્ય-માતૃ સત્સંગપૂર્ણ પત્રિકાનો લવાજમ દર : વાર્ષિક બાર ડોલર ($12) લેખે જે ભાષામાં રસ હોય તે માટે મોકલવા વિનંતિ છે.

વધુ માહિતિ માટે સંપર્ક સાધો :

**મહાદેવ પટેલ**

C/o. MA Ananadmayee Seva Samiti, Inc.
212, Moore Road, Wallingford 19086 - 6843
Tel. : 610 - 876 -6862
Fax : 610 - 876 - 1351
email : devpatel@netscape.net

# માતૃવાણી

પ્રશ્ન : લોકો જે કહે છે કે ઋષિમુનિઓ પણ ગુસ્સો કરતા, તો પછી અમારે માટે દોષ શેનો ?

મા : આનો જવાબ એ છે કે ઋષિ-મુનિઓ હતા પૂર્ણ. ગુસ્સો જે કરતા તે પણ પૂર્ણ માત્રાથી કરતા, અને તેના ફળરૂપે તેઓ સૃષ્ટિ-સ્થિતિ-લય પણ કરી શકતા. જેમ તેઓ ભસ્મ કરી શકતા તેમ પાછા સૃષ્ટિ પણ કરી શકતા; તેથી સાધારણ લોકો સાથે તેમની સરખામણી ન થઈ શકે.



હા, નામથી જ થઈ શકે. તમે જાણો છો ને કે નાનું બાળક જ્યારે 'મા' નથી બોલી શકતું, ત્યારે તેના રડવાથી જ મા સમજી જાય છે કે તેને માની જરૂર છે. તે પ્રમાણે અજ્ઞાન અવસ્થામાં આપણે ગમે તે નામથી બોલાવીએ, 'એને' તેની ખબર પડી જાય છે.



આખી દુનિયામાં મારી એક મા છે. મારી મા પણ હું જ છું. એક જ દુનિયામાં, એક હું જ.



પ્રશ્ન : શ્વાસ-પ્રશ્વાસમાં નામ કેવી રીતે કરી શકું ? કૃપા કરીને બરોબર સમજાવો.

મા : ક્યારેક પ્રતિશ્વાસ પ્રત્યે લક્ષ્ય રાખીને શ્વાસના પ્રત્યેક તાલ પર નામ લેતા રહો. એક વાર શ્વાસ લેતી વખતે અને એક વાર શ્વાસ મૂકતી વખતે કોઈનું કપાળ ગરમ થઈ જાય છે. લાંબો સમય આ રીતે નામ લેવામાં તેઓ અસમર્થ થઈ જાય છે. આનું શું કારણ છે, જાણો છો ? બ્રહ્મચર્યનો અભાવ. માત્ર આ એક જ આશ્રમના નષ્ટ થઈ જવાને લીધે બધા જ આશ્રમો નષ્ટ થઈ જાય છે. જે લોકોને એવો અનુભવ થાય કે એમનું કપાળ ગરમ થઈ ગયું છે, એમને આ રીતનું નામ કરવાની જરૂર નથી. એવા લોકો શ્વાસ બાજુ લક્ષ્ય રાખતા સુધિહીન સ્થિતિમાં બેસીને નામ અંદર જ રાખે. શ્વાસોની સાથે કરવાની જરૂર નથી. દરેક જણ બધું જ સહ્ય ન કરી શકે. આ રીતે સ્થિર બેસી રહેવાથી કામ થઈ જશે.

બીજી બાજુ એમ કહેવાય છે કે મન, મંત્ર, શ્વાસને એક કરી લો. આપણે જે શ્વાસવાયુ લઈએ છીએ, જો આને ધ્યાનથી જોશો તો જોશો કે આ શ્વાસવાયુની સાથે જ બધા સાથે બધાનો જ યોગાયોગ છે. આપણે સહુ તો એક જ સ્થાનમાંથી શ્વાસ લઈએ છીએ અને છોડીએ છીએ. એ હિસાબે બધા સાથે બધાનો જ યોગાયોગ રહેલો છે. સાધુ કે મહાત્મા - ગમે તે કહો - બધા સાથે બધા જ પ્રાણવાયુ રૂપે યુક્ત છે. આ ચિંતન પણ એક મહાન ભાવને જગાડે છે. આ જે શ્વાસ છે, તે મહાન ભાવની મધ્યે તરંગમાત્ર છે. આપણું લક્ષ્ય છે - તરંગને છોડીને નિસ્તરંગ પ્રત્યે જવું. તરંગ પણ પાણી જ છે. એ નિસ્તરંગમાં જવા માટે આ પ્રથમ માર્ગ છે. તરંગની અંદરથી રસ્તો બનાવી લેવો પડશે, જેમ કે સમુદ્રના ઉત્તાલ તરંગોમાં ડુબકી મારીને ઊંચા આવવું. તમારામાં જેટલી શક્તિ છે, કર્યે જાઓ. ત્યાર બાદ એમની કૃપા વગર કાંઈ થતું નથી, એ અત્યંત સત્ય વાત છે.



**મા** ઘણી વાર સ્ત્રીઓને કહે છે : માત્ર ચુપચાપ બેસી ન રહેવું જોઈએ ભજન કરો.



પ્રોફેસર દાસગુપ્ત : મા, જેને કંઈ બુદ્ધિ નથી તેને માટે ઉપાય શો છે ?

**મા** : એના પર માનું વિશેષ ધ્યાન રહે છે.



એક વકીલ અને બીજા મેજિસ્ટ્રેટ - આ બે મા પાસે આવ્યા છે. માને એમનો પરિચય આપવામાં આવ્યો.

**માએ** હસીને કહ્યું : પેલી બાજુના મૅજિસ્ટ્રેટ થવું જોઈએ. ...... ત્યાં પેન્શન પણ છે.

ઉક્ત સજ્જન : ત્યાંનું જ પૅન્શન ખાઉં છું, મા.

**મા** : પિતાજી ! આપે હમણાં જ કહ્યું કે ત્યાંનું જ પેન્શન ખાઉં છું. ત્યાંનું રૂપ કેવું છે ?

સજ્જન : માથું નીચે નમાવીનેં : એ તો નથી જાણતો, મા. એ જ જાણવા માટે આપની પાસે આવ્યો છું. મને એનું જ્ઞાન નથી.

**મા** : જાણવા માટે પ્રયત્ન કરવો જોઈએ. જે રીતે ખાવાની સામગ્રી ખૂટી પડે તો શોધી શોધીને ખાઈ લો છો, બરાબર એ જ રીતે શોધતા રહેશો તો મેળવી લેશો.

સજ્જન : શોધવા માટે કઈ કઈ સામગ્રીઓની જરૂર પડે ? એ સામગ્રીઓ કેવી છે ? એની વ્યવસ્થા શી છે ? કૃપા કરીને એ પણ કહો.

**માએ** હસીને કહ્યું : સારું, હું જે કંઈ કહું તે માનશો ?

સજ્જન : જરૂર માનીશ, પણ કરી શકીશ કે નહીં તે ખબર નથી.

અન્ય વ્યક્તિ : આપ એ કહો કે અમારે શું કરવું પડશે ?

**મા** - હસતાં હસતાં : (આ) છોકરીની મરજી યાદ રાખશો ? સારું એ કહો કે ચોવીસ કલાકમાંથી નિત્ય કેટલો સમય આપી શકશો ?

કોઈએ કહ્યું - દોઢ, તો વળી બીજાએ કહ્યું - બે.

**મા** : બરોબર છે, એટલો સમય જ આપજો.

પ્રથમ વ્યક્તિ : કામમાં મન નથી પરોવાતું.

**મા** : જેમ આગને હલાવવા - ડોલાવવાથી એનો તાપ લાગે છે, બરાબર એ જ રીતે આ બધી ચીજોને હલાવવા-ડોલાવવાથી કામ થઈ જશે. તમે બધું કરતા રહો.

પ્રશ્ન : મા, જો ભૂખ જ નથી લાગી તો રસોઈ બનાવીને શું કરું ?

**મા** : આખરે સાચી વાત મોઢામાંથી નીકળી. ભલે, જો ભૂખ નથી તો દવા પીઓ અને સુપથ્ય ખાઓ.

પ્રશ્ન : કેવી દવા ?

**મા** : દવા છે 'એમનું' નામ. થોડીક વાર સ્થિર ભાવે બેસીને એમનું નામ લીધા કરો. પથ્યનો અર્થ છે સંયમવ્રત. દવા-પથ્ય કરતા રહેવાથી ધીરેધીરે ભૂખ વધી જશે.

પ્રશ્ન : સુપથ્યનો શો અર્થ છે, મા ?

**મા** : સંયમવ્રત કરો.

સંયમવ્રત વિષે માએ સમજાવ્યું.

ઉક્ત સજ્જન : મા, જે દિવસે નક્કી કરું કે આજે જુઠ્ઠું નહીં બોલું, તે જ દિવસે વધારે જુઠ્ઠું બોલવું પડે છે.

**મા** : સારું, એક કામ કરો. જે દિવસે સંયમવ્રત કરો, તે દિવસે એ વાતનું ધ્યાન રાખો કે આજે કેટલી વાર ખોટું બોલવું પડ્યું. એ ડાયરીમાં લખી રાખો. તે પછી એવો પ્રયત્ન કરવો કે આગલી વાર આનાથી વધારે સંખ્યા ન થાય. આ પ્રમાણે કરતાં કરતાં અભ્યાસ પડી જશે.



પ્રશ્ન : કેમ મા, કર્મ નિષ્કામ અને સકામ કહેવાય છે, મુક્તિ પણ કામના છે, દર્શનની ઈચ્છા પણ કામના છે, એને શું નિષ્કામ કર્મ કહી શકાય ?

**મા** : ભગવાનને માટે જે કરવામાં આવે છે તેને નિષ્કામ કર્મ કહી શકાય. વિષય-કર્મ તે જ કામ છે, અને ભગવત્ કર્મ - પ્રેમ.



**મા** : ખરી રીતે જ્ઞાન-યોગ અને ભક્તિ-યોગમાં કોઈ પ્રભેદ નથી. કર્મ, ભક્તિ અને જ્ઞાન, બધું એક જ છે. જુઓ, જેમ કે "હું સ્વરૂપ જોઈશ" એ થયું જ્ઞાન; ભક્તિ થઈ સ્વરૂપ જોવાનું આકર્ષણ. ત્યાર બાદ એ કે સાબુ લગાડો અને જ્ઞાન-ગંગામાં ધોઈ નાખો - આ બધું છે કર્મ. સર્વ કાંઈ એકમાં અંતર્હિત છે.



આશીર્વાદથી ભક્તની ઈચ્છા-પૂર્તિ માટેની એક વિરલ ઘટના, વિરલ રીત :

બરેલીમાં એક મહિલાને બાળકો થાય છે પણ જીવિત નથી રહેતા. એ મહિલાએ માને પોતાનું દુ:ખ જણાવ્યું. મા એને "માઁ માઁ" કહીને સંબોધતાં બોલ્યાં : હું તો તમારી છોકરી છું.

મહિલા : આપ તો મા, દેવી છો.

પ્રણામ કરીને જ્યારે એ મહિલા ચાલવા માંડી ત્યારે માએ કહ્યું : બંન્ને વખત ભગવાનનું નામ લેતાં રહેજો - બાળક થવા માટે.

મહિલા બેસી ગઈ, પૂછ્યું : કયા દેવતાનું નામ અને કેટલી વાર જપવાનું ?

**મા** : કયા દેવતા તમને ગમે છે ?

મહિલા : બધા જ ગમે છે.

**મા** : તો યે, કોઈ ખાસ નામ ?

મહિલા : કૃષ્ણ.

**મા** : તો આ જ નામ સવારે બે માળા અને સાંજે એક માળા જપજો, અને સતત આ નામને મનમાં રાખજો. તો જ સુંદર સુંદર......

આટલું બોલીને હાથથી મુદ્રા બનાવી. હું (અર્થાત્ દીદી) પાસે જઈને બોલી : સુંદર શું ?

**મા** : બાલ ગોપાલ, બીજું શું ?

મહિલા : કેટલા દિવસ કરું ?

**મા** : જ્યાં સુધી તેઓ બાલમૂર્તિ રૂપે દર્શન ન આપે.

આટલું કહીને મા ઝટ બહાર નીકળીને બેસી ગયાં.



**મા** કહે છે : જુઓ કોઈ કોઈ વાર કહેવામાં આવે છે કે તમારું ઘર ક્યાં છે ? આ બધું તો તમારા શ્વાસોનું ઘર છે, શ્વાસનો સંબંધ છે. અસલી ઘેર જ્યાં સુધી નહીં પહોંચી શકો ત્યાં સુધી શાંતિ નહીં મળે. સંસાર બેને લઈને રહ્યો છે, તેથી જ દુઃખોનું કારણ છે. બે છે ને ? આવવું - જવું, ગતાગતિ, તેથી જ દુઃખ થાય છે. એટલા માટે જ કહેવામાં આવે છે કે માંદગી દૂર કરવા માટે ડાક્ટર પાસે જાઓ. જેવી રીતે, આંખો બગડે તો ડાક્ટર આંખો તપાસીને ચશ્મા આપે છે, અને ફરી બરોબર જોવા માંડો છો.

શ્રીમતી દીક્ષિત : કેવી રીતે એ ચશ્મા મેળવી શકાય ?

**મા** : સદ્ગુરુ, સદ્ગુરુ. હંમેશા સારી વ્યક્તિઓનો સાથ નથી હોતો. સદ્ભાવ સાથે જ સત્સંગ થાય છે.



નવદ્વીપ જતાં રસ્તામાં બેન્ડલ સ્ટેશને એક યુવક મળ્યો. ગુરુપ્રિયાદેવી મા માટે દૂધ ક્યાં મળશે તે શોધવા નીકળ્યાં હતાં, એમની આ યુવક સાથે થોડી વાતચીત થઈ. ત્યાર બાદ એ દૂધ લઈને મા પાસે આવ્યો. બપોરનો સમય હતો.

યુવક : આપને જોઈને એવો અનુભવ થાય છે કે જાણે આપ મારા પોતાનાં છો. મારા ગુરુજી 'છોટી મા' સાથે રહેતા હતા. તેઓ મને ખૂબ માનતા, પણ હું જરા ધુની ટાઈપનો છું, એટલે એમના પ્રત્યે જરીક અપરાધ કરી બેઠો.

**મા** : કેવો અપરાધ ?

યુવક : વાત એ દિવસોની છે જ્યારે હું મેસમાં ખાતો. એક વાર ગુરુદેવ આવ્યા અમારા મેસમાં. હું ઈંડા ખાઉં છું. ત્યાં જ ગુરુદેવને પણ ખાવાનું ખવડાવ્યું. બધું સ્વચ્છ કરી દેવું જોઈએ એ વાત યાદ ન રહી. આ જાતની અનેક ઘટનાઓ છે. આજે આપને માટે ઘેરથી દૂધ લાવવા ગયો, પણ જૂતાં પહેર્યા વગર લઈ આવ્યો. એ બાજુ મારું ધ્યાન કદી પણ નહોતું ગયું. આજે આપને માટે દૂધ લઈ આવતી વખતે પહેલાં એ વિચાર મનમાં આવ્યો, અને ત્યારે સમજ પડી કે ગુરુદેવનો મેં અપરાધ કર્યો છે.

આ વાતો સાંભળીને મા હસ્યાં.

યુવકે આગળ કહ્યું : જનોઈ ફેંકી દીધી છે, ગાયત્રી પાઠ નથી કરતો.

**મા** : જનોઈ પહેરવી જોઈએ અને ગાયત્રી પાઠ પણ કરવો જોઈએ.

યુવક : એ એક મોટી ઉપાધિ છે.

**મા** : કપડાં પણ પહેરો છો, એ પણ એક ઉપાધિ છે.

થોડી વાર વિચારીને યુવક બોલ્યો : સાચું કહો છો તમે.



અલ્હાબાદનાં શીખ મહિલા મહારતન (આશ્રમવાસિની સ્વ. બિલ્લુ દીદીનાં માતા) કહે છે :

દીદી, કેવી આશ્ચર્યની વાત છે ! આજે બે દિવસથી લગાતાર હું સ્વપ્ન જોઈ રહી છું કે માતાજી, જાણે કે અમારા શીખ ગુરુ ગોવિંદસિંહની મૂર્તિ ધારણ કરીને દરવાજા પાસે ઊભાં છે. ગુરુ નાનકને કેશ નહોતા, પણ ગુરુ ગોવિંદસિંહને હતા. બરાબર એવી જ રીતે પંજાબી પોશાક, ફૂલોનો શણગાર પહેરીને, એ જ વેશમાં મા ઊભા રહ્યાં."

# साधनपंचकम्

वेदो नित्यमधीयतां तदुदितं कर्मस्वनुष्ठीयतां
तेनेशस्य विधीयतामपचितिः काम्ये मतिस्त्यज्यताम्।
पापौघः परिधूयतां भवसुखे दोषोऽनुसन्धीयताम्
आत्मेच्छा व्यवसीयतां निजगृहात्तूर्णं विनिर्गम्यताम् ॥ १ ॥

વેદોનું નિત્ય અધ્યયન કરો, વેદોમાં પ્રતિપાદિત વિહિત કર્મોનું પોતપોતાના વર્ણાશ્રમ અનુસાર વિધિવિધાન સહિત પાલન કરો. એ કર્મોને ઈશ્વર પ્રત્યે અર્પણ કરીને ફળની આકાંક્ષાવાળાં કામ્ય કર્મો છોડી દો. શુદ્ધ નિત્યકર્મો દ્વારા પાપોના મળ-સમૂહો ધોઈ નાંખો. ધર્માનુકૂળ મળનારાં સાંસારિક સુખોમાં પણ દોષો શોધો. અસંસારી આત્મસ્વરૂપ - પ્રાપ્તિની તીવ્ર ઈચ્છા ઉત્પન્ન કરો. દેહ તથા દેહસંબંધી સર્વમાં મમતા છોડીને પરમાર્થમાર્ગે તરત જ નીકળી પડો.



संगः सत्सु विधीयतां भगवतो भक्तिर्दृढाऽऽधीयतां
शान्त्यादिः परिचीयतां दृढतरं कर्माशु सन्त्यज्यताम्।
सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुका सेव्यतां
ब्रह्मैकाक्षरमर्थ्यतां श्रुतिशिरोवाक्यं समाकर्ण्यताम् ॥ २ ॥

સચ્છાસ્ત્ર તથા સત્પુરુષોનો જ સંગ કરો. ભગવાનમાં પરાભક્તિ કે પ્રપત્તિનું વ્રત ધારણ કરો. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન આદિ સાધનોનો સંચય કરો. બર્હિમુખી પ્રવૃત્તિ છોડી દો. શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જઈને નિયમાનુસાર પ્રણિપાત, શુશ્રૂષા ઈત્યાદિથી એમના ચરણો સેવીને અદ્વિતીય અવિનાશી બ્રહ્મના ઉપદેશ માટે પ્રાર્થના કરો. સદ્‌ગુરુ જે વેદાન્તવાક્યોનો ઉપદેશ આપે છે, તેનું સમાહિત ચિત્ત વડે શ્રવણ કરો.



वाक्यार्थश्च विचार्यतां श्रुतिशिरः पक्षः समाश्रीयतां
दुस्तर्कात्सुविरम्यतां श्रुतिमतस्तर्कोऽनुसन्धीयताम् ।
ब्रह्मैवास्मि विभाव्यतामहरहर्गर्वः परित्यज्यतां
देहोऽहं मतिरुज्झ्यतां बुधजनैर्वादः परित्यज्यताम् ॥ ३ ॥

વેદાન્તનાં મહાવાક્યોના સાંભળેલા અર્થ ઉપર સ્વયુક્તિથી વિચાર કરીને વેદાન્ત - સિદ્ધાન્તને બરોબર હૃદયંગમ કરો. કુતર્ક છોડી દો. વેદાનુકૂળ તર્કો વડે અનુસંધાન કરો. 'હું બ્રહ્મ છું' એ સિદ્ધ અર્થની નિરંતર ભાવના કરો. અહોરાત્ર ગર્વનો નાશ કરવાનો પ્રયત્ન કરો. દેહમાં અહં-બુદ્ધિનું ઉન્મૂલન કરો. વિદ્વાનો સાથે વાદવિવાદ કરવાનું છોડી દો.



क्षुद्व्याधिश्च चिकित्स्यतामनुदिनं भिक्षौषधं भुज्यतां
स्वाद्वन्नं न तु याच्यतां विधिवशात्प्राप्तेन सन्तुष्यताम्
औदासीन्यमभीप्स्यतां जनकृपानैष्ठुर्यमुत्सृज्यतां
शीतोष्णादि विषह्यतां न तु वृथा वाक्यं समुच्चार्यताम् ॥ ४॥

ક્ષુધારૂપી રોગના ઉપચાર માટે પ્રતિદિન ભિક્ષાન્નને ઔષધિરૂપે ગ્રહણ કરો. સ્વાદિષ્ટ ભોજનની યાચના ન કરો. પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થતા ભોગોથી સંતોષ માનો. ટાઢ-તાપ, માન-અપમાન વગેરે દ્વંદ્વોને નિર્વિકાર ભાવે સહી લો. વ્યર્થ વચન કોઈની સાથે ન બોલો. ઉદાસીન ભાવે વ્યવહાર કરો. બીજા ઉપર કૃપા કે નિષ્ઠુરતા કરવાની ઈચ્છા અને ચેષ્ટા છોડી દો.



एकान्ते सुखमास्यतां परतरे चेतस्समाधीयतां
पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम्।
प्राक्कर्म प्रविलाप्यतां चितिबलान्नाप्युत्तरैः श्लिष्यतां
प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मनास्थीयताम् ॥ ५॥

એકાંતમાં સુખાસનમાં બેસીને પરાત્પર બ્રહ્મમાં ચિત્તને સ્થિર કરો. એના પૂર્ણ સ્વરૂપનો સર્વત્ર સાક્ષાત્કાર કરો. એ સાક્ષાત્કાર દ્વારા દૃશ્ય જગતને બાધિત અનુભવો (અર્થાત્ છે નહીં છતાં દેખાય છે એવું સમજો). પૂર્વજન્મનાં કર્મોનો નાશ કરો. જ્ઞાનબળથી ભાવી કર્મોથી અલિપ્ત રહો. જ્યાં સુધી શરીરપાત નથી થતો ત્યાં સુધી સાક્ષીરૂપે પ્રારબ્ધ કર્મના અનિવાર્ય ભોગોને ભોગવો. તે પછી અખંડ બ્રહ્મસ્વરૂપમાં સ્થિત થશો.



નામ, નામી અને એમનાં રૂપો અભિન્ન છે, જેમ કે અગ્નિ, ઉત્તાપ અને એની દાહિકા શક્તિ. નામ લઈને રહેવું એટલે એમની જ સાથે રહેવાનું થાય છે. માત્ર નામ. હું જાણું છું. નામથી બધું જ થાય છે.

- શ્રી શ્રી મા.

# શ્રી શ્રી મા આનન્દમયી પ્રસંગ

- સ્વ. અમૂલ્યકુમાર દત્તગુપ્ત

## ૭- ફાલ્ગુન, બુધવાર. તા. ૨૦-૨-૫૨

શ્રી શ્રી માનો તાર મળતાં જ ગુરુવારે દૂન એક્સ્પ્રેસમાં કાશીથી રવાના થઈને સવારે છ વાગે હરિદ્વાર પહોંચ્યાં. અહીં સોલનના રાજા સાહેબે એક શિવમંદિર, ધર્મશાળા તથા શ્રી શ્રી મા માટે એક આશ્રમ બનાવ્યો છે, જે ભીમગોડા પાસે ખડખડી નામના સ્થળે છે. આગામી શિવ ચતુર્દશીને દિવસે શિવમંદિરમાં નર્મદેશ્વર શિવ પ્રતિષ્ઠિત થશે, જેને માટે શ્રી શ્રી મા અહીં પધાર્યાં છે.

શ્રી શ્રી માને માટે જે આશ્રમ-ભવનનું અહીં નિર્માણ થયું છે તે ભવન બે માળનું છે. એક અંશ શ્રી શ્રી માની સેવા નિમિત્તે, બીજા અંશમાં શ્રી શ્રી મા સાથે રહેનારા લોકોની વ્યવસ્થા છે. ઓરડા જોકે નાના નાના છે, પણ નીચેનો હૉલ ખાસ્સો મોટો છે. શ્રી શ્રી માના આશ્રમની સામે એક બે માળનું મકાન બનાવાયું છે, જે ધર્મશાળા છે. એમાં રાજા સાહેબને રહેવા માટેના થોડા ઓરડા રાખવામાં આવ્યા છે. ધર્મશાળા અને આશ્રમની વચ્ચે જે સ્થાન છે ત્યાં જ એક ભવ્ય શિવાલયનું નિર્માણ થયું છે, અને ત્યાં જ શિવ-પ્રતિષ્ઠા થવાની છે.

શિવ-પ્રતિષ્ઠાના ઉપલક્ષમાં શ્રી શ્રી માના ભક્તોનો સમાગમ મોટી સંખ્યામાં થયો છે. શ્રી શ્રી માનો આશ્રમ તથા ધર્મશાળા તો લોકોથી ભરાઈ ગયાં છે, તેમ જ પાડોશની ત્રણ-ચાર ધર્મશાળાઓ પણ રાજા સાહેબે ભાડે રાખી છે. જે ધર્મશાળામાં ભુવન બાબૂ, હેમ બાબૂ તથા હું હતો, તેમાં જ પૂજ્ય શ્રીત્રિવેણી પુરીજી તથા શ્રીકૃષ્ણાનંદ અવધૂતજી ઈત્યાદિ મહાત્માગણોને રહેવાની પણ વ્યવસ્થા થઈ હતી. દેહરાદૂનથી આવેલા ભક્તો તથા અમદાવાદના ભક્તગણો કાંતિભાઈ મુન્શા વગેરેનો પણ આ જ ધર્મશાળામાં ઉતારો હતો. ટિહરીનાં રાજમાતા તથા વર્તમાન રાજા ને રાણી પણ શિવ-પ્રતિષ્ઠાના ઉપલક્ષમાં આવ્યાં હતાં. આ ઉત્સવ જોકે સોલન-નરેશ તરફથી યોજવામાં આવ્યો છે, છતાં આ ઉત્સવમાં સ્થાનીય લોકો કરતાં બંગાળીઓની સંખ્યા અધિક છે. એ બધાંના ઉતારાની વ્યવસ્થા ક્યાં ક્યાં કરાઈ છે એ વિષેની વિસ્તૃત જાણકારી ખુકુનીદીદી (ગુરુપ્રિયાદેવી) જ્યારે માતાજીને આપતાં હતાં ત્યારે માતાજીએ હસતાં હસતાં કહ્યું, ''દેખ રહી હૂં તુમને તો બંગાલિયોંસે હી સબ ભર દિયા હૈ. ઉનકે (રાજાકે) લોગ આને સે જગહ મિલે યહ દેખના.''

અહીં આવીને જોયું તો વહેલી સવારથી રાત્રે નવ વાગ્યા સુધી ઉત્સવનાં વિવિધ અનુષ્ઠાનો ચાલુ છે. વેદપાઠ, ગીતા તથા વિવિધ ધર્મશાસ્ત્રોના પાઠ, ધર્મ-પ્રસંગ, કીર્તનાદિ એક પછી એક ચાલ્યા જ કરે છે. શ્રી શ્રી મા સાથે વાતચીત કરવાનો સમય બહુ જ ઓછો મળે છે. સાંજે ફરતાં ફરતાં માતાજી ગંગા કિનારે થોડી વાર બેસતાં, પરંતુ એ પણ રોજ નહોતું બની શકતું. રાત્રે જ્યારે અમે બધાં માતાજીને પ્રણામ કરી આવતાં, ત્યારે કોઈક વાર માતાજી સાથે બે-ચાર વાતો થતી.

આજે રાત્રે દસ વાગે જ્યારે માતાજીને પ્રણામ કરીને આવતો હતો ત્યારે માતાજીએ મારા અને મારાં પત્નીના સ્વાસ્થ્ય વિષે પૂછપરછ કરી. મારાં પત્નીને જે માંદગી હતી તેને માટે શું શું કરવું તે પણ કહ્યું. તે પછી ખુકુનીદીદીએ અવધૂતજીની વાત ચાલુ કરી. અવધૂતજીએ સત્સંગમાં જે કહ્યું હતું એનો વિષય હતો માની વાણી ''જો હો જાય''

માતાજી સર્વદા એ કહ્યા કરે છે, તેથી અવધૂતજી એના ગૂઢાર્થને બધાંને સમજાવી રહ્યા હતા. દીદીએ કહ્યું, "થોડા દિવસથી અવધૂતજી માતાજીની આ વાણી વિષે ચર્ચા કરે છે. દિન-પ્રતિદિન એમનું પરિવર્તન હું નિરખી રહી છું. પહેલાં કદાચ માતાજીની વાતો પર એ એટલું ધ્યાન નહોતા આપતા, પરંતુ માતાજીની કથની અને કરણીમાં પૂર્ણ એકરૂપતા જોઈને તથા માતાજીનાં કેટલાંક કાર્યો પ્રત્યે ધ્યાન આપ્યા પછી આજકાલ તેઓ માતાજી પ્રત્યે આંતરિક શ્રદ્ધા રાખે છે." માતાજીના સ્પર્શથી કુષ્ઠ રોગી (રક્તપિત્તવાળા)ને આરોગ્ય સાંપડ્યાની વાત અવધૂતજીએ જ અમને લોકોને કહી હતી, તે ઉપરાંત એમણે એક બીજી ઘટના કહી હતી - એમણે કહ્યું હતું, "ગયે વર્ષે શ્રી શ્રી માના જન્મોત્સવ વખતે કેળનાં જે ઝાડ કાપીને ઉત્સવને સ્થળે લગાડ્યાં હતાં તે બધાં જ મરી ગયાં હતાં, માત્ર માતાજીના ઓરડાની સામે જે ઝાડ હતું તેનાં બધાં જ પાંદડાં સૂકાઈ ગયાં હોવા છતાં એ જ સૂકાયેલા ઝાડમાંથી નવા પાંદડાં ઊગી ઊઠ્યાં અને ફળ પણ થયું." અવધૂતજીએ કહ્યું, "હું મારી પોતાની આંખે જોઈ આવ્યો છું. સૂકાઈ ગયેલા ઝાડમાં ફળ, પાંદડાનું હોવું તે વિચિત્ર ઘટના છે."

## વૃક્ષ પ્રત્યે માતાજીનું આકર્ષણ

મેં પૂછ્યું : મેં સાંભળ્યું છે કે આ વખતે માતાજી જ્યારે કાનપુરથી લખનઉ આવતાં હતાં ત્યારે બે વૃક્ષોને જોવા માટે માતાજી કોઈક ગામમાં ગયાં હતાં.

મા : હા.

દીદી : એવું સાંભળ્યું છે ? હું તો ઘણા લોકોને એ કથા સંભળાવી ચૂકી છું. અમને કાશ્મીરના ભૂતપૂર્વ દીવાનનાં પુત્રી અને જમાઈને ઘેર થઈને આવવું પડ્યું હતું. એમની વાતને કેમે કરી અમે ટાળી ન શક્યાં, તેથી એમની જ મોટરમાં અમે આવતાં હતાં. રસ્તામાં અમારે ઈટાવા થઈને આવવું પડ્યું. ત્યાંના લોકોએ કરંડિયા ભરી ભરીને ફળ આપ્યાં હતાં. અમારી મોટર દ્રુતગતિથી જઈ રહી હતી. દૂર નાનાં નાનાં ગામો દેખાતાં હતાં. માતાજીએ મને પૂછ્યું, "દીદી જુઓ, આ બધાં ઘરો કેવાં સુંદર છે." મેં જોયું કે ઘરો અર્થાત્ ગામનાં નાનાં નાનાં ઘરો જ ઝાડનાં ઝુંડમાંથી દેખાતાં હતાં, એથી વધારે બીજું કંઈ નહોતું. માતાજીને આવું કહેતાં જોઈ મેં પણ કહ્યું, "હા, બહુ સુંદર." માતાજીએ ફરીથી કહ્યું, "જુઓ, આ બધાં ઝાડ કેટલાં સુંદર છે." માતાજીએ વારંવાર આમ કહ્યું ત્યારે મેં માતાજીને પૂછ્યું, "આ ગામને જોશો ?"

મા : નહીં, ખાસ્સા દૂર આવી ગયાં છીએ.

માતાજીની આ વાત સાંભળીને મારા ધ્યાનમાં આવ્યું. મેં ડ્રાઈવરને ગાડી વાળીને ગામ બાજુ લઈ જવા કહ્યું. માતાજીએ કહ્યું કે આ લોકોની સારી ગાડી છે, મેદાનમાં ગાડી લઈને જવાથી ગાડી ખરાબ થઈ જશે. ડ્રાઈવર સારો માણસ હતો. એણે કહ્યું, "એમ લાગે છે કે ગામ સુધી ગાડી નહીં જાય, જેટલે દૂર ગાડી જઈ શકે એટલે દૂર સુધી હું લઈ જઉં છું." પરંતુ ગામ સુધી ગાડી લઈ જવામાં કંઈ વાંધો ન આવ્યો. ગામમાં પહોંચતાં જ માતાજી ગાડીમાંથી ઊતર્યાં, મને ફૂલની માળા અને ફળ સાથે લેવાનું કહ્યું. માતાજી ચાલતાં ચાલતાં એક તળાવ પાસે જઈને ઊભા રહી ગયાં. જોયું તો ત્યાં એક લીમડો અને એક પીપળો બે ઝાડ એક સાથે ઊગ્યાં છે, ઝાડ વધારે મોટાં તો નથી, પાંદડાંની સુંદરતા પણ કંઈ વિશેષ નથી. બંન્ને ઝાડ તળાવ બાજુ નમેલાં છે. માતાજી એ બંન્ને ઝાડનો આદર કરવા લાગ્યાં, અને એમને (ઝાડને) માળા પહેરાવવાનું કહ્યું. એ ઝાડની જે પાતળી પાતળી ડાળીઓ હતી તેમાં મેં માળા પહેરાવી દીધી.

માતાજીએ તપાસ કરાવી કે એ ઝાડનો માલિક કોણ છે. અત્યાર સુધી ગામ લોકો પાસે આવવાનું સાહસ નહોતા કરી રહ્યા. મોટર દ્વારા એમના ગામમાં કોઈનું આવવું તે એમને માટે નવાઈ હતી. એટલે દૂરથી આટલી વખત અમારી ઉપર નજર રાખી રહ્યા હતા. ધીમે ધીમે અમારી પાસે આવવા માંડ્યા. એમને પૂછવાથી ખબર પડી કે એ ઝાડ તથા ઘરનો માલિક નવાબગંજના બજારમાં ગયો છે, માલિકનું નામ છે દ્વારકાનાથ. જે ગામમાં અમે ગયાં હતાં તે ઊના અને નવાબગંજની વચ્ચોવચ છે, એનું નામ ભવાનીપુર છે. એક સ્ત્રી ઘૂમટો તાણીને ઊભી હતી. લોકોએ એમનો પરિચય આપ્યો કે એ માલિકની પત્ની છે. માતાજીએ એમને એક ટોપલી ભરીને ફળ આપ્યાં ને કહ્યું, ''તમે મારી મા છો, હું તમારી છોકરી.''

સ્ત્રી માતાજીની વાત સમજી નહોતી શકતી. ફળની ટોપલી પકડીને ઊભી રહી. માતાજીએ ફળ વહેંચી દેવાનું કહ્યું. એ પ્રમાણે થયું. ફળોમાં સફરજન, દ્રાક્ષ ઈત્યાદિ હતાં. આ ફળો એ લોકોને ખાસ ગમતાં હોય તેવું ન લાગ્યું. કોઈ કોઈએ સફરજન જોઈને કહ્યું કે એક સફરજનની કીંમત ૪-૫ રૂપિયા થતી હતી. ગમે તેમ પણ ફળો એમને વહેંચવામાં આવ્યાં. અમે લોકોએ એમને બંન્ને ઝાડને ખૂબ સંભાળીને રાખવાનું કહ્યું. એ લોકો ઝાડને સાચવે તે માટે ભૂપેને એમને પાંચ રૂપિયા આપ્યા. ત્યાર બાદ અમે પાછાં ફર્યાં અને લખનૌ તરફ ચાલી નીકળ્યાં. મેં માતાજીને કહ્યું, ''આટલા દિવસ આપને દેવતાઓ, જળ ઈત્યાદિ બોલાવતાં હતાં, હવે તો લાગે છે કે ઝાડે પણ આપને બોલાવવાનું શરૂ કરી દીધું.'' માતાજીએ કહ્યું, ''આ જાતનું પહેલાં બીજું થયું નથી, એમ લાગતું હતું જાણે કોઈ પાછળથી કપડું પકડીને જોરથી ખેંચી રહ્યું છે.'' મોટરમાર્ગથી ઝાડ નથી દેખાતાં. બંન્ને ઝાડનું નામ પાડ્યું ''હરિહર.''

મેં પૂછ્યું : મા, મેં સાંભળ્યું છે કે વૃંદાવનમાં પણ આવી ઘટના એક વાર બની હતી. આપ રાધાકુંડ ફરવા ગયાં હતાં, પાછા ફરતી વખતે આપ બધાંને છોડીને સાંકડી ગલીની અંદરથી એક નિર્જન સ્થાને જઈને ઊભા રહી ગયાં. ત્યાં થોડાં તુલસીનાં ઝાડ હતાં. ઝાડને જોઈને આપે આદર કરીને કહ્યું હતું, ''તમે લોકો અહીં છો ?''

મારી વાત સાંભળીને મિસ બ્લૅંકા (આત્માનંદ)એ સમર્થન કર્યું. કદાચ એ પણ ત્યારે મા સાથે હતાં. ખુકુની દીદી બોલ્યાં, ''આ ઘટનાની ખબર મને તો નથી.''

મા : હાઁ, તુલસી પેડ઼ોંકા વિશેષત્વ થા. ઈસ પ્રકારકી કાલી તુલસીકે પેડ઼ અનાયાસ નહીં દીખતે. ઉનકી કલગિયાં ઔર પત્તે તરોતાજા થીં.



> સંપૂર્ણ ધર્મોનો અર્થાત્ સંપૂર્ણ કર્તવ્યકર્મોનો મારામાં ત્યાગ કરીને તું કેવળ મુજ સચ્ચિદાનંદઘન વાસુદેવ પરમાત્માના જ અનન્ય શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરી દઈશ, શોક ન કર.
>
> - ગીતા (૧૮-૬૬)

# નિત્ય સિદ્ધા શ્રી આનન્દમયી મા

- જ્યોતિ સ્વરૂપ સિંહ.

## એક પુણ્ય સંસ્મરણ

હું મારા એક સંસ્મરણ દ્વારા માના શ્રીચરણોમાં હાર્દિક શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું :

૩૦ મી એપ્રિલથી ૨ જી મે સુધી એમની વર્ષગાંઠ સ્વર્ગીય નીરજ મુખર્જીના જ્યોર્જ ટાઉન-સ્થિત બંગલામાં ઉજવાઈ રહી હતી. હું બનારસ થઈને અલ્હાબાદ પહોંચ્યો. એક વકીલ સાહેબને ઘેર સામાન મૂકીને સીધો એમના ઉત્સવમાં ગયો. કાર્યાલય મંત્રીને મળ્યો, અને એમને માના આશ્રમની ત્રિમાસિક પત્રિકા 'આનન્દવાર્તા'ના પ્રબંધ સંપાદક શ્રી કે. બોસનો પરિચય-પત્ર આપ્યો. ત્યાં જ ઊતરવાનો તેઓ આગ્રહ કરવા માંડ્યાં. મેં વિનમ્રતાથી નિવેદન કર્યું, ''હું તમને બધાંને કંઈ કષ્ટ' આપવા નથી માગતો. મને બહાર જ ઊતરવા દો. તમારા પ્રત્યેક કાર્યક્રમમાં ભાગ લેતો રહીશ.''

ધોમ ધમતા તડકામાં લોકો પુષ્પમાળાઓ સાથે માનાં દર્શન માટે લાંબી લાઈનમાં ઊભા હતા. હું આગળ વધીને ઊભો રહ્યો. માના ચરણોમાં પુષ્પાંજલિ અર્પણ કરીને તરત પાછો ફર્યો. જોયું તો લાઈનમાં કર્ણાટકના વર્તમાન રાજ્યપાલ શ્રી ગોવિંદ નારાયણ સપત્નીક અને કવિવર શ્રી સુમિત્રાનંદન પંત પણ પુષ્પમાળાઓ સાથે ઊભા હતા.

બીજા દિવસનો કાર્યક્રમ ખૂબ આકર્ષક અને આહ્લાદક હતો. વિશાળ મંડપના સુંદર મંચ પર નિત્યસિદ્ધા મા સાધુ-સંતો સહિત વિરાજમાન્ હતાં. મથુરાની પ્રખ્યાત રાસલીલા-પાર્ટીએ મનોહારી રાસલીલા દર્શાવી. સાથ શત-શત મહાત્માઓએ આપ્યો, કે જેમાં અનેક મહામંડલેશ્વરો પણ હતા. તે સમયે વડા પ્રધાન શ્રી જવાહરલાલા નેહરુ એમની પ્રિય પુત્રી ઈન્દિરા ગાંધી સાથે સભા-મંડપમાં પ્રવેશ્યા. એમને જોતાંવેંત સહસ્રો કંઠોએ હરધ્વનિ કરીને પિતા-પુત્રીને આવકાર્યાં. પંડિતજીએ માને શ્રદ્ધાવનત થઈ પ્રણામ કર્યા.

થોડી વાર પછી માએ આનંદ વેરતાં કહ્યું, ''જવાહર, તમે પણ કંઈ ગાઓ.

પંડિતજીએ હસતાં હસતાં નિવેદન કર્યું, ''મા, હું શું ગાઉં ? તમે કંઈક સંભળાવો.''

વાત્સલ્યમયી મા દ્રવીભૂત થઈને બોલી, ''અચ્છા, સુનો ગાતી હૂં.''

પછી તો પૂછવું જ શું ? ઉચ્ચ સ્વરે ગાવા લાગ્યાં, ''ભજ ગોવિંદં ભજ ગોવિંદં મૂઢમતે.'' માની સાથે ઉપસ્થિત સમસ્ત જનસમુદાય મસ્ત થઈને ગાવા લાગ્યો.

હવે માનાં દર્શન ક્યાં થશે ? એમનું અટ્ટહાસ્ય સાંભળવા મળશે ? કઈ દિવ્ય વિભૂતિ બાલસુલભ વાણીથી કહેશે, ''મૈં તો આપકી બચ્ચી હૂં.''



# બ્રહ્મર્ષિ વસિષ્ઠ

- જયા કણિયા

શ્રીરામચરિતમાનસમાં અનેક મહાન મુનિઓનાં વર્ણનો છે, જેમાં મહર્ષિ વસિષ્ઠનું સ્થાન આગવું છે. તેઓ મહાન તપસ્વી તથા સિદ્ધિસંપન્ન હતા, વૈદિક યજ્ઞ-પરંપરાના આચાર્ય હતા, મહાન તત્ત્વવેત્તા હતા, કર્મયોગ અને જ્ઞાનયોગના જ્ઞાતા હતા. ગુરુ હોવાને નાતે તેઓ પોતાના શિષ્યોને ધર્મ અને સાધનાનો ઉપદેશ આપે તે તો યોગ્ય જ હતું, પણ યોગ્ય શિષ્ય પાસેથી ગુરુએ પણ શિક્ષા લેવી એ એમની માન્યતા એક અતિ વિલક્ષણ વસ્તુ છે, કે જે સાધારણ રીતે કોઈ બીજા ગુરુઋષિ વિષે દૃષ્ટિગોચર થતી નથી. આ જે પાઠ એમણે શીખવ્યો તેમાં એમની વિનમ્રતા આપણું ધ્યાન ખેંચે છે.

બ્રહ્મર્ષિ વસિષ્ઠ ઈશ્વાકુ વંશના પુરોહિત હતા. આ પદ સ્વીકારવા પાછળ એમની ભાગવત ધર્મ-અનુસરણની ભાવના હતી. બ્રહ્મર્ષિના અંતઃકરણમાં દુન્યવિ અપેક્ષાને કોઈ સ્થાન નહોતું, તેથી જ્યારે મહારાજ ઈક્ષ્વાકુ તરફથી પુરોહિત થવાનું આમંત્રણ આપવામાં આવ્યું, ત્યારે એમણે સ્વીકાર ન કર્યો. ત્યાર બાદ પણ સૂર્યવંશના પુરોહિતપણા માટે કહેણ આવ્યું. પુરોહિતપદ સ્વીકારવાનું તો એ ઈચ્છતા જ નહોતા, પરંતુ જ્યારે એમને એ વાતનું જ્ઞાન થયું કે સૂર્યવંશમાં ભગવાનનો અવતાર થવાનો છે, અને એમને એવી પ્રતીતિ થઈ કે ભગવાનની નિકટ પહોંચવા માટે પુરોહિતપદ ઉત્તમ સાધન છે, ત્યારે જ એમણે એ પદ સ્વીકાર્યું, તથા સૂર્યવંશની પ્રત્યેક સમસ્યાનું સમાધાન કર્યું.

મહારાજ દશરથને પુત્ર નહોતો. આ સમસ્યા લઈ એ ગુરુ વસિષ્ઠ પાસે ગયા અને પોતાના દુઃખનું નિવેદન કર્યું. ગુરુએ પુત્રેષ્ટિ યજ્ઞ કરવાનું સૂચવ્યું, તથા એ કાર્ય માટે શ્રૃંગી ઋષિને બોલાવવાનું કહ્યું. યજ્ઞ સંપન્ન થતાં એમાંથી અગ્નિદેવ પ્રગટ થયા, ચરુ પ્રસાદ આપ્યો. એમાંથી ત્રણે રાણીઓએ પ્રસાદ ગ્રહણ કર્યો અને મહારાજ દશરથને ચાર પુત્રો થયા.

શ્રીરામના જન્મ પહેલાં તેમ જ નામકરણ પ્રસંગે ગુરુ વસિષ્ઠે મહારાજને સમજાવ્યું કે આ ચાર પુત્રો તે કોઈ સાધારણ મનુષ્યો નથી, તથા આ ચાર બાળકોનો જન્મ કાંઈ વંશની સિદ્ધિ માટે નથી પરંતુ લોકમંગલ માટે થયો છે. મહર્ષિ વિશ્વામિત્રનું અયોધ્યામાં આગમન આ દિશામાં પહેલું પગલું હતું.

વિશ્વામિત્ર અને વસિષ્ઠ એ બંન્ને મહાપુરુષો પરસ્પર પતિદ્વંદ્વી હતા, તેમ છતાં વિશ્વામિત્રને જ્યારે ખાત્રી થઈ કે રઘુવંશમાં ઈશ્વરનો અવતાર થયો છે, અને ઈશ્વર જ મારીચ અને સુબાહુનો વધ કરી શકશે, ત્યારે તેઓ અયોધ્યા આવ્યા. તેઓ જાણતા હતા કે રઘુકુલના આચાર્ય વસિષ્ઠ છે છતાં તેઓ આવા લોકહિતના કાર્યમાં બાધક નહીં થાય, ઉલટા સહાયક થશે. મહારાજ પાસે એમણે શ્રીરામ-લક્ષ્મણની માગણી કરી. મહારાજ દશરથ પુત્રોને વિશ્વામિત્ર સાથે મોકલવા તૈયાર નહોતા, ત્યારે મહર્ષિ વસિષ્ઠે એમને સમજાવ્યા જેને પરિણામે મહારાજ સહમત થયા. આ પ્રસંગમાં વસિષ્ઠની વ્યાપક દૃષ્ટિ તથા ચાતુર્ય સ્પષ્ટ દેખાઈ આવે છે. વિશ્વામિત્રની માગણી લોક-કલ્યાણાર્થે હતી, તેથી પાછલી બધી વાતો ભૂલી જઈ વિશ્વામિત્રને ક્ષમા આપી, અને મહારાજને સમજાવ્યા. આ પ્રસંગ એમના હૃદયની વિશાળતા પણ બતાવે છે.

શ્રીરામ-વિવાહ પછી કેટલાંક વર્ષો સુધી સુખ-શાંતિ રહ્યાં, તે પછી અયોધ્યામાં તોફાનનાં એંધાણ શરૂ થયાં.

ગુરુ વસિષ્ઠ એ બધામાં અવિચલિત રહ્યા. શ્રીરામે વનવાસ જતી વખતે માતા, પિતા, પ્રજા ઈત્યાદિ સર્વેની સંભાળ રાખવાનો ગુરુને અનુરોધ કર્યો.

મહારાજ દશરથના મૃત્યુ બાદ ગુરુએ ભરત અને શત્રુઘ્નને મોસાળમાંથી બોલાવવા માટે દૂતો મોકલ્યા. પણ મહારાજના મૃત્યુની વાત કરવાની મનાઈ કરી. આ બાબત એમનું રાજનીતિનું જ્ઞાન બતાવે છે. કૈકેયીના લગ્ન પ્રસંગે કૈકેય-નરેશે માગણી કરી હતી કે મહારાજ દશરથ પછી કૈકેયીનો પુત્ર જ ગાદી પર બેસે. હવે જો મહારાજના મૃત્યુની ખબર ત્યાં પહોંચે તો કૈકેયીના પિતાના પ્રતિનિધિઓ આ માગણી લઈને અયોધ્યા આવે એવી સંભાવના હતી; પરિણામે અયોધ્યાની પ્રજા કૈકેયીને તથા ભરતને ઘૃણાદષ્ટિથી જુએ તે સ્વાભાવિક હતું. આમ પરિસ્થિતિ વધારે બગડે તે વાત ગુરુની જાણમાં હતી. આ જ કારણે ભરતના મોસાળમાં ભરતને કે અન્ય કોઈને પણ અયોધ્યાની પરિસ્થિતિનો અણસાર વસિષ્ઠે આવવા દીધો નહીં.

ભરત પિતૃગૃહે પાછા ફર્યા, ગુરુએ એને રાજ્ય સ્વીકારવા કહ્યું - તે પણ એક ગુરુ આદેશ આપે તે રીતે નહીં, પરંતુ ભરતને ધર્મ વિષયક સત્ય વિસ્તારપૂર્વક સમજાવીને. ભરતે વિનમ્ર વાણીથી રાજ્યનો અસ્વીકાર કર્યો. પ્રજાનો મત પણ ભરતના મતને મળતો હતો, છતાં ગુરુને એમની અવહેલના થઈ રહી હોય એવું ન લાગ્યું. ભરતે શ્રીરામ પાસે ચિત્રકૂટ જવાનો પ્રસ્તાવ મૂક્યો, જેને ગુરુએ સ્વીકારી લીધો. ધીરે ધીરે ભરતની ભાવનાઓથી ગુરુ વસિષ્ઠ પ્રભાવિત થતા ગયા, અને ભરત માટે એમનું માન વધ્યું.

ચિત્રકૂટ જતાં રસ્તામાં શ્રૃંગવેરપુર નજીક નિષાદારાજ ગુહ ભરતનું આગમન સાંભળીને એના સ્વાગત માટે સામે આવ્યા, ગુરુને દૂરથી જ પ્રણામ કર્યા. ત્યાર બાદ ગુહને દૂરથી જ આશીર્વાદ આપી ગુરુએ ભરતને નિષાદરાજનો પરિચય આપ્યો - નામ અને અર્થ સાથે - અને કહ્યું, કે નિષાદરાજ શ્રીરામને પ્રિય છે. બસ, આટલું સાંભળતાં જ ભરત તરત રથમાંથી ઊતરીને ગુહને ભેટી પડ્યા. ઊંચા વિચારકોમાં અને ભક્તોમાં પણ વર્ણભેદનો ખ્યાલ રહે છે. કોઈક વિરલા જ વસિષ્ઠ જેવા એનાથી પર રહ્યા, કારણકે વસ્તુતઃ તેઓ એ ભેદને પાર કરી ચૂકેલા જ્ઞાની હતા તેમ જ શ્રીરામના ભક્ત હતા. પહેલાં ભલે એમણે નિષાદરાજને દૂર રાખ્યો, પણ ચિત્રકૂટમાં જ્યારે નિષાદરાજે દૂરથી પ્રણામ કર્યા ત્યારે ગુરુએ આગળ આવીને આલિંગન કર્યું, આશીર્વાદ આપ્યા. આ વેળાએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. ગુરુ સ્વયં સંસ્કારોના બંધનમાંથી ઉપર આવ્યા, અને ભાગવત ધર્મના પ્રતીક બન્યા. આ જોઈ અયોધ્યાપુરવાસીઓ પણ ગુરુને ભેટી પડ્યા. પ્રજામાનસનું આવું મોટું પરિવર્તન થયાનું શ્રેય વસિષ્ઠને ફાળે જાય છે.

ચિત્રકૂટમાં શ્રીરામ પ્રત્યેના ભરતના વર્તનથી ગુરુ અત્યંત પ્રભાવિત થયા. શ્રીરામે ભરતને કહ્યું :

"ભરત કહહી સોઈ કરીયે ભલાઈ".

આમ છતાં એમણે શ્રીરામને અયોધ્યા પાછા ફરવાનો આગ્રહ ન કર્યો. શ્રીરામે આ બાબતમાં નિર્ણય કરવાનું મહારાજ જનકને સોંપ્યું. તે પછી ભરતને જ નિર્ણય કરવાનું કહેવામાં આવ્યું. આમાં ભરત પ્રત્યેના અદ્ભુત વિશ્વાસનું દર્શન કરાવ્યું. ગુરુએ ઘોષણા કરી કે જ્યાં પ્રેમ નથી ત્યાં જ્ઞાન, યોગ અને ધર્મ બધું જ નકામું છે. ચિત્રકૂટથી પાછા ફરીને નંદિગ્રામને જ પોતાનું નિવાસસ્થાન બનાવીને ત્યાંથી જ રાજ્ય ચલાવવાનો ભરતે નિશ્ચય કર્યો, પરંતુ તે વિષે ગુરુનો આદેશ માગ્યો. ગુરુ વસિષ્ઠે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું, "તારું વ્યક્તિત્વ અને આચરણ જ ધર્મની યથાર્થ વ્યાખ્યા છે." કેવા મહાન ગુરુ અને કેવો મહાન શિષ્ય ! કેવું ઉત્તમ પ્રમાણપત્ર ! ચિત્રકૂટમાં ભરતે રાજ્યસંચાલનના

વિષયમાં શ્રીરામને પૂછતાં શ્રીરામ બોલ્યા, "ગુરુદેવની ઉપસ્થિતિમાં તારે કંઈ ચિંતા કરવાની જરૂર નથી." ગુરુદેવમાં કેવો અટલ વિશ્વાસ ! પ્રભુ સ્વયં નમ્ર બની ગુરુદેવની મહાનતા અનેકગણી વધારી દે છે ! ભરતે પણ ભગવાનના આદેશાનુસાર અયોધ્યાનું રાજ્ય-સંચાલન ગુરુની આજ્ઞાનુસાર જ કર્યું. સમય, સમાજ અને ધર્મનું આ સંતુલન જ ગુરુના વ્યક્તિત્વને પૂર્ણતા આપે છે.

લંકાવિજય કરીને શ્રીરામચંદ્ર આયોધ્યા પાછા ફર્યા, તરત જ ગુરુદેવના ચરણોમાં ધનુષ-બાણ મૂકી દીધાં. શ્રીરામે ગુરુના સંકલ્પ તથા આદેશ પ્રમાણે જ લોકમંગલ માટે શસ્ત્રો ઉઠાવી અસુરોને મારી, રાવણને મારી, લંકાવિજય કરી માતા સીતાને મેળવ્યાં હતાં. વાનરોને એ વાતનું જ્ઞાન આપતાં શ્રીરામ કહે છે :

"ગુરુ વસિષ્ઠ કુલ પુણ્ય હમારે ।
ઈન્હકી કૃપા દનુજ રન મારે ॥"

રાજ્યાભિષેક બાદ શ્રીરામે એકાંતમાં ગુરુદેવને મળી હંમેશની જેમ પૂજા કરી, પરંતુ આજે ગુરુદેવની મનઃસ્થિતિ જુદી હતી. તેઓ આજે શ્રીરામને એક રાજકુમાર કે શિષ્યના રૂપમાં નહોતા જોતા. એમણે શ્રીરામને પ્રાર્થના કરી :

"રામ સુનહુ મુનિ કહ કર જોરી ।
કૃપાસિંધુ બિનતી કછુ મોરી ॥
દેખી દેખી આચરન તુમ્હારા ।
હોત મોહ મમ હૃદય અપારા ॥
મહિમા અમિત વેદ નહીં જાના ।
મૈં કેહિ ભાઁતિ કહઉં ભગવાના ॥
આગમ નિગમ પુરાન અનેકા ।
પઢે સુને કહ રહ પ્રભુ એકા ॥
તવ પદ પંકજ પ્રીતિ નિરંતર ।
સબ સાધન કર યહ ફલ સુંદર ॥
નાથ એક બર માંગઉં રામ કૃપા કરી દેહુ ।
જન્મ જન્મ પ્રભુ પદકમલ કબહુઁ ઘટૈ જનિ નેહુ ॥



"મનુષ્યને ભારે અસ્વસ્થતાની વચ્ચે કષ્ટ-ચિંતા ન થવી (જોઈએ). મહાલક્ષ્યયાત્રીને માટે જ આ સંભવ. બધી અવસ્થાઓમાં તદ્ભાવનામાં મનને રાખવાની ચેષ્ટા."

- શ્રી શ્રી મા.

# માતૃ-કથિત વાર્તાઓ

(સંક્ષેપમાં)

## ૧. સાધનાની શક્તિ

એક સાધક હતો. અનેક વર્ષો સુધી સાધના કરવા છતાં અનુભવ ન થયો, તેથી સાધના છોડીને ઘેર પાછો જવા નીકળ્યો. રસ્તામાં એક મહાત્મા મળ્યા ને પૂછ્યું, ‘‘ક્યાં જાય છે ?’’ એણે સ્થળનું નામ કહ્યું તો મહાત્મા કહે, હું પણ સાથે આવું છું. ચાલતાં ચાલતાં એક નગરમાં આવ્યા. એક શેઠને ત્યાં ગયા. શેઠ ધાર્મિક હોવાથી બંન્ને મહાત્માઓને એમણે સારી રીતે આવકાર્યા. ભોજન સમયે બંન્ને મહાત્માઓને સોનાના વાસણોમાં પીરસ્યું. વિશ્રામ કરીને બંન્ને જણ જવા માટે તૈયાર થયા ત્યારે સાધકે જોયું તો એની સાથેના મહાત્માએ ચુપકીથી સોનાનું એક વાસણ એમના ઝોલામાં મૂકી દીધું. સાધકે આશ્ચર્યથી પૂછ્યું, ‘‘મહાત્માજી, આપે આ શું કર્યું ?’’ મહાત્મા બોલ્યા, ‘‘તમે તમારું કામ કરો, મને મારું કામ કરવા દો.’’

સાધક ચુપ રહ્યો. બીજે દિવસે રાતે કોઈ બીજા ગામમાં પ્રવેશ્યા. કોઈએ આશરો ન આપ્યો. ફરતાં ફરતાં નદી કાંઠે એક ગૌશાળામાં ગયા. ત્યાંના માણસે બહુ મુશ્કેલીથી એમને માટે જગ્યા કરી આપી. બીજે દિવસે સવારે નીકળતાં પહેલાં મહાત્માએ પેલું ચોરેલું સુવર્ણનું પાત્ર ત્યાં મૂકી દીધું. સાધકે પૂછ્યું, ‘‘ત્યાંથી ચોરીને કેમ લાવ્યા ને હવે અહીં કેમ મૂકી દીધું?’’ મહાત્માએ એ જ ઉત્તર આપ્યો, ‘‘તમારું કામ તમે કરો, મારું કામ મને કરવા દો.’’

ત્રીજે દિવસે વળી બીજા કોઈ ગામે પહોંચ્યા. ત્યાંના એક રામભક્તે બંન્નેનું સ્વાગત કર્યું, ભિક્ષા આપી. જતી વખતે મહાત્માએ એના એકમાત્ર પુત્રને ગળું દબાવીને મારી નાખ્યો. આ દુષ્કૃત્ય જોઈને સાધકને અત્યંત દુઃખ થયું, બોલ્યો, ‘‘મહારાજ, કોણ છો ? આવા રાક્ષસની સાથે હું નહીં જાઉં.’’ ફરી પાછો એ જ ઉત્તર, ‘‘તમારું કામ તમે કરો, મારું કામ મને કરવા દો.’’

સાધક એકલો જ નીકળી પડ્યો. મહાત્માજી પણ સાથે ચાલવા માંડ્યા. સાધક ચુપચાપ ચાલતો હતો. રસ્તામાં એક નદી આવી જોયું તો નદીમાં એક છોકરો હાથમાં ચિઠ્ઠી લઈને નદીને પેલે પાર જતો હતો. તરત મહાત્માએ ત્યાં જઈને છોકરાને પકડી લીધો ને નદીમાં ડૂબાડી દીધો. વ્યાકુળ થઈને સાધક બોલી ઊઠ્યો, ‘‘તમે કોણ છો ? આવાં ક્રૂર કર્મો શા માટે કરો છો ?’’ આખરે મહાત્મા બોલ્યા, ‘‘અત્યાર સુધી મેં જે કંઈ કર્યું છે તે બધું બરોબર વિચારીને સમજીને કર્યું છે. હવે હું તને એનુ રહસ્ય સમજાવું છું. સૌથી પહેલાં મેં સુવર્ણનું પાત્ર ચોર્યું, કારણકે પેલા શેઠે આપણને સાધુઓને સુવર્ણના પાત્રમાં ખાવાનું આપ્યું. એ સાધુ-સંતોનો દ્રવ્ય વડે આદર કરતો હતો, કે જે ખોટું છે. સાધુ-સંતોને કંચનના મોહથી દૂર રાખવા જોઈએ. મેં પાત્ર ચોર્યું તેથી હવે એ ભવિષ્યમાં કોઈ મહાત્માનું આવા પ્રલોભનથી અધઃપતન નહીં કરે.

‘‘ગૌશાળામાં સુવર્ણ-પાત્ર મૂકી આવ્યો, કારણ કે એ ગામમાં સાધુઓને આદર નહોતા આપતા. એ વ્યક્તિને થશે કે સાધુ-સેવા દ્વારા સ્વર્ણ-પાત્ર પ્રાપ્ત થયું તેથી ગામમાં સાધુ-ભક્તિ વધશે.

‘‘રામભક્ત શેઠના પુત્રની હત્યા એટલા માટે કરી કે પુત્ર-જન્મ પહેલાં બંન્ને પતિ-પત્ની ખૂબ ભક્તિ કરતાં હતાં. પુત્રજન્મ પછી તે શિથિલ થઈ ગઈ. હવે બંન્ને ફરી ભગવાન પ્રત્યે વળી જશે.

"હવે આ નદીમાં છોકરાને મારી નાખ્યો એનું કારણ પણ સાંભળ. એ છોકરો એક રાજ્યના મંત્રીનો પુત્ર હતો. ષડ્યંત્ર કરીને ત્યાંના રાજાને અને રાજદૂતને મારીને એ મંત્રી રાજા બનવા માગતો હતો. તેમ થાત તો રાજ્યમાં અનાચાર, અત્યાચાર વધી જાત. તેથી મેં એકને મારીને અનેકોની રક્ષા કરી.

સાધકને છેવટે જ્ઞાન થયું કે એ મહાત્મા બીજો કોઈ દેહધારી નહીં પરંતુ આજ સુધી એણે કરેલી સાધનાની જ શક્તિ હતી જેણે શરીર ધારણ કરીને દૃષ્ટાંત સહિત એને ઉપદેશ આપ્યો. કરેલી સાધના કદાપિ નિષ્ફળ નથી જતી. સાધનાની શક્તિ સાધકની સાથે હર હંમેશ રહે છે.



## ૨. ગુરુ - આદેશનું ફળ

એક માણસ ચોરી કરવા જતો. ચોરી એ જ એની આજીવિકાનું એકમાત્ર સાધન હતું. એક વાર એ એક સાધુ પાસે દીક્ષા લેવા ગયો. સાધુએ દીક્ષા આપીને કહ્યું, "હવેથી તારે જુઠ્ઠું નહીં બોલવાનું ને ચોરી પણ નહીં કરવાની."

એણે ચોરી કરવી બંધ કરી. જુઠ્ઠું બોલવાનું પણ બંધ કર્યું. હવે આજીવિકાનો કોઈ ઉપાય ન રહ્યો. થોડા દિવસ પછી સાધુએ જોયું કે ભોજન વગર ચોરનું આખું કુટુંબ ભૂખે મરી જશે, તેથી સાધુએ કહ્યું, "સારું, તું ચોરી કરીને તારા પરિવારનું પોષણ કર, પણ જુઠ્ઠું તો નહીં જ બોલવાનું. ચોરે તે પ્રમાણેનું આચરણ શરૂ કર્યું.

એક વાર એ રાજાના મહેલમાં ચોરી કરવા ગયો. રાજાએ અવાજ સાંભળ્યો. રાજાએ પણ કોણ જાણે શું વિચારીને સાદો પોષાક પહેરીને એ ચોર પાસે જઈને કહ્યું, "જો ભાઈ, હું પણ ચોરી કરવા માટે આવ્યો છું, પણ ચોરી કરવાનું કામ આજથી જ શરૂ કરું છું, એટલે તું મને શીખવાડ. જે કાંઈ મળશે જેના બે ભાગ તું લેજે ને એક ભાગ મને આપજે."

ચોરે સ્વીકારી લીધું. રાજા બહાર ઊભા રહ્યા, ચોર અંદર જઈને રાજાની તિજોરી તોડીને સોનામહોરોની થેલી બહાર કાઢવા લાગ્યો. એણે એવે હિસાબે મહોરો કાઢી કે જેથી બરોબર એક ભાગ રાજાને આપી શકાય. સવાર પડવા માંડી એટલે ચોરે જલદી બહાર આવીને એક ભાગ રાજાને આપ્યો ને પોતાના બે ભાગ લઈને ભાગી ગયો. રાજાએ તો બધું જોયું જ હતું. થોડેક દૂર જતાં જ રાજાના માણસોએ ચોરને પકડી પાડ્યો. બીજે દિવસે રાજસભામાં રાજાએ ચોરીના દંડનો નિર્ણય કરવા માટે એને બોલાવ્યો.

રાજાએ પૂછ્યું, "તેં ચોરી કરી છે ?" ચોર બોલ્યો, "હા, મહારાજ, મેં ચોરી કરી છે." રાજાએ પૂછ્યું, "તને શું મળ્યું?" એને જેટલી મહોરો મળી હતી તેની બરોબર સંખ્યા એણે જણાવી.

રાજાને થયું આ માણસ તો તદ્દન સત્ય કહી રહ્યો છે. રાજાએ વળી પૂછ્યું, "તારી પાસે તો આટલી મહોરો છે, બાકીની ક્યાં ગઈ ?" એણે બધી વાત કરી કે પેલો બીજો માણસ બહાર ઊભો હતો ને આટલી મેં એને આપી વગેરે. રાજાએ બધી પોતાની પણ મોહરો મંગાવી તો ખબર પડી કે ચોરે એક્કે અસત્ય વાત નથી કહી. રાજાએ પૂછ્યું, "જો તારે ન આપવી હોત તો એક્કે મોહર તું તારા સાથીને ન આપત. વળી તું ચોર છે, તો તેં વધારે મોહરો કેમ ન ચોરી?"

ચોર કહેવા લાગ્યો, "મહારાજ, એ સાચું છે કે હું ચોર છું, પણ મારા ગુરુએ મને જુઠ્ઠું બોલવાની ના પાડી છે,

તેથી હું જુઠ્ઠું નથી બોલતો. ચોરી ન કરું તો અમારો જીવન-નિર્વાહ કેમ થશે એમ જાણીને એમણે મને ચોરી કરવાની તો પરવાનગી આપી છે. એટલે જ મેં મારા સાથીને જે કંઈ કહ્યું તેની વિરુદ્ધ ન કરી શકું. આપને પણ એક અક્ષરેય ખોટો નથી કહ્યો. રાજાએ એની સત્યવાદિતા તથા ગુરુનિષ્ઠા જોઈને કહ્યું, ''આજથી તારા પરિવારનો પૂરો ભાર હું ઉઠાવું છું. તું ચોરી કરવાનું છોડી દે.''

ચોરી છોડીને રાજાને પ્રણામ કરીને એ નીકળી પડ્યો. ગુરુ-સેવામાં બાકીનું જીવન પસાર કરીને મુક્તિ પામ્યો.



## ૩. યોગીરાજની વાત

એક બહુ મોટા યોગીરાજ હતા. એક વાર એક શેઠને ત્યાં જઈને ભિક્ષા માંગી. શેઠે નોકરને કહ્યું, ''આ ભિક્ષુકને એક પૈસો આપીને ભગાડી દે.'' યોગીરાજ બોલ્યા, ''હું પૈસાની અર્થાત્ ધનની ભિક્ષા નથી માંગતો. હું તો ભિક્ષામાં એટલું માંગવા આવ્યો છું કે તમે એક વાર પ્રેમથી ભગવાનનું પવિત્ર નામ લો.''

શેઠે તો ભગવાનનું નામ લેવાની સાફસાફ ના પાડી દીધી. યોગીરાજે વારંવાર કહ્યું પણ શેઠ નન્નો ભણતા જ રહ્યાં, ત્યારે શેઠને આધ્યાત્મિક શિક્ષણ આપવા માટે યોગીરાજે એક લીલા કરી.

શેઠ રોજ સવારે પ્રાતઃભ્રમણ માટે નીકળતા. આવે જ એક વખતે યોગીરાજ શેઠનું રૂપ ધરીને શેઠના ઘરમાં જતા રહ્યા. એમને જોતાં જ શેઠાણી બોલી ઊઠ્યાં, ''હજી હમણાં તો તમે ફરવા નીકળ્યા ને એટલામાં પાછા પણ આવી ગયા ? શું થયું ?'' બહુરૂપી શેઠે કહ્યું, ''આજે શહેરમાં એક બહુરૂપિયો આવ્યો છે, ગમે તેનું રૂપ લઈને ગમે તેના ઘરમાં ઘુસી જાય છે એટલે હું પાછો આવી ગયો. ઘરમાં બધાંને ખબર આપી દો કે મારા જેવું રૂપ ધારણ કરીને જો કોઈ ઘરમાં ઘુસવા આવે તો મારીને ભગાડી દે.''

લગભગ કલાક પછી સાચા શેઠ ફરીને પાછા આવ્યા, ને ઘરમાં ઘુસવા જતાં જ બધા નોકરોએ રોકી લીધા, ધમકાવીને કહ્યું, ''તું તો બહુરૂપિયો છે, ભાગ અહીંથી. અમારા શેઠજી તો ઘરમાં જ છે. તું ક્યાંથી આવ્યો?'' જ્યારે નોકરોને ખૂબ સમજાવ્યા છતાં એ ઘરમાં ન પ્રવેશી શક્યા, ત્યારે શેઠાણીને બૂમ પાડીને બોલાવવા લાગ્યા. શેઠાણી તો હાથમાં મોટો ડંડો લઈને શેઠને મારવા દોડી. શેઠાણી, છોકરા અને નોકરોએ મળીને ખૂબ માર્યા. શરીરમાંથી લોહી વહેવા માંડ્યું. આખરે કેસ કૉર્ટમાં પહોંચ્યો.

કૉર્ટમાં પણ આજ સુધી આ જાતનો કોઈ કેસ આવ્યો ન હતો. બંન્ને શેઠોનાં રૂપો, કપડાં, રહેણી-કરણી, બોલવું-ચાલવું બધું એક સરખું ! કોણ અસલી ને કયો બહુરૂપિયો તે પારખવું મુશ્કેલ થઈ પડ્યું. બહુરૂપિયા શેઠ તો મોટા યોગીરાજ હતા ને સંપૂર્ણ જ્ઞાની હતા, તેથી ન્યાયાધીશના દરેક પ્રશ્નના સાચા ઉત્તરો આપતા ગયા, છેવટે એમણે ન્યાયાધીશને પૂછ્યું, ''જો આ શેઠ અસલી ને સાચો હોય તો મારા પ્રશ્નોના ઉત્તરો આપી દે. તમારા છોકરાનાં લગ્નમાં કેટલો ખર્ચો થયો તે કહે.'' શેઠ તો શું કહી શકે ? યોગી શેઠે કહી દીધું કે કેટલો ખર્ચો થયો. કોર્ટમાં બહુરૂપિયા શેઠ જીતી ગયા. અસલી શેઠ રડતા રડતા નદી કિનારે ગયા. જ્યારે જીવનમાં ઘોર નિરાશા વ્યાપી ગઈ ત્યારે ભગવાન યાદ આવ્યા.

એટલામાં શેઠે જોયું તો યોગીરાજ ઊભા છે ને પૂછે છે, ''હજી પણ તમે ભગવાનનું નામ લેવા માટે તૈયાર છો

કે નહીં?''

એ પ્રશ્ન સાંભળતાં વેંત શેઠની દૃષ્ટિ ખુલી ગઈ. શેઠ પામી ગયા કે આ સઘળી લીલા તે યોગીરાજની મહાન અહૈતુકી કૃપા જ છે. તરત શેઠે યોગીરાજના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં, પ્રાર્થના કરી, ''હે ભગવાન, મને અભાગિયાને ક્ષમા કરો. હવે મને કંઈ નથી જોઈતું. હવે તો શેષ જીવનમાં ભગવાનનું સાધન-ભજન જ કરીશ. શ્રી યોગીમહારાજે કહ્યું, ''હવે તું તારે ઘેર ચાલ્યો જા. હું પ્રાતઃભ્રમણને બહાને ઘરમાંથી નીકળ્યો છું. તું ઘેર જઈને ઘણું ધન ખર્ચીને ભગવાનનું ખૂબ સુંદર મંદિર બનાવ, અંને એ મંદિરમાં જ રહીને અનાસક્ત ભાવે રહીને ખૂબ ભજન કર.

જુઓ, આનું નામ છે ભગવાનની નિગ્રહ કૃપા. નિગ્રહ કૃપા એટલે કડવી ઔષધિ અને અનુગ્રહ કૃપા એટલે શીરો - મીઠી દવા. જ્યારે બાળક ઘરમાં આવવા ન માગે ત્યારે મા આવશ્યકતાનુસાર થપ્પડ મારીને પણ ઘરમાં લઈ જાય છે. બાળકનું દુઃખ મા જ જાણે છે.



## ૪. શાંતિનો માર્ગ

એક રાજા હતો. એને ધન-દોલતની જરીકે કમી નહોતી છતાં એને સહેજ પણ શાંતિ મળતી ન હતી. લોકો પાસેથી એણે સાંભળ્યું કે ગુરુ પાસેથી મંત્ર લેવાથી શાંતિ મળે છે. હવે એ કુલગુરુની શોધમાં નીકળ્યો. આટલો વખત ગુરુનું કંઈ ધ્યાન રાખ્યું ન હતું. ગુરુ બિચારા અત્યંત દીન દશામાં દિવસો પસાર કરી રહ્યા હતા. રાજાએ એમને યાદ કર્યા છે જાણીને ખૂબ આનંદ થયો. જઈને રાજાને વિશ્વાસ આપ્યો કે મંત્ર લઈને જપ-તપ કરવાથી શાંતિ મળશે. શુભ દિન જોઈને રાજાને મંત્ર આપ્યો. એ જ ઉપલક્ષ્યમાં ગુરુની આર્થિક સ્થિતિ બદલાઈ ગઈ, પરંતુ ગુરુ પાસેથી મંત્ર લઈને યથારીતિ સાધન કરવા છતાં રાજાને શાંતિ ન મળી.

ગુરુને બોલાવીને કહ્યું, ''જુઓ, આપના કહ્યા પ્રમાણે મેં મંત્ર લીધો, આપે કહ્યું હતું કે મંત્ર લઈને સાધન કરવાથી શાંતિ મળશે, પરંતુ મને નથી મળી. હું આપને સાત દિવસનો સમય આપું છું, જો તે દરમ્યાન મને શાંતિનો માર્ગ નહીં બતાવો તો હું આપનો સમસ્ત પરિવાર સહિત વધ કરાવી દઈશ.'' આ સાંભળીને ગુરુ ખૂબ ચિંતામાં પડી ગયા. ભોજનમાં અરુચિ થઈ ગઈ, નિદ્રા જતી રહી, ચિંતાને લીધે જાણે મૃત્યુની પાસે પહોંચી ગયા હોય એવું લાગવા માંડ્યું.

ગુરુનો માત્ર એક પુત્ર હતો, તે પણ મહામૂર્ખ. લખતાં-વાંચતાં કંઈ નહોતો જાણતો. ભણવું ગમતું જ નહોતું. આખો દિવસ જંગલોમાં રખડીને જીવન પસાર કરતો. કેવળ ભોજન માટે ઘેર આવતો, બાકીનો સમય બહાર જ વીતાવતો.

આ બાજુ એક એક કરીને છ દિવસ પસાર થઈ ગયા. સાતમે દિવસે ઘરમાં ભોજન રંધાવાનાં લક્ષણ પણ દેખાતાં ન હતાં. ચિંતાને લીધે ગુરુ અને એમની પત્ની અધમૂઆ જેવાં થઈ ગયાં હતાં. આવી પરિસ્થિતિમાં છોકરાએ ઘેર આવીને જોયું કે ભોજનની કોઈ જાતની તૈયારી પણ થઈ નથી, એટલે ખૂબ ક્રોધિત થઈ ગયો. માતા-પિતા પણ એને બોલવા માંડ્યાં. આખરે એણે પૂછ્યું કે વાત શું છે ? કેમ ભોજનાદિ વિના આમ દુઃખી થઈને બેઠાં છો ? ત્યારે પિતાએ આખો વૃત્તાંત કહી સંભળાવ્યો, એ પણ કહ્યું કે રાજાને શાંતિનો માર્ગ નહીં બતાવીએ તો સહુના પ્રાણ

જવાના.

બધું સાંભળ્યા બાદ છોકરો બોલ્યો, ''એમાં શી ચિંતા? હું રાજાને શાંતિનો માર્ગ દેખાડીશ. તમે ભોજનની તૈયારી કરો. રાજા જ્યારે તમને પૂછે ત્યારે મને બતાવી દેજો. જે કંઈ કહેવાનું હશે તે હું કહીશ.''

બીજે દિવસે પિતા-પુત્ર સાથે જ રાજમહેલમાં ગયા. રાજાએ કહ્યું, ''હે ગુરુદેવ! આજે અંતિમ દિવસ છે. આપની આજ્ઞાનુસાર મેં છેલ્લા સાત દિવસ સાધન કરીને જોયું પણ જરીકે શાંતિ ન મળી. આજે પણ જો આપ શાંતિનો માર્ગ નહીં બતાવી શકો તો માથું કાપી નાખીશ.'' ગુરુએ પોતાના પુત્ર તરફ ઈંગિત કરીને કહ્યું, ''મહારાજ, આપની વાતનો ઉત્તર મારો પુત્ર આપશે.'' રાજાએ છોકરાને પૂછ્યું કે જવાબ આપી શકીશ ? એ બોલ્યો, ''હા, મહારાજ, હું જ ઉત્તર આપીશ, પણ મારા કહ્યા પ્રમાણે આપે કામ કરવું પડશે. તે કરતાં જ આપને શાંતિનો માર્ગ દેખાશે.'' રાજાએ સમ્મતિ આપી.

છોકરાના કહ્યા પ્રમાણે રાજા અને ગુરુ બંન્ને જણ બે દોરડાં લઈને છોકરા સાથે જંગલમાં ગયા. બહુ દૂર ગયા પછી જોયું તો ત્રણ મોટા મોટા ઝાડ પાસે ઊગ્યાં છે. છોકરો બોલ્યો કે આપણે આ જ સ્થળે આવવાનું હતું. અને દોરડાથી રાજાને અને ગુરુને બે ઝાડ સાથે ખૂબ જોરથી બાંધી દીધા. પોતે વચ્ચેના ઝાડ પર ચઢીને આનંદથી ગાતો ગાતો ઝૂલવા માંડ્યો. બંધનથી પીડાતા રાજાએ દુઃખી થઈને છોકરાને બોલાવીને બંધન ખોલી નાખવાનું કહ્યું, પરંતુ છોકરાએ તો આંખ ઊંચી કરીને જોયું સુદ્ધાં નહીં. એ તો મસ્તીમાં ગાતો જ રહ્યો, જાણે કે આનંદનો પાર નથી. પછી રાજાએ ગુરુ સામે જોઈને કહ્યું કે આપ મારાં બંધન ખોલી નાખો. ગુરુએ કહ્યું, ''હું પોતે જ જ્યારે બંધાયેલો છું ત્યારે તમારાં બંધન કેવી રીતે ખોલી શકું ?''

દુઃખથી બૂમો પાડતાં પાડતાં રાજાને એકાએક જ્ઞાન થયું - ''હું બંધનની વચ્ચે રહીને શાંતિની આશા કેમ રાખું છું ? અને જે પોતે જ બંધાયેલો છે તે મને કેવી રીતે મુક્ત કરી શકે ? હું રાજ્ય કરતો રહીને વિષય-જાળમાં બંધાઈને શાંતિની આશા રાખું છું, મુક્તિની ઈચ્છા કરું છું ? મારા જેવો મૂર્ખ કોણ છે ?'' રાજાએ ગુરુપુત્રને બોલાવીને કહ્યું કે''હવે મારાં બંધન ખોલી દો, મને શાંતિનો માર્ગ મળી ગયો છે.'' ગુરુપુત્રે બંધન ખોલી નાખ્યાં. રાજા પછી ઘેર પાછો ન ફર્યો, સંન્યાસી થઈને જંગલમાં જતો રહ્યો.



पितुरप्यधिका माता
गर्भधारणपोषणात्।
अतो हि त्रिषु लोकेषु
नास्ति मातृसमो गुरुः ॥

ગર્ભમાં ધારણ અને પોષણ કરવાને લીધે પિતાથી અધિક માતા છે. તેથી ત્રણે લોકમાં માતા સમાન ગુરુ નથી.

- મહર્ષિ વેદવ્યાસ (બૃહદ્ધર્મ પુરાણ)

# માનવતાની પાવનતા

- યાચિકા

આજના આ હાહાકારમય યુગમાં વ્યથિત, દુઃખિત અને ઉત્પીડિત માનવતા માટે અમૃતવારિના થોડા ફુવારા અહીં ઉપસ્થિત છે.

શ્રી શ્રી માની અમરવાણી છે - અતિમાનવ, મહામાનવ અનુકૂલ ક્રિયાથી પોતાનું આવરણ પોતે જ ખસેડીને પ્રગટ થાઓ. નિત્ય સ્વયંપ્રકાશ તો તું છે જ.

માનવ ઈશ્વરનું પ્રતિરૂપ છે. પોતાને પામવાની, ભગવાનને પામવાની ચેષ્ટા કરવી તે જ એનું કર્તવ્ય તથા પરમ પુરુષાર્થ છે. એ પરમ પુરુષાર્થને પામવા માટે જોઈએ ઈશ્વરમાં વિશ્વાસ.

શ્રી શ્રી મા પ્રભુમાં વિશ્વાસની એક વાર્તા કહેતાં - એક વિધવા માતા એના બાળક સાથે ગરીબાઈમાં ગમે તેમ કરીને જીવતી હતી. એક દિવસ બાળકે કહ્યું, ''મા, આપણે આટલાં ગરીબ કેમ છીએ ? આપણી ગરીભાઈ કેવી રીતે દૂર થાય?'' માતા બોલી, ''બેટા, એકમાત્ર ભગવાન જ આપણી ગરીબાઈ દૂર કરી શકે.'' બાળકે પૂછ્યું, ''મા, ભગવાન ક્યાં રહે છે ?'' માતા બોલી, ''વૈકુંઠધામમાં.'' બાળકે કાગળ-પેન્સિલ લઈને પત્ર લખ્યો, ''ભગવાન, હું ને મારી આ માતા રહીએ છીએ. અમે બહુ ગરીબ છીએ. જલ્દી અમારી ગરીબાઈ દૂર કરો.'' આટલું લખીને પરબીડિયામાં કાગળ મૂકીને ટપાલપેટીમાં નાખવા ગયો. સરનામું લખ્યું - ભગવાન, વૈકુંઠધામ. નાનકડો હોવાથી બાળક વારંવાર કૂદી કૂદીને ટપાલપેટીમાં કાગળ નાખવા મથતો હતો ને કાગળ નીચે પડી જતો હતો. આ આખું દશ્ય પાસે ઊભેલા નગરશેઠ જોયા કરતા હતા. એમણે આવીને બાળકના હાથમાંથી પત્ર લઈ લીધો. કુતૂહલવશ પત્ર પર લખેલા સરનામાને જોયું. અને તરત ખોલીને વાંચ્યો, એમનું હૃદય ભરાઈ આવ્યું. એમણે બાળકને કહ્યું, ''બેટા, તું મને તારી માતા પાસે લઈ જા.'' બાળક એમને પોતાને ઘેર લઈ ગયો, અને માતા સાથે પરિચય કરાવ્યો. શેઠે બાળકના મસ્તક પર હાથ મૂકીને કહ્યું, ''બેટા, ભગવાને તારો પત્ર વાંચી લીધો. કાલથી તું ગરીબ નહીં રહે.''

આ પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરવાની પહેલી કડી હતી - પ્રભુમાં વિશ્વાસ, પૂર્ણ શ્રદ્ધા. બીજી કડી છે સત્યનિષ્ઠા. શ્રી શ્રી માએ કહ્યું છે, ''સત્યસ્વરૂપ એકમાત્ર ભગવાન જ. સત્યાનુસંધાન મનુષ્યનું પરમ કર્તવ્ય.'' મહાત્મા ગાંધીએ કહ્યું હતું કે સત્ય જ એકમાત્ર એવો ઈશ્વર છે જેની પૂજા આસ્તિક નાસ્તિક બધા જ કરી શકે છે.

માએ બીજી એક વાર્તા કહી છે :

એક ચોર હતો. એણે ગુરુદીક્ષા લીધી. ગુરુએ કહ્યું, ''જરૂર પડે તો ચોરી ભલે કરતો પણ જુઠ્ઠું ન બોલતો.'' એક વાર ચોર રાજમહેલમાં ચોરી કરવા ગયો. વેશ બદલીને રાજા ફરતા હતા. એમણે ચોરના બધાં કારનામાં જોયાં. બીજે દિવસે ચોર પકડાયો. પૂછ્યું તો એણે સાચેસાચ બધી વિગતો કહી દીધી. રાજા આશ્ચર્ય પામ્યો; પૂછ્યું, ''જો સાચું જ બોલવું હતું તો ચોરી શા માટે કરી?'' ચોરે કહ્યું, ''મહારાજ, હું બહુ ગરીબ છું. ચોરી સિવાય મને બીજું કંઈ આવડતું નથી. કુટુંબના ભરણ-પોષણ માટે ચોરી સિવાય બીજો ઉપાય નથી. એટલે જ મારા ગુરુએ ચોરી કરવાની છૂટ આપી છે, પણ અસત્ય બોલવાની ના પાડી છે. એટલે મેં જે કંઈ કર્યું છે તે જણાવી દીધું.'' રાજા બોલ્યા, ''હવે આજ પછી તારે ચોરી કરવી નહિ પડે. તારું પ્રતિપાલન રાજકોષમાંથી થશે.'' આમ સત્ય જ સત્યની રક્ષા કરે છે.

કર્તવ્યના પરમ લક્ષ્યને મેળવવાની ત્રીજી કડી છે નિષ્કામ સેવા. શ્રી શ્રી મા કહે છે, ''તત્ બુદ્ધિથી સેવા કરવી એ જ ભગવત્ સેવા.'' આ સંદર્ભમાં પૂજ્ય હરિબાબાએ એક કથા સંભળાવી :

પ્રાચીન સમયની એક ઘટના છે. એક વાર કાશી વિશ્વનાથ મંદિરમાં વિશ્વનાથજીની કૃપાથી એક દિવ્ય થાળ પ્રગટ થયો. એ દિવ્ય થાળમાં સુંદર સ્પષ્ટ અક્ષરે લખેલું હતું, ''મારા સૌથી પ્રિયને માટે મારો આ પ્રીતિ પુરસ્કાર સ્વયમ્ ચાલીને જશે.'' કાશીનરેશને આ અલૌકિક ઘટના વિષે જણાવવામાં આવ્યું. એમણે આખા દેશમાં ઘોષણા કરાવી દીધી. શિવરાત્રિનો દિવસ હતો. બધા મોટા મોટા મહાત્માઓ, યોગીઓ, યતિઓ, મંદિરમાં આવ્યા હતા. એક સીધોસાદો ગ્રામીણ માણસ પણ આવ્યો. જ્યારે એ મંદિરમાં પ્રવેશ્યો ત્યારે એણે જોયું તો દ્વારની સામે એક ગલિત કુષ્ઠરોગી બેઠો હતો, એના શરીરમાંથી ભયાનક દુર્ગંધ આવતી હતી, માખીઓ બણબણતી હતી અને એ પીડાથી રડતો હતો. બધા મહાપુરુષો એની પાસેથી નાક પર વસ્ત્ર દબાવીને પસાર થઈને મંદિરમાં જતા હતા. આ ગામડિયાનો એક પગ મંદિરના ઉંબરાની અંદર ને બીજો બહાર હતો. એણે તરત અંદરનો પગ બહાર લઈ લીધો અને એ ગલિત રક્તપિત્તિયાની સામે નીચા નમીને સ્નેહ-પ્રેમપૂર્ણ મધુર વાણીથી આશ્વાસન આપતાં કહ્યું, ''ભાઈ, ગભરાઈશ નહિ. આ મહાકષ્ટમાં પણ તારું મંગળ જ થશે. દુઃખ તો હંમેશ માટે રહેવાનું નથી. હું હમણાં જ ભગવાન પર જળ ચઢાવીને આવું છું, પછી તને ઘેર લઈ જઈશ. પ્રેમથી તારી સેવા - શુશ્રૂષા ને ઉપચાર કરીશ.'' આમ બોલીને એ જેવો અંદર ગયો કે તરત પેલો દિવ્ય થાળ સામે ચાલીને એના ચરણો પાસે પડ્યો. પૃથ્વી-આકાશમાં, ચારે દિશાઓમાં જયજયકાર થયો. આ છે યથાર્થ માનવ.

સ્વામી શિવાનંદજી કહે છે કે નિઃસ્વાર્થ સેવા એક એવું મહાન કવચ છે કે જે તરત મનમાંથી સંપૂર્ણ નિષેધાત્મક વિચારો અને પ્રવૃત્તિઓને બહાર કાઢી દે છે.



બધાં ક્ષેત્રોમાં (શરીરોમાં) ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) પણ મને જ જાણજે. મારો મત છે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે જ જ્ઞાન છે.

- શ્રીમદ્ ભગવદ્ ગીતા.

# સત્પ્રસંગો - સદ્વાણી

## મનની ગતિઅનુસાર આસન પ્રાણાયમ

- પ્રૉ. કાર્તિકેય અ. ભટ્ટ

એક વાર માએ અભયને પૂછ્યું : ''અત્યારે આસન કરો છો ?'' ઉત્તરમાં અભયે કહ્યું હતું. : ''ના મા અત્યારે કોઈ આસન કરતો નથી.'' માએ પૂછ્યું : ''આસન કેમ નથી કરતો ?'' આ સંદર્ભમાં આસનની વાત આગળ ચાલી. ત્યારે માએ કહ્યું, ''ભાવ અનુસાર આસન થાય છે. એક એક આસનમાં એક એક ભાવ પ્રબળ હોય છે. જેવી રીતે ભોજન સમયે એક પ્રકારનું આસન હોય છે. સૂતી વખતે પડ્યા રહેવું એ પણ એક પ્રકારનું આસન છે. એ જ રીતે વિષયોની ચિંતા કરતી વખતે શરીરમાં એક પ્રકારની ક્રિયા યા તો આસન થઈ જાય છે, શ્વાસની ગતિ પણ જુદા પ્રકારની થઈ જાય છે. જોવાથી જ ખબર પડે છે કે મન વિષય ચિંતનમાં રોકાયેલું છે. અમુક રીતે બેસવાથી વિષય ચિંતામાં સુવિધા રહે છે માટે એ બેસવાની એક રીત બની જાય છે. એ જ રીતે આધ્યાત્મિક ચિંતા સમયે આપોઆપ પોતાની મેળે જ આસન થઈ જાય છે. એ જ રીતે આસન વગેરે આપોઆપ પોતાની મેળે જ થવા લાગે તો સમજવું કે ગ્રંથિભેદ થઈ ગયો છે, ગાંઠ ખુલી ગઈ છે.



## સારા માણસોને કષ્ટ શા માટે પડે છે ?

માના એક ભક્ત (ડૉ.પન્નાલાલ) નાં પુત્રી રોજ નિયમિત ૭ થી ૮ કલાક પૂજાપાઠ કરતાં હોવા છતાં કૅન્સર જેવી અસાધ્ય પીડાકારક બીમારી ભોગવીને મૃત્યુ પામ્યાં. આવું કેમ બન્યું ? એનો ઉત્તર આપતાં મા કહે છે,''તમે લોકો એ નથી સમજી શક્તા કે ''તેઓ'' (ઈશ્વર) આવું શા માટે કરે છે દા.ત. એક નાનું બાળક હોય તો મા તેને સ્વચ્છ કરીને પોતાની ગોદમાં લેવા માગતી હોય તો શું એક દિવસ તેના હાથ ધોશે, બીજે દિવસ પગ સાફ કરશે કે પછી બળજબરીપૂર્વક તેની સંપૂર્ણ સફાઈ એક સાથે કરીને પોતાની ગોદમાં લેશે ? સારી રીતે નવરાવવા-ધોવડાવવામાં બાળકને કષ્ટ તો જરૂર થશે. તમને લોકોને એ ખબર નથી કે વ્યક્તિમાં કાંઈ કેટલાય જન્મોના સંસ્કારો પડેલા હોય છે. જો આ બધા સંસ્કારો એક જ જન્મમાં કષ્ટ આપીને ભગવાન દૂર કરે તો શું તેમાં તેની કૃપા નથી ? જો કોઈ વ્યક્તિ શુભ કર્મ કરે છે તો તે ક્યારેય વ્યર્થ જતાં નથી. કૂવો ખોદતાં પાણી ન દેખાય પરંતુ ક્રમશઃ તમે પાણીની નજદીક જઈ રહ્યા છો.''



## આસન - પ્રાણાયમની ઉપયોગિતા

નીરોજબાબુની પત્નીએ માને પ્રશ્ન પૂછ્યો, ''આસન પ્રાણાયમની આવશ્યકતા ખરી ?'' માએ ઉત્તરમાં કહ્યું ''હા, કેમ નહીં ? શ્વાસ-પ્રશ્વાસ તો સતત ચાલ્યા કરે છે. ક્યારેક ક્યારેક વિષય ચિંતનમાં પણ કુંભક વગેરે યા અમુક આસન થઈ જાય છે. એટલે એ ભાવમાં લાંબો સમય બેસવાથી વિષય ચિંતનમાં મન લવલીન થઈ જાય છે. એ આપોઆપ થઈ જાય છે. એ જ રીતે અમુક ભાવમાં અમુક રીતે બેસવાથી મન આત્મચિંતનમાં તલ્લીન થઈ જાય છે

એનો અભ્યાસ કરવો આવશ્યક છે. જેનું મન આપોઆપ આત્મા તરફ રહ્યા કરે છે તેને માટે પ્રાણાયમ - આસન વગેરેની આવશ્યકતા રહેતી નથી. ભગવાનનું ચિંતન કરતાં કરતાં આસન પ્રાણાયમ આપોઆપ થવા લાગે છે. વ્યક્તિની વૃત્તિ અનુસાર આસન ક્રિયા આદિ થાય છે. તમારી બેસવાની રીત, આંખોની દૃષ્ટિ, તમારો શબ્દ, કાગળ લખવાની રીત આ બધા દ્વારા તમારું ચરિત્ર કેવું છે તે જાણી શકાય છે. દર્પણમાં જે રીતે સ્પષ્ટ ચહેરો જોઈ શકાય છે તે રીતે જોઈ શકાય છે.''



## મા દ્વારા દોષ દર્શન પાછળની સૂક્ષ્મતા

સામાન્ય રીતે એમ કહેવાય છે કે માણસે કોઈનાયે દોષ જોવા જોઈએ નહીં ? મા વારંવાર એમ કહેતાં તથા અન્ય સંતોએ પણ એમ કહ્યું છે કે વ્યક્તિ ખરાબ છે એમ કહેવું નહીં, અથવા તો વ્યક્તિ ખરાબ છે એમ કહેવાને બદલે તેનામાં આ દોષ ખરાબ છે એમ કહેવું જોઈએ. સામાન્ય માણસને એવો સહજ પ્રશ્ન ઊઠે કે સંત થઈને અન્યના દોષ જુએ છે ? એક દિવસ શ્રી શ્રી મા આનંદમયી કોઈના દોષો વિશે વાત કરી ત્યારે એક ભક્તે માને પ્રશ્ન કર્યો કે, ''મા તમે વ્યકિતની નિંદા કરો છો ?'' ત્યારે માએ ઉત્તરમાં કહ્યું, ''તમારા બધા માટે આ સમજવું મુશ્કેલ છે. આ શરીર ક્યારેય કોઈના દોષ જોતું નથી પરંતુ નિંદાનો અંશ લીધા સિવાય વ્યક્તિના દોષની વાત કઈ રીતે કરી શકાય? આ દ્વારા એને દોષ સંશોધનનો રસ્તો દેખાડવામાં આવે છે અને એમાં તેનું મંગલ જ રહેલું છે અને આની ભીતર પણ ઘણી વાતો રહેલી છે.'' એ વાત ચોક્કસ છે કે મા દ્વારા ક્યારેય કોઈનું અમંગલ થતું નથી.



## વાસનાનાં બીજ

જન્મ-મૃત્યુનું કારણ વ્યક્તિમાં પડેલાં વાસનાનાં બીજ છે. મા તેને 'રિટર્ન ટિકિટ' તરીકે વર્ણવે છે. ''નામ જપનો આશ્રય લઈને આ વાસનાનાં બીજનો નાશ કરી શકાય છે. જેવી રીતે સમુદ્રકિનારે તમે સ્નાન કરતા હો ત્યારે સમુદ્રનાં મોજાં તમને કિનારા તરફ ધકેલે છે, પરંતુ જ્યારે તમે સમુદ્રની અંદર વચ્ચે જઈને સ્નાન કરો છો ત્યારે સમુદ્ર તમને પોતાની તરફ અંદર ખેંચે છે. એ જ રીતે ''એક''ની અંદર જવાનો પ્રયાસ કરવો જોઈએ. ''એક'' સિવાય બીજું કોઈ છે જ નહીં.''



મા કહે છે ''મેં જોયું કે ચારે બાજુ ઘાસ ઊગી નીકળ્યું હતું પરંતુ જેટલો જમીનનો ભાગ છાપરાથી ઢંકાયેલો હતો તેટલા ભાગમાં ઘાસ ઊગ્યું નહોતું. આનો અર્થ એ થયો કે એક એક કરીને ઘાસને ઉખાડવા કરતાં જો ઘાસને કશા દ્વારા ઢાંકી દેવામાં આવે તો ઘાસ સમગ્રતયા સાફ કરી શકાય છે અથવા તો તેને ઉગવાની સંભાવના જ રહેતી નથી. એ જ રીતે ચિત્તમાં પડેલા સંસ્કારોને એક એક કરીને દૂર કરવા કરતાં પરમાર્થ ચિંતન દ્વારા તેને પ્રગટ થતાં પહેલાં જ દાબી દેવા તે વધારે સારું છે.



# નૃસિંહ- અવતારનું રહસ્ય

- મકરન્દ દવે

હિરણ્યકશિપુએ હાથમાં તલવાર લીધી. આસન પરથી તે કૂદી પડ્યો અને થાંભલાને મુક્કો મારી તેણે પડકાર કર્યો. એ જ ક્ષણે ભયંકર કડાકો થયો. એક અતિ અદ્ભુત અને વિકરાળ મૂર્તિ થાંભલામાંથી પ્રગટ થઈ. આ તે કેવું વિચિત્ર પ્રાણી ! સિંહનું મુખ હતું, મનુષ્યની આકૃતિ હતી. આ નૃસિંહ-સ્વરૂપે ગર્જના કરી અને બ્રહ્માંડ ડોલી ઊઠ્યું. તેણે ચંડ લોચનો અસુર સામે માંડ્યાં, અગ્નિજ્વાળ જેવી કેશવાળી ઉછાળી, કરાળ દાઢ પહોળી કરી અને અસિની ધાર જેવી લાલ જીભ લંબાવી. તેમની પાસે કાંઈ આયુધ નહોતાં પણ તીક્ષ્ણ નખ વિદ્યુત્‌ની જેમ ચમકતા હતા. નૃસિંહે હિરણ્યકશિપુને ઝપટમાં લેવા છલાંગ મારી. હાથમાં ગદા લઈ તેણે સામનો કર્યો પણ નૃસિંહે તેને પકડી લીધો. હિરણ્યકશિપુએ છૂટવા તરફડિયાં માર્યાં પણ વ્યર્થ. પોતાની જાંઘ પર હિરણ્યકશિપુને પટકી ગરૂડ જેમ નાગને ચીરી નાખે તેમ નૃસિંહે હિરણ્યકશિપુનું વક્ષઃસ્થળ નખથી ચીરી નાખ્યું.

બ્રહ્મર્ષિઓ, દેવો, પિતરો વગેરે ભગવાન નૃસિંહની સ્તુતિ કરવા લાગ્યા, પણ તેમનું વિકરાળ સ્વરૂપ જોઈ તેમની પાસે જવાની કોઈની હિંમત ન ચાલી. ભીષણ જ્વાલા જેવા નૃસિંહ હિરણ્યકશિપુના સિંહાસન પર બેઠા હતા. તેમને શાંત કોણ કરે ? અંતે બ્રહ્માએ પ્રલ્લાદને કહ્યું : ''બેટા, તારા પિતા પર કુપિત થયેલા પ્રભુને તું જ શાંત પાડ.''

પ્રલ્લાદે ધીમે ધીમે ભગવાન પાસે જઈ પ્રણામ કર્યા. નૃસિંહે તેને વાત્સલ્યથી ઊંચકી લીધો. અંકમાં બેસાડ્યો. માથે વરદ હસ્ત ફેરવવા લાગ્યા. આ શિશુને નમન કરતો જોઈને ભાગવત કહે છે કે, ભગવાન પ્રેમનું પૂર બની ગયા.

'स्वपादमूले पतितं तमर्भकं

विलोक्य देवः कृपया परिप्लुतः' (૭-૯-૫)

નૃસિંહના ભયાનક દેખાતા સ્વરૂપમાં ઊંડે વહેતી કૃપાની ધારા છલોછલ વહેતી ભક્તના અંતરને પરિપ્લાવિત કરવા લાગી. તેમણે પ્રલ્લાદને વરદાન માગવા કહ્યું. હિરણ્યકશિપુએ તો બ્રહ્મા પાસેથી માગ્યું હતું કે પોતે સહુનો સ્વામી બને અને પોતાની સર્વ કામનાઓ પૂરી થાય. ત્યારે પ્રલ્લાદે માગ્યું : कामानां हृद्यसंरोहं भवस्तस्तु वृणे वरम् મારા હૃદયમાં કામનાઓનો કોઈ પણ અંકુર ન રહો એટલું માગું છું. ભગવાને પ્રલ્લાદને કૃતાર્થ કર્યો. પોતાને નિઃશેષ કરીને પ્રલ્લાદે નરહરિને સદાય પોતાના કરી લીધા.

બ્રહ્માએ ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું કે : ''ભગવન્, આપના આ નૃસિંહ-સ્વરૂપનું જે એકાગ્ર ચિત્તથી ધ્યાન ધરશે તેની સર્વ ત્રાસમાંથી રક્ષા તો થશે જ, પણ મારી નાંખવા માટે તત્પર મૃત્યુથી પણ તેની રક્ષા થશે.''

નૃસિંહ-સ્વરૂપના હાર્દમાં બ્રહ્માએ પ્રવેશ તો કર્યો, પણ એ તો 'बहुलरजसे विश्वोत्पत्तौ' સૃષ્ટિની ઉત્પત્તિના મૂળમાં રહેલા પ્રબળ રજોગુણના ભૂલકણા દેવ, તેમને ભગવાને કહ્યું : ''પદ્મસંભવ, અસુરોને આવાં વરદાન હવે આપતા નહીં. કારણકે એ સ્વભાવથી જ ક્રૂર હોય છે. તેમને વરદાન આપવું એટલે સર્પને અમૃત પાવું.''

આટલું કહી શ્રીહરિ અંતર્ધાન થઈ ગયા.

શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધમાં આપેલી પ્રલ્લાદકથાનો આ સારભાગ છે. આદિથી અંત સુધી તે પ્રાણમાં

ઊતરેલી ભક્તિની કથા છે. જ્યારે પ્રાણમાં ભક્તિનો ઉઘાડ થાય છે ત્યારે પ્રહ્લાદનો - આનંદનો જન્મ થાય છે અને આ જન્મ પછી સર્વ પ્રાણીમાં શ્રીહરિને જોવાની દૃષ્ટિ મળે છે. આટલું ભક્તિ-રસાયન ઊંડે ઊતર્યું હોય તો પછી અંહકારનો અસુર કાંઈ કરી શકતો નથી. પેલો પ્રહ્લાદ ઝાંખો પડતો નથી પણ અહંકાર પોતે જ વિદીર્ણ થઈ જાય છે. અસુરના અધિકારમાંથી ભક્તિને પરમાત્માના ઉછંગમાં કેવી રીતે લઈ લેવી તેની કળા આ કથા સૂચવે છે. ભગવાનના માનવેતર અવતારો પ્રાણસાધનાનું રહસ્ય ખુલ્લું કરે છે. પ્રહ્લાદ માતાના ગર્ભમાં હતો ત્યારથી જ તેને નારાયણનું નામ મળ્યું હતું. આ પ્રાણના પ્રથમ સ્પન્દનથી શરૂ થતી ઊર્ધ્વયાત્રા છે, નાભિથી ઊઠતો પુકાર છે. કોઈ પણ સાધના, પછી તે ભક્તિ, જ્ઞાન કે યોગ હોય, પણ તેના દ્વારા પ્રાણ ઝંકૃત અને જાગૃત ન થાય તો તે ચરમ શિખરે લઈ જતી નથી.

મનુષ્ય સામાન્ય રીતે મન અને વાણીની દુનિયામાં રમ્યા કરે છે. મન અને વાણી ભેદાયા વિના ભક્તિ પાંગરતી નથી. મન તો મનુષ્યે ઊભો કરેલો માનવીય પ્રદેશ છે. તેથી ઊંડે પ્રાણની વિશ્વવ્યાપી ધારામાં ભક્તિ ભળતી નથી તો તેને વિષ્ણુનો સ્પર્શ થતો નથી. મનનો પ્રદેશ સદાય વૃત્તિઓથી ઘેરાયેલો રહે છે. સદ્વૃત્તિ વેળા શાંતિ લાગે છે. પણ અસદ્વૃત્તિના વાવાઝોડાથી તે મુક્ત નથી. પ્રહ્લાદને ભક્તિમાર્ગથી ચળાવવા મથતા ગુરુપુત્રો શંડ અને મર્કનાં નામો ઘણાં સૂચક છે. તે શંડામર્ક જોડિયા છે ને સાથે જ જાય છે. યજ્ઞમાં દેવતાઓને હવિ આપ્યા પછી જે હવિ અવશેષ રહે છે, તેનું ઋત્વિજ પાન કરે છે અને બોલે છે : निरस्तः शण्डः निरस्तो मर्कः । શંડ પરાસ્ત થયો, મર્ક પરાસ્ત થયો. યજ્ઞના આ કાર્યને કથામાં વણી લેવામાં આવ્યું છે. શંડ એટલે સાંઢ. માતેલા સાંઢ જેવું આક્રમક મન તે શંડ. મર્ક એટલે મર્કટ. ચંચળ વાનર જેવું અસ્થિર મન તે મર્ક. મનુષ્ય મનના પ્રદેશમાં છે ત્યાં સુધી ઉગ્રતા ને વ્યગ્રતા તેને ક્યારે ઘેરી વળશે તે કહેવાય નહીં. શંડ ક્રોધમાં પછાડી મારે, મર્ક કામનાં વંટોળમાં ઘુમાવી મારે. પ્રહ્લાદને કોઈ ભય, પ્રલોભન સંશય, વિદ્વેષ કે વેર નથી, કારણકે તેની ભક્તિ વૃત્તિઓના પ્રદેશને વળોટી ગઈ છે. વાણીનો જ્યારે મનમાં અને મનનો જ્યારે પ્રાણમાં લય થાય છે, ત્યારે આવી નિર્ભય અવસ્થા આવે છે. મહાપ્રાણ સાથેનો આ સંબંધ જ મનુષ્યને અહંકાર અને મનોવૃત્તિઓના પ્રહારોમાંથી ઉગારી લે છે.

પ્રહ્લાદના પ્રાણ સાથે જે નારાયણનું કીર્તન ભળી ગયું છે તે એક રીતે ઉપનિષદે ભાખેલું ઉદ્‌ગીથ ગાન છે.

જ્યારે નાભિમાંથી પ્રાણની ઊર્ધ્વધારાથી ઉદ્‌ગીથ એટલે કે પ્રણવનું અથવા તો નારાયણનું કીર્તન થાય છે, ત્યારે પરિણામ એક જ આવે છે. મંત્ર કે નામનો ત્યારે નાદમાં લય થાય છે. સુષુમ્ણા નાદમયી છે અને આ નાદ ઊંચે ચડે છે તેમ પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશની તન્માત્રા પર વિજય મળતો જાય છે. પછી ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દના પ્રદૂષણમાંથી આત્મા મુક્ત થાય છે. પ્રહ્લાદને પહાડની ટોચ પરથી પછાડ્યો, ઊંડા જળમાં ડૂબાડ્યો, ધખધખતી આગમાં હોમ્યો કે આંધીમાં હડસેલી દીધો એ સર્વ વૃતાંતોમાંથી એક જ સત્ય નીકળે છે કે આ ચાર મહાભૂતોનું તેના પર કાંઈ જ ચાલ્યું નહિ. આ મહાભૂતો વિકૃત કે કુપિત થતાં જે નિમ્ન વૃત્તિઓમાં મનુષ્યનું અધઃપતન થાય છે, તેનાથી પ્રહ્લાદ પર થઈ ગયો. હવે એક જ વેધ બાકી હતો : આકાશની શબ્દ તન્માત્રા ભેદવાનો. અહંકારનો છેલ્લો અંશ અહીં માથું ઊંચકે છે. લોહસ્થંભ ભેદીને એક કડાકા સાથે નૃસિંહ પ્રગટ થયા એ મેરુદંડમાં થતો અંતિમ વિસ્ફોટ સૂચવે છે. પ્રહ્લાદને તેના નારાયણ સાક્ષાત્ મળ્યા, પણ એમનું સ્વરૂપ કેવું હતું ? નૃસિંહના વિલક્ષણ સ્વરૂપમાં પરમાત્માની અચિંત્ય ગહન શક્તિનું દર્શન છે. તેને કોઈ વ્યાખ્યામાં પૂરી શકાય એમ નથી.

મેરુદંડમાં જ્યારે વિસ્ફોટ થાય છે ત્યારે પ્રાણના ગુંજારનો એટલે કે નાદનો જ્યોતિમાં લય થાય છે. આ માયા-વિદારક મહાજ્યોતિ તે નૃસિંહ છે.

લોહસ્થંભનું ફાટવું, નૃસિંહનું પ્રગટવું અને હિરણ્યકશિપુનો નાશ થવો - એ ત્રણેમાં પ્રાણયોગમાં થતી પ્રક્રિયાનું નિરૂપણ છે. અનુભવી સંતોની વાણી સાથે એની મેળ જોવા જેવી છે.

રામસનેહી સંપ્રદાયના સ્થાપક રામચરણજીનું એક પુસ્તક છે : ''શબ્દપ્રકાશ'', એમાં તેમણે ''રામનામ તારકમંત્ર'' જપતાં પોતાને જે અનુભવો થયા તે વર્ણવ્યા છે. દેહભાવનો નાશ કરતો જે વિસ્ફોટ થાય છે એ વિષે તે કહે છે :

''માયા અચ્છર ઈહાં વિલાયા,
રરંકાર એક ગગન સિધાયા,
પછિમ દિસા મેરકી ઘાટી,
બીસોં ગાંઠ ઘોર સોં ફાટી.''

''હું દેહ છું એવા માયાભાસનો ત્યાં લય થયો. રોમે રોમ રણકાર કરતો અનાહત ધ્વનિ પણ ચિદાકાશમાં સમાયો. અને એ સાથે મેરુદંડમાં રહેલી સુષુમ્ણામાં એક કડાકા સાથે વીસે વીસ ગાંઠ તૂટી પડી.''

નૃસિંહે જે નખથી હિરણ્યકશિપુને વિદારી નાખ્યો તેનો સંબંધ આ વીસ ગાંઠ સાથે છે. નખનો અર્થ વીસ સંખ્યાવાચક પણ થાય છે. પંચ મહાભૂત, પંચ તન્માત્રા, પંચ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય મળી આ વીસ ગાંઠ થાય છે; અને તે જીવાત્માને દેહભાવ સાથે જોડી રાખે છે.

વીસનો સંબંધ મસ્તકમાં રહેલા સહસ્રાર ચક્ર સાથે પણ છે. ૫૦ વર્ણોના ૨૦ આવર્તનો - ૫૦ x ૨૦ = ૧૦૦૦, અહીં થતાં હોવાથી તેને સહસ્રાર કહેવામાં આવે છે. આ આ વર્તનો પૂર્ણ શિવોદય અને શક્તિવિલયનાં છે. સકલવર્ણ અહીં નિષ્કલ વર્ણાતીતમાં સમાઈ જાય છે. માનવશરીરમાં રહેલું આ બ્રહ્મધામ, કૈલાસ કે નિર્વાણપદ છે.

મહાપ્રાણ ઊંચે ચડે છે ત્યારે આત્માને આ બંધનોમાંથી છોડાવતો જાય છે. અહંકારની અવસ્થામાં જે બંધનકર્તા છે તે આત્મશક્તિ જાગૃત થતાં મુક્તિદાતા થાય છે. આને ''ઉજાન-પંથ'' કે ઊલટી સાધના કહે છે. નૃસિંહ જે નખથી હિરણ્યકશિપુને વિદારી નાખે છે તે આ જડત્વને ચીરતી ચેતનાની જાગૃતિ છે; પ્રકૃતિનાં બંધનોમાંથી આત્માને સહજ અવસ્થામાં લઈ જતી પ્રક્રિયા છે. કબીરે તેનું આ પ્રમાણે વર્ણન કર્યું છે.

''પૃથ્વીકા ગુણ પાણી સોખ્યાં,
પાણી તેજ મિલાવહિંગે,
તેજ પવન મિલિ, પવન સબદ મિલિ,
સહજ સમાધિ લગાવહિંગે.''

નૃસિંહના નખ આમ પૃથ્વીથી માંડી આકાશ સુધીનાં બંધનો વિદારી નાખે છે. નખનો એક બીજો પણ યૌગિક અર્થ થાય છે. - ન + ખ એટલે 'न खः विद्यते यस्मिन् तत्' - જેમાં ખ એટલે કે આકાશ નથી તે. ખ અક્ષરનો અર્થ

આકાશ, શૂન્ય, શબ્દ - તન્માત્રા, પુર, ક્ષેત્ર, બિંદુ વગેરે થાય છે. (શબ્દકલ્પદ્રુમ) નખઃ શબ્દ પ્રમાણે નગઃ, નક્રઃ, નકુલઃ, નાસત્યૌ વગેરે શબ્દોના વિશેષ યૌગિક અર્થો પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

બૌદ્ધ સિદ્ધો ચિત્તની આકાશ સમી નિર્મલ અવસ્થાને 'ખસમ-સ્વભાવ' કહે છે. અવધૂત યોગીઓ એનેજ "ગગનોપમ" અવસ્થા કહે છે. પણ આ ખ-સમ અવસ્થા અંતિમ નથી. તેને પણ, મનનો જ્યાં સદંતર વિલય થાય છે એવી અ-મન અવસ્થામાં લઈ જવી પડે છે. અને પછી જ્યાં મન પણ નથી. અ-મન પણ નથી એવી બંન્નેથી પર 'સહજાવસ્થા' માં સ્થિતિ કરવાની હોય છે. નૃસિંહનું આ મનને સહજમાં સ્થપિત કરતું ન-ખ કૃત્ય છે. આ પ્રક્રિયાને વર્ણવતું સરહનું પદ છે.

"સર્વ રૂપ તહં ખ-સમ કરીજૈ,
ખ-સમ સ્વભાવે મનહું ધરીજૈ,
સો ભી મન તહં અ-મન કરીજૈ
સહજ સ્વભાવે સો પર કીજૈ."

નૃસિંહ-સ્વરૂપ એ આવી સહજાવસ્થામાં પ્રગટતો આત્મપ્રકાશ છે અને તેને વિરોધાભાસક શબ્દોમાં જ વ્યક્ત કરી શકાય છે. એ એક એવી અવસ્થા છે જે ખાલી છે છતાં સભર છે, શૂન્ય છે છતાં પૂર્ણ છે અને એમાં રહેલી ગહનશક્તિ ભક્ષક છે છતાં રક્ષક છે. અહંકારે ઊભા કરેલા, મને કલ્પેલા, ઈંદ્રિયોએ વાસ્તવિક માનેલા રૂપ-સમુદાયનો તે સંહાર કરે છે, પણ સાથે તે સર્વના અંતસ્તલે રહેલા એક અંવિનાશી તત્ત્વનું દર્શન પણ કરાવે છે. આ દર્શન કરનારનો આનંદ નૃસિંહના અંકમાં રહેલા પ્રહ્લાદનો અ-ક્ષય આનંદ છે. ભગવાન નૃસિંહે સ્વયં પોતાની કથાનો કેવી રીતે આસ્વાદ લેવો તે વિષે પ્રહ્લાદને કહ્યું છે.

"कथा मदीया जुषमाणः प्रियास्त्वम्
आवेश्य मामात्मनि सन्तमेकम् ।
सर्वेषु भूतेष्वधियज्ञमीशं
यजस्व योगेन च कर्म हित्वन् ॥" (૭-૧૦-૧૨)

"મારી પ્રિય કથા તું સાંભળતો રહેજે, અને સર્વ પ્રાણીઓમાં રહેલા અધિયજ્ઞસ્વરૂપ સૃષ્ટિના સંચાલક મને એકને જ હૃદયમાં સ્થાપીને યોગયુક્ત થઈ મારી આરાધના કરજે. આ કર્મ મને અર્પણ કરી સર્વ કર્મોનો ત્યાગ કરજે."

આ ભગવદ્-યોગ ભૂતમાત્ર સાથેનો આત્મિક યોગ બની રહે છે. સર્વ ભૂતોમાં ભગવંત - એ નૃસિંહનું સાચું અહંકારનાશી દર્શન છે.

હિરણ્યકશિપુને નૃસિંહ જે રીતે ચીરી નાખે છે એ વર્ણનમાં પણ આવું દર્શન ક્યારે પ્રાપ્ત થાય છે, તેનું દિશાસૂચન ભાગવતકારે બહુ યુક્તિથી કહી દીધું છે. હિરણ્યકશિપુને ભગવાન ક્યાં અને કેવી રીતે સંહારે છે ?

"विष्ववस्फुरन्तं ग्रहणातुरं हरिः

व्यालो यथाखुं कुलिशाक्षतत्त्वचम्।

द्वार्यूर आपात्य ददार लीलया

नखैर्यथाहिं गरुडो महाविषम्॥''

''સર્પે પકડેલા ઉંદરની જેમ તરફડિયાં મારતા, પકડાઈને વ્યાકુળ થયેલા અને ઈંદ્રના વજ્રથી પણ જેની ચામડી ચીરાઈ નહોતી એવા તે અસુરને ભગવાને દ્વાર વચ્ચે પોતાના સાથળ પર પાડી નખો વડે જેમ ગરુડ મહા ઝેરી સર્પને ચીરી નાખે તેમ ચીરી નાખ્યો.''

આ શ્લોકના શબ્દચિત્ર પાછળ રહેલી વ્યંજના વિસ્તૃત ભાષ્ય માગે છે. પણ અહીં એટલું સમજી લઈએ કે પ્રણવના ગુંજારથી જે પ્રાણ ઝંકૃત બની ઊઠેલ છે તે ગરુડ છે. ''ત્રિપાદવિભૂતિ મહાનારાયણ ઉપનિષદ્''માં (પાંચમો અધ્યાય) ઊર્ધ્વગ વાયુ સાથે જોડાયેલા પ્રણવને ગરુડ કહેવામાં આવેલ છે. આ પ્રણવ-ગરુડનું ભાગવતમાં પણ દર્શન થાય છે. ભગવાન જે ગરુડે ચડીને ગજેન્દ્રને તારવા આવે છે તે ''છન્દોમય'' છે.

''छन्दोमयेन गरुडेन समुह्यमानः

चक्रायुधोऽभ्यगमदाशु यतो गजेन्द्रः'' (૮-૩-૩૧)

''વેદગાન રૂપી ગરુડ પર આરૂઢ થઈ ચક્રાયુધી ભગવાન ગજેન્દ્ર પાસે સત્વર આવ્યાં.''

આ વેદગાન એ વેદોના સારરૂપ, સૂક્ષ્મવેદ ''ऋचो अक्षरे परमे व्योमन्'' ચિદાકાશમાં ગુંજતી ઋચા છે, ઓમકારનો ગુંજાર છે. પ્રણવથી વિશુદ્ધ થયેલો પ્રાણ સર્પ સમા વિષધર, વિષયોમાં આસક્ત અહંકારનો શત્રુ છે. આ દેહમાં રહેલાં ઈન્દ્રિયોનાં નવ દ્વાર સુધી અહંકાર નિર્ભયતાથી ફરે છે, પણ સુષુમ્ણાને દશમે દ્વારે આવતાં જ મહાપ્રાણરૂપી ગરુડ તેને ચીરી નાખે છે. દેહ ભાવનો કેવી રીતે નાશ થાય છે તે અહીં સૂચક રીતે દર્શાવ્યું છે.

હિરણ્યકશિપુએ બ્રહ્મા પાસે જે વરદાન માગ્યું છે તે પણ અહંકારને જ ફળેલું અભયવચન છે. તેણે માગ્યું હતું :

''नान्तर्बहिर्दिवा नक्तमन्यस्मादपि चायुधैः।

न भूमौ नाम्बरे मृत्युर्न नरैर्न मृगैरपिः॥'' (૭-૩-૩૬)

''અંદર નહિ, બહાર નહિ, દિવસે નહિ, રાતે નહિ, કોઈ આયુધથી નહિ, ઉપરાંત ભૂમિમાં નહિ, આકાશમાં નહિ, તથા કોઈ મનુષ્યથી કે પશુથી પણ મારું મૃત્યુ ન થાઓ.''

અહંકાર કોઈ પ્રાણીથી કે શસ્ત્રથી મરતો નથી. દિવસ કે રાતે મરતો નથી, એટલે કે જ્યાં સુધી કાળનું ચક્ર ચાલે છે ત્યાં સુધી તે નાશ પામતો નથી. ભૂમિમાં કે નભમાં તે મરતો નથી. અર્થાત્ જ્યાં સુધી કોઈ ભૂમિકાનું અસ્તિત્વ છે, અવલંબન છે ત્યાં સુધી અહં લય પામતો નથી. નિરાલંબ અવસ્થામાં જ તેનું નિરસન થાય છે. હિરણ્યકશિપુએ એ પણ માગેલું કે તેનું અંદર કે બહાર મૃત્યુ ન થાય. નૃસિંહે જે દ્વાર વચ્ચે - ન અંદર ન બહાર - તેને માર્યો એ આપણે જોયું. આ દ્વારનું મધ્યસ્થાન, આ સન્ધિક્ષેત્ર કેવી રીતે પમાય ?

શ્વાસ અને ઉચ્છ્વાસ એ જીવનનું દ્વાર છે. અહંકાર તેનો આશરો લઈ શરીરના ઘરમાં સુખેથી વિહરે છે.

અંદરના અને બહારના જગત વચ્ચે આ શ્વાસના તંતુથી પ્રથમ વાર વહેવાર ચાલે છે. એવી જ રીતે નિમેષ-ઉન્મેષ દ્વારા દૃષ્ટિની અને સંકલ્પ-વિકલ્પ દ્વારા વૃત્તિની આવ-જા થતી રહે છે. આ બધા વહેવારો વડે આપણું જગત અંદર અને બહારના બે ભાગ વચ્ચે જ વહેંચાયેલું રહે છે. પણ શ્વાસ ઉચ્છ્વાસ, નિમેષ-ઉન્મેષ તથા સંકલ્પ-વિકલ્પ વચ્ચે એક એવી સંધિપળ આવે છે, જ્યાં બાહ્યાન્તર ગતિ નથી, સ્થિતિ છે. આ નિર્ગ્રંથ થવાની ગ્રંથિભેદની પૂર્વાવસ્થા છે. આ વિશ્રાંતિ ક્યાંયે દૂર નથી પણ હૃદયની મધ્યમાં જ છે. હૃદય પણ બે ધબકાર વચ્ચે આ ''શાંતાકાર'' ને શરણે જઈ આવે છે.

સામાન્ય માણસને તેની સમજ નથી પડતી. ખરી રીતે તો સમ અવસ્થામાંથી જન્મે તે સમજ. પણ પ્રાણ, દૃષ્ટિ, વૃત્તિ જ્યાં ચંચળ છે, વિષમ છે ત્યાં એનો જન્મ ક્યાંથી થાય ? પણ આ સામ્યાવસ્થામાં ચિત્ત સ્થિર થઈ શકે તો અહંકારનો છેદ ઊડી જાય. કબીર જેને ''ભજન ભજન કે બીચ'' રહેલું, દ્વન્દ્વોથી પર રહેલું પદ કહે છે તે આ છે. પ્રાણની નિસ્પંદ અવસ્થા, નેત્રોના નિષ્પલક અવસ્થા, ચિત્તની નિર્વિકલ્પ અવસ્થા એ એક એવું સિંહદ્વાર છે, જ્યાં નૃસિંહનો પંજો પડે છે.

પ્રહ્લાદ હિરણ્યકશિપુ અને નૃસિંહ - એ ત્રણે દ્વારા ભાગવતકારે મનુષ્યની પ્રાણમયી અભીપ્સા, અહંકારનો દોરદમામ અને પરમાત્માની જયવંત કૃપાને વ્યક્ત કર્યા છે. બાળ પ્રહ્લાદ જે આનંદ અને અભયનું ગાન ગાય છે તે કોઈ પણ મનુષ્ય ગાઈ શકે એમ છે. પણ તેનું ગાન પ્રહ્લાદની જેમ પ્રાણની ગંભીરતામાંથી ઊઠતું નથી એટલે જ વચ્ચેના આસુરી બળોને ભેદી તે પરમાત્માને પહોંચતું નથી. નૃસિંહ ભગવાને પ્રહ્લાદને સંબોધી જાણે સર્વ માનવોને કહ્યું છે.

''य एतत् कीर्तयेन्मह्यं त्वया गीतमिंद नरः ।
त्वां च मां च स्मरन्काले कर्मबन्धात्प्रमुच्यते ॥'' (૭-૧૦-૧૪)

''જે મનુષ્ય તેં ગાયેલા સ્ત્રોતતી મારૂં કીર્તન કરશે. તે તને અને મને સ્મરીને અંતે કર્મબંધનમાંથી છૂટી જશે.''

મનુષ્યને પરમ મુક્તિનો માર્ગ ચીંધી બતાવતાં ભગવાને પોતાની યે પહેલાં પ્રહ્લાદને મૂક્યો છે: જ્યાં પ્રાણભેદક સ્મરણ છે ત્યાં પરમાત્મા પ્રગટ જ છે.

**સૌજન્ય : 'અખંડાનંદ'.**



યુગયુગાંતરનાં સંચિત કર્મો, પાપ, વાસના ભગવત્ નામથી ક્ષય થાય છે. દીપક સળગવાથી જેમ સહસ્ર વર્ષોનો અંધારો ઓરડો પ્રકાશિત થાય છે, તે જ રીતે ભગવત્ નામથી કોટિ જન્મોનું તમ નાશ પામે છે.

**- શ્રી શ્રી મા.**

# શ્રીમદ્ ભાગવત

- વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ

मू.श्लो. अवतारा ह्यसंख्येया हरेः सत्त्वनिधेर्द्विजाः । यथाऽविदासिनः कुल्याः सरसः स्युः स्त्रहस्त्रशः ॥ २६॥

श्री.दी. अनुक्तसर्वसंग्रहार्थमाह – अवतारा इति । असङ्ख्येयत्वे दृष्टान्तः – यथेति । अविदासिन उपक्षयशून्यात्। 'दसु उपक्षये' इत्यस्मात्। सरसः सकाशात्कुल्याः क्षुद्रप्रवाहाः ॥ २६ ॥

અનુવાદ : હે બ્રાહ્મણો, ક્ષય ન પામે તેવા સરોવરમાંથી જેમ હજારો નહેરો (ઝરણાં) નીકળે છે તેમ ખરેખર, સત્ત્વનિધિ શ્રીહરિમાંથી અસંખ્ય અવતારો થાય છે. ॥૨૬॥

શ્રી.દી. અવતરણિકા : જે અવતારોનો ઉલ્લેખ કરવામાં નથી આવ્યો, (શ્રી હયગ્રીવ, હરિ, હંસ, પૃશ્નિગર્ભ, વિભુ, સત્યસેન, વૈકુણ્ઠ, અજીત, સાર્વભૌમ, વિશ્વક્સેન, ધર્મસેતુ, સુધામ, યોગેશ્વર, બૃહદ્ભાનુ) આ સર્વ અવતારોને સમાવી લેવા માટે કહે છે - 'अवताराः इति।' અસંખ્ય અવતારો માટે દૃષ્ટાંત આપે છે, 'यथा इति।' 'अविदासिनः' ક્ષય ન પામે તેવા, 'दसु' ધાતુ ઉપક્ષયે એટલે 'ક્ષય થવો' તે અર્થમાં છે. આ 'सरसः' સરોવરમાંથી 'कुल्याः' ક્ષુદ્ર પ્રવાહો ॥૨૬॥

मू.श्लो. ऋषयो मनवो देवा मनुपुत्रा महौजसः । कलाः सर्वे हरेरेव सप्रजापतयस्तथा ॥ २७ ॥

श्री.दी. विभूतीराह – ऋषय इति ॥ २७ ॥

અનુવાદ : પ્રજાપતિસહિત ઋષિઓ, મનુઓ, દેવતાઓ, મહાબળવાન મનુપુત્રો - એ સર્વે શ્રીહરિની જ કલારૂપ છે. ॥૨૭॥

શ્રી.દી. : વિભૂતિઓનું વર્ણન કરે છે. 'ऋषय इति।' ॥૨૭॥

मू.श्लो. एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान्स्वयम्। इन्द्रारिव्याकुलं लोकं मृडयन्ति युगे युगे ॥ २८॥

श्री.दी. तत्र विशेषमाह – एते चेति। पुंसः परमेश्वरस्य केचिदंशाः केचित्कलाविभूतयश्च। तत्र मत्स्यादीनामवतारत्वेन सर्वज्ञत्वसर्वशक्तिमत्त्वेऽपि यथोपयोगमेव ज्ञानक्रियाशक्त्याविष्करणम्। कुमारनारदादिष्वाधिकारिकेषु यथोपयोगमंशकलावेशः। तत्र कुमारादिषु ज्ञानावेशः। पृथ्वादिषु शक्त्यावेशः। कृष्णस्तु भगवान्साक्षान्नारायण एव। आविष्कृतसर्वशक्तित्वात्। सर्वेषां प्रयोजनमाह। इन्द्रारयो दैत्यास्तैर्व्याकुलमुपद्रुतं लोकं मृडयन्ति सुखिनं कुर्वन्ति ॥ २८ ॥

અનુવાદ : આ સર્વે પરમેશ્વરના (શક્તિના આવેશરૂપ) અંશ અને (જ્ઞાન કે બોધ) કલારૂપ છે. પરંતુ શ્રીકૃષ્ણ તો સ્વયમ્ ભગવાન છે. (આ સર્વે અવતારો) ઈન્દ્રના શત્રુરૂપ અસુરોથી પીડાયેલા લોકને યુગે યુગે સુખી કરે છે. ॥૨૮॥

શ્રી.દી. : તે માટે વિશેષ કહે છે. - 'एते च इति।' 'पुंसः' પરમેશ્વરના, કેટલાક અંશો છે, કેટલીક કલાઓ એટલેકે જ્ઞાનરૂપી વિભૂતિઓ છે. તેમાં મત્સ્ય વગેરે અવતારરૂપે સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા હોવા છતાં ઉપયોગ

પ્રમાણે જ જ્ઞાન, ક્રિયા અને શક્તિનું પ્રાકટ્ય છે. સનત્કુમારો, નારદજી વગેરે અધિકારીઓમાં ઉપયોગ પ્રમાણે (તે તે અવતારકાર્યને અનુરૂપ) (ભગવદ્) અંશ અને કલાનો આવેશ છે. તેમાં સનત્કુમારોમાં જ્ઞાનનો આવેશ છે, પૃથુ વગેરેમાં શક્તિનો આવેશ છે. પરંતુ કૃષ્ણ તો સ્વયમ્ 'ભગવાન્' સાક્ષાત્ નારાયણ જ છે, સર્વશક્તિઓનું પ્રાકટ્ય હોવાથી. સર્વ (અવતારોનું) પ્રયોજન કહે છે. 'इन्द्रारयः' દૈત્યો, તેમના દ્વારા 'व्याकुलम्' પીડાયેલા ઉપદ્રવ પામેલા, 'लोकम्' લોકને 'मृडयन्ति' સુખી કરે છે. ॥૨૮॥

મૂ.શ્લો. जन्म गुह्यं भगवतो च एतत्प्रयतो नरः । सायंप्रातर्गृणन्भक्त्या दुःखग्रामाद्विमुच्यते ॥ २९ ॥

શ્રી.દી. एतत्कीर्तनफलमाह – जन्मेति। गुह्यमतिरहस्यं जन्म। प्रयतः शुचिः सन्। दुःखग्रामात् संसारात्॥ २९ ॥

અનુવાદ : ભગવાનના આ રહસ્યમય જન્મો સવાર-સાંજ પવિત્ર થઈને જે મનુષ્ય ગાય છે, તે દુ:ખના સમુદાયરૂપ (સંસાર)માંથી છૂટી જાય છે. ॥૨૯॥

શ્રી.દી. : આ (અવતારો)ના કીર્તનનું ફલ કહે છે. 'जन्म इति।' 'गुह्यम्' અતિરહસ્યમય જન્મ प्रयतः પવિત્ર થઈને, 'दुःखग्रामात्' દુ:ખના સમુદાયમાંથી અર્થાત્ સંસારમાંથી (મુક્ત થાય છે.) ॥૨૯॥

મૂ.શ્લો. एतद्रूपं भगवतो ह्यरूपस्य चिदात्मनः । मायागुणैर्विरचितं महदादिभिरात्मनि ॥ ३० ॥

શ્રી.દી. विमुच्यत इति यदुक्तं तत्र कथं देहद्वयसंबन्धे सति तद्विमुक्तिरित्याशङ्क्य देहद्वयसंबन्धस्य भगवन्मायोत्थाविद्याविलसितत्वादेतच्छ्रवणादिजनितविद्यया तन्निवृत्तिरूपपद्यत इत्याशयेनाह – एतदिति पञ्चभिः। अरूपस्य चिदेकरसस्यात्मनो जीवस्यैतत्स्थूलं रूपं शरीरं भगवतो या माया तस्या गुणैर्महदादिरूपैर्विरचितम्। क्व आत्मनि। आत्मस्थाने शरीरं कृतमित्यर्थः ॥ ३० ॥

અનુવાદ : ખરેખર, પ્રાકૃતરૂપરહિત, જ્ઞાનસ્વરૂપ જીવનું આ રૂપ ભગવાનની માયાના મહત્તત્ત્વ વગેરે ગુણોથી આત્મામાં કલ્પેલું છે. ॥૩૦॥

શ્રી.દી. અવતરણિકા : (સંસારમાંથી) છૂટી જાય છે - એમ જે (ઉપરના શ્લોકમાં) કહ્યું ત્યાં (જીવની) બે દેહ (સ્થૂલ અને સૂક્ષ્મ)ના સંબંધમાં તેની મુક્તિ કેવી રીતે થાય તેવી આશંકા કરતાં બે દેહનો સંબંધ ભગવાનની માયામાંથી ઉત્પન્ન થયેલી અવિદ્યાથી રચાયેલો હોવાથી આ અવતારકથાના શ્રવણ, કીર્તન વગેરેથી ઉત્પન્ન થતી વિદ્યા વડે તે બે દેહની નિવૃત્તિ શક્ય બને છે એવા આશયથી 'एतद् इति।' થી પાંચ શ્લોક દ્વારા કહે છે -

રૂપરહિત જ્ઞાનરહિત એક જ રસના સ્વરૂપવાળું સ્થૂલરૂપ અર્થાત્ શરીર. ભગવાનની જે માયા છે તેના મહત્તત્ત્વાદિરૂપ ગુણો વડે રચાયેલું છે. ક્યાં ? 'आत्मनि' આત્મામાં; આત્માના સ્થાનમાં શરીરને રચેલું છે, તેવો અર્થ છે. ॥૩૦॥

મૂ.શ્લો. यथा नभसि मेघौघो रेणुर्वा पार्थिवोऽनिले । एवं द्रष्टरि दृश्यत्वमारोपितमबुद्धिभिः ॥ ३१ ॥

શ્રી.દી. कथमित्यपेक्षायां स्वरूपावरणेन तदध्यासत इति सदृष्टान्तमाह – यथेति।

यथा वाय्वाश्रितो मेघौघो नभस्याकाशेऽबुद्धिभिरज्ञैरारोपितः। यथा वा पार्थिवो रेणुस्तद्गतं धूसरत्वाद्यनिले। एवं दृष्टर्यात्मनि दृश्यत्वं दृश्यत्वादिधर्मकं शरीरमारोपितमित्यर्थः ॥ ३१ ॥

અનુવાદ : અજ્ઞાનીઓ દ્વારા આકાશમાં વાદળાંના સમૂહનો, અથવા વાયુમાં પૃથ્વીના રજકણોનો (અથવા તેના ધૂસરપણાનો) આરોપ કરવામાં આવે છે તેમ અજ્ઞાનીઓ દ્વારા (દેહાદિના) દ્રષ્ટા (આત્મા)માં દૃશ્ય (દેહાદિ)નો આરોપ કરવામાં આવે છે. ॥૩૧॥

શ્રી.દી. અવતરણિકા : (આત્મામાં શરીરનો આરોપ કેવી રીતે થાય છે તેની અપેક્ષામાં સ્વરૂપના આવરણ દ્વારા (આત્મા ઉપર) તેનો (શરીરનો) અજ્ઞાની લોકો અધ્યાસ કરે છે, તે દૃષ્ટાંત સાથે કહે છે - 'यथा इति।' જેમ વાયુને આધારે રહેલાં વાદળાં (મેઘસમૂહ) 'नभसि' આકાશમાં 'अबुद्धिभिः' અજ્ઞાનીઓ દ્વારા આરોપિત કરવામાં આવે છે, અથવા જેમ પૃથ્વીની રજ અથવા રજમાં રહેલું ધૂસરપણું વગેરે વાયુમાં (આરોપિત કરવામાં આવે છે.) તેમ 'द्रष्टरि' આત્મામાં 'दृश्यत्वम्' દૃશ્યત્વ વગેરે ધર્મોવાળું શરીર આરોપિત કરવામાં આવે છે, તેવો અર્થ છે. ॥૩૧॥

મૂ.શ્લો. अतः परं यदव्यक्तमव्यूढगुणव्यूहितम्। अदृष्टाश्रुतवस्तुत्वात्स जीवो यत्पुनर्भवः ॥ ३२ ॥

શ્રી.દી. किंच अतः स्थूलाद्रूपात्परमन्यदपि रूपमारोपितमित्यनुषङ्गः। कथंभूतं तत्। यदव्यक्तं सूक्ष्मम्। तत्र हेतुः – अव्यूढगुण-व्यूहितम्। व्यूहः करचरणादिपरिणामः। तथा अव्यूढा अपरिणता ये गुणास्तैर्व्यूहितं रचितम्। आकारविशेषरहितत्वादव्यक्तमित्यर्थः। एतदेव कुतस्तत्राह। अदृष्टाश्रुतवस्तुत्वात्। यच्चाकारविशेषवद्वस्तु तदस्मदादिवद्दृश्यते। श्रूयते वा इन्द्रादिवत्। इदं तु न तथा। तर्हि तस्य सत्त्वे किं प्रमाणं तत्राह। स जीवो जीवोपाधिः 'जीवो जीवेन निर्मुक्तो' 'जीवो जीवं विहाय' इत्यादौ जीवोपाधो लिङ्गदेहे जीवशब्दप्रयोगात्। जीवोपाधितया कल्प्यत इत्यर्थः। ननु स्थूलमेव भोगायतनत्वाज्जीवस्योपाधिरस्तु किमन्यक्ल्पनयेत्यत आह। यद्यस्मात्सूक्ष्मात्पुनर्भवः पुनर्जन्म। उत्क्रान्तिगत्यागतीनां तेन विनाऽसंभवादिति भावः।॥ ३२ ॥

અનુવાદ : આનાથી (સ્થૂલ રૂપથી) જે અન્ય (ઈન્દ્રિયાતીત) સૂક્ષ્મરૂપ છે તે, આકારમાં (કર, ચરણ વગેરેમાં) પરિણામ ન પામેલા ગુણોથી રચાયેલું છે. તે (સૂક્ષ્મ શરીર અતિસૂક્ષ્મ હોવાથી) દેખાતું નથી. (દુર્વિતર્ક્ય હોવાથી) સાંભળવામાં આવતું નથી. (આત્મામાં આરોપિત હોવાથી) તે જ સૂક્ષ્મ શરીર (જીવ) છે, કે જેનાથી પુનર્જન્મ થાય છે. ॥૩૨॥

શ્રી.દી. : વળી, 'अतः' સ્થૂલ રૂપથી 'परम्' પણ અન્ય રૂપ (સૂક્ષ્મ શરીર) આરોપિત કરવામાં આવે તેમ સંબંધ છે. તે (સૂક્ષ્મ શરીર) કેવી રીતે બનેલું છે ? 'यद् अव्यक्तम्' જે સૂક્ષ્મ (રૂપ) છે તે માટે હેતુ કહે છે - 'अव्यूढगुणव्यूहितम्' 'व्यूहः' એટલે હાથ-પગ વગેરે રૂપાંતરવાળું. તે પ્રમાણે (અર્થાત્ હાથ-પગ વગેરે આકારમાં પરિણત) નથી થયું તે 'अव्यूढः' (સૂક્ષ્મશરીર) આકારમાં પરિણામ ન પામેલા ગુણોથી રચાયેલું છે; વિશેષ પ્રકારના આકાર વગરનું હોવાથી અવ્યક્ત છે તેવો અર્થ છે.

આ સૂક્ષ્મશરીરને ક્યા હેતુથી અવ્યક્ત કહે છે ? તે વિષે કહે છે. 'अदृष्टाश्रुतवस्तुत्वत्' જે વિશેષ આકારવાળી વસ્તુ છે તે આપણા બધાની જેમ દેખાય છે અથવા ઈન્દ્ર વગેરે વિષે સાંભળવામાં આવે છે, પરંતુ તેમ આને (સૂક્ષ્મ શરીરને જોઈ કે સાંભળી શકાતું) નથી, તો પછી તેના હોવાનું શું પ્રમાણ છે તે માટે કહે છે - 'स जीवः' તે લિંગદેહ છે. લિંગ શરીરની ઉપાધિવાળો આત્મા તે જીવ. ''લિંગ શરીરથી છુટેલો જીવ'' ''(ગુણોથી છુટેલો) જીવ, જીવપણું આપનારા લિંગશરીરને છોડીને ......'' ૧૧-૨૫-૩૬, વગેરેમાં આત્મામાં આરોપિત લિંગદેહ (સૂક્ષ્મશરીર) માટે

જીવ શબ્દનો પ્રયોગ કર્યો હોવાથી આત્માને જીવ કહે છે. આત્માની ઉપાધિરૂપે તેને (સૂક્ષ્મ શરીરને) કલ્પવામાં આવે છે તેવો અર્થ છે.

હવે શંકા કરવામાં આવી છે કે સ્થૂલશરીર ભોગોનું આશ્રયસ્થાન હોવાથી (એ જ) આત્માની ઉપાધિરૂપ છે, તો અન્ય (સૂક્ષ્મશરીર)ની કલ્પના શા માટે કરવી જોઈએ ? તે માટે કહે છે - 'યદ્' જેનાથી, સૂક્ષ્મ શરીરથી 'પુનર્ભવઃ' પુનર્જન્મ થાય છે.

''ઉત્ક્રાંતિ, ગતિ, આગતિ'' જુઓ (બ્રહ્મસૂત્ર ૨-૩-૧૯) તેના વિના અસંભવિત છે તેવો ભાવ છે. ॥૩૨॥



राम त्वन्नाममहिमा वर्ण्यते केन वा कथम् यत्प्रभावादहं राम ब्रह्मर्षित्वमवाप्तवान्॥

(હે રામ ! તમારા નામની મહિમા કોણ કેવી રીતે વર્ણવી શકે, જેના પ્રભાવથી મેં બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું ?)

- વાલ્મીકિ

बंदउँ नाम राम रघुबर को। हेतु कृसानु भानु हिमकरको॥
राम नाम कलि अभिमत दाता। हित परलोक लोक पितुमाता॥

(અગ્નિ, સૂર્ય ને ચંદ્રના કારણરૂપ રામ-રઘુવરના નામને વંદર કરું છું. રામનું નામ કલિયુગમાં ઈચ્છિત આપનાર છે, પરલોકમાં હિત કરનાર અને આ લોકમાં પિતા-માતા સમાન છે.

- તુલસીદાસ

# આશ્રમ સમાચાર

- નવીન અસ્તી

ભીમપુરા : ૧૯૯૯ના નવેમ્બરથી માર્ચ ૨૦૦૦ દરમ્યાન આશ્રમ પ્રવૃત્તિમય રહ્યો. તા. ૨૧-૧૦-૧૯૯૯ થી ૨૦-૧૦-૧૯૯૯ સુધી ભીમપુરા આશ્રમમાં પહેલી વાર સંયમ-સપ્તાહ મહાવ્રતનું અનુષ્ઠાન થયું, અને ઉત્સાહથી પાલન થયું. આ પહેલા ગુજરાતમાં ગોંડલ, નડિયાદ તથા નર્મદા કાંઠેના બદ્રિકાશ્રમમાં સંયમ- સપ્તાહ પરમારાધ્યા શ્રી શ્રી માની ઉપસ્થિતિમાં અનુષ્ઠિત થયો હતો. આ વખતે પુણ્યસલિલા નર્મદાને તીરે આશ્રમમાં લગભગ ૬૦ વ્રતીઓએ ભાગ લીધો કે જે એક અનોખો પ્રસંગ હતો કારણકે એનું સંચાલન શ્રી શ્રીમાની પ્રેરણાથી જ થતું હોય તેવો સતત અનુભવ સહુને થતો હતો. પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીની હાજરીથી તથા આશીર્વાદથી વ્રતીઓનો ઉત્સાહ અને શક્તિ અનેકગણાં વધી ગયાં હતાં. શ્રી શ્રીમાના નિર્દેશ અનુસાર વેદઘોષથી પ્રારંભ થઈ રાત્રિના મૌન સુધી ભરચક કાર્યક્રમો હતા. સવારે ૮ થી ૯ અને બપોરે ૩ થી ૪ ધ્યાનમાં સર્વે વ્રતીઓ હાજર રહેતા. કઠોપનિષદ્ વિષે સ્વામી નાગેશપુરીજીનું વિદ્વત્તાપૂર્ણ પ્રવચન, ગીતામર્મજ્ઞ પંડિત હરિપ્રસાદજીનું સહજ રીતે દૃષ્ટાંતો સહિતનું સાધકોને પ્રેરણાદાયક વ્યાખ્યાન, તથા બ્ર. યોગાનંદજીનું સુંદરકાંડ પરનું વક્તવ્ય વિશેષ રૂપે ઉલ્લેખનીય રહ્યું. આ વખતના આ મહાવ્રતની વિશિષ્ટતા એ રહી કે પ્રત્યેક વ્રતીએ સેવરત રહીને રસોઈ બનાવવાથી માંડીને વાસણ માંજવા સુધીના અનેક કાર્યોમાં સહાયક રહેવામાં આનંદ માન્યો, સેવાને આ વ્રતનું એક અંગ બનાવીને એક નવી પ્રણાલી શરૂ કરી. સાધકો-વ્રતીઓએ આવી આધ્યાત્મિક પ્રયોગશાળામાં, આવા દિવ્ય શાંત વાતાવરણમાં પ્રતિવર્ષ સંયમ-સપ્તાહ-મહાવ્રત યોજવાનો આગ્રહ બતાવ્યો. બાલાશિનોરની વિદ્વત્ મંડલીનો વિશેષ ઉલ્લેખ કર્યા વિના આ સમાચાર અધૂરા રહેશે, તેઓ આ વ્રતમાં ઉત્સાહથી ભાગ લઈ એનું એક અંગ બની ગયા હતા. પૂજ્ય સ્વામીજીના આશીર્વાદ છે કે ભવિષ્યમાં સંયમ સૌને અનુકૂળ થાય ઈતિ.

પૂજ્ય નિર્વાણાનંદજીની હાજરીમાં માગશર શુકલા અષ્ટમીથી ગીતા-જયંતીનો આરંભ થયો. ત્રણ દિવસ રોજ ગીતાના છ અધ્યાયોનું સામૂહિક પઠન તથા ગીતામાતાનું પૂજન થયું તથા એકાદશીને દિવસે સંપૂર્ણ પઠન તથા પૂજન થયાં. તા. ૨૦ થી તા. ૩૧ ડિસે. સુધી પૂ. સ્વામી નાગેશપુરીજીનાં તથા બાલાશિનોરના પંડિત હરિપ્રસાદ ધ્યાનેશ્વર શાસ્ત્રીનાં ગીતાવિષયક પ્રવચનો થયાં. પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજી ચાર દિવસ માટે ખાસ પધાર્યા હતા.

તા. ૩૧ ડિસેમ્બરે માતૃનિવાસમાં મહાનિશાધ્યાન દ્વારા નવવિશ્વશતાબ્દીનો આરંભ ઉજવાયો. જાન્યુઆરીમાં પ્રથમ સપ્તાહમાં શ્રીમદ્‌ભગવદ્‌ગીતાજ્ઞાનયજ્ઞનું આયોજન થયું. જાન્યુ. ના અંતમાં પૂ. સ્વામીજી પધાર્યા. તા. ૮-૯-૧૦ ફેબ્રુ.એ અમદાવાદના માતૃભક્તો શ્રી પદ્મકાંતભાઈ ત્રિવેદી તથા રેણુબહેન ત્રિવેદી દ્વારા શતચંડીયજ્ઞ કરવામાં આવ્યો, તા. ૧૦ વસંતપંચમીએ શ્રી સરસ્વતીપૂજા થઈ તથા એ જ શુભ દિને મધ્યાહ્નકાળે અભિજિત મુહૂર્તમાં પરમારાધ્યા શ્રીશ્રીમાના વિગ્રહની સ્થાપના કરવામાં આવી. તે વખતે એક દિવ્ય વાતાવરણ સર્જાયું હતું જેમાં ઉપસ્થિત પ્રત્યેક વ્યક્તિએ પૂજ્ય માની દિવ્ય ઉપસ્થિતિ અને સાન્નિધ્ય અનુભવ્યું, તથા સર્વ ભક્તોને કોઈને કોઈ પ્રકારે માતૃકૃપાનો વિશેષ અનુભવ થયો. બટુક-કુમારિકા-સૌભાગ્યવતી પૂજન તથા બ્રાહ્મણભોજન અને ભંડારામાં આશરે ૪૦૦ ભક્તોએ ભાગ લીધો. તા. ૧૩ થી ૨૦ ફેબ્રુ. સુધી અમદાવાદનાં ભક્ત સ્નેહવીણાબહેન શાહ દ્વારા શ્રીમદ્‌ભાગવત સપ્તાહનું આયોજન કરવામાં આવ્યું. વ્યાસપીઠ પર પૂનાના માતૃભક્ત શ્રી અશોકભાઈ કુલકર્ણી

હતા. સમગ્ર કાર્યક્રમો દરમ્યાન ફેબ્રુ.માં બ્ર. મૈત્રેયીબહેન, બ્ર. હંસાબહેન, બ્ર. નીરુબહેન, બ્ર. જ્યોતિર્મયાનંદજી તથા બ્ર. વાસુદેવાનંદજીની ઉપસ્થિતિ તથા સેવા નોંધપાત્ર રહ્યાં. તા. ૪ માર્ચે મહાશિવરાત્રિએ રાત્રિના ચારે પ્રહરની પૂજા શ્રી નવીનભાઈ અસ્તીએ કરાવી. એમાં લગભગ ૪૦ ભક્તોએ હાજરી આપી અને આશરે ૨૫ ભક્તોએ ભાગ લીધો.

વૃંદાવન : મહાશિવરાત્રિનું ચાર પ્રહરનું પૂજન તથા ચાર પ્રહરમાં ચાર લઘુરુદ્ર યજ્ઞો થયા. પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીની ઉપસ્થિતિ ચારે પ્રહરોમાં હતી. શ્રીકૃષ્ણલીલાધામવૃંદાવનમાં હોળી, ઝૂલન તથા જન્માષ્ટમીના ઉત્સવો ઉજવવામાં આવશે.

બીજા આશ્રમોના સમાચાર હિંદીમાં જોવા વિનંતિ. પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીનું નવેંબરમાં ભીમપુરામાં આગમન થશે. ઇતિ.

॥ જય મા ॥



STATEMENT ABOUT OWNERSHIP & OTHER PARTICULARS ABOUT NEWSPAPER ENTITLED "MA ANANDAMAYEE AMRIT VARTA" AS REQUIRED TO BE PUBLISHED U/S 190 OF THE PRESS AND REGISTRATION ACT.

| | | | |
|---|---|---|---|
| 1. | Title of Newspaper | : | Ma Anandamayee Amrit Varta |
| 2. | Place of publication | : | Shree Shree Anandamayee Sangha, Bhadaini, Varanasi-1 |
| 3. | Periodicity of publication | : | Quarterly |
| 4. | Printer's Name | : | Panu Brahmachari |
| | Whether citizen of India | : | Yes |
| | Address | : | Shree Shree Ma Anandamayee Ashram, Bhadaini, Varanasi-1 |
| 5. | Publisher's Name | : | Panu Brahmachari |
| | Whether citizen of India | : | Yes |
| | Address | : | Shree Shree Ma Anandamayee Ashram, Bhadaini, Varanasi-1 |
| 6. | Editor | : | Panu Brahmachari |
| | Whether citizen of India | : | Yes |
| | Address | : | Shree Shree Ma Anandamayee Ashram, Bhadaini, Varanasi-1 |
| 7. | Name & address of the owner who owns the Newspaper | : | Shree Shree Anandamayee Sangha. (Regd) |
| | | : | Bhadaini, Varanasi-1 |

I, Panu Brahmachari, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

February 25, 2000

PANU BRAHMACHARI
*Publisher*

## ❄ Branch Ashrams ❄

15. NEW DELHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kalkaji, New Delhi-110019 (Tel : 6840365)

16. PUNE : Shree Shree Ma Anandamayee Ashram,
Ganesh Khind Road, Pune-411007, (Tel : 327835)

17. PURI : Shree Shree Ma Anandamayee Ashram,
Swargadwar, Puri-752001, Orissa.

18. RAJGIR : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Rajgir, Nalanda-803116, Bihar (Tel : 5362)

19. RANCHI : Shree Shree Ma Anandamayee Ashram,
Main Road, P.O. Ranchi-834001, Bihar (Tel : 312082)

20. TARAPEETH : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Chandipur-Tarapeeth,
Birbhum-731233, W.B.

21. UTTARKASHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kali Mandir, P.O. Uttarkashi-249193, U.P.

22. VARANASI : Shree Shree Ma Anandamayee Ashram,
Bhadaini, Varanasi-221001, U.P.
(Tel : 310054+311794)

23. VINDHYACHAL: Shree Shree Ma Anandamayee Ashram, Ashtabhuja Hill,
P.O. Vindhyachal, Mirzapur-231307, (Tel: 05442–64343)

24. VRINDAVAN : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Vrindavan, Mathura-281121 U.P. (Tel : 442024)

IN BANGLADESH :

1. DHAKA : Shree Shree Ma Anandamayee Ashram,
14, Siddheshwari Lane, Dhaka-17 (Tel : 405266)

2. KHEORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Kheora, Via-Kasba, Brahmanbaria.

# SHREE SHREE ANANDAMAYEE SANGHA

## ❄ Branch Ashrams ❄

1. AGARPARA : Shree Shree Ma Anandamayee Ashram,
P. O. Kamarhaiti, Calcutta-700058 (Tel : 5531208)
2. AGARTALA : Shree Shree Ma Anandamayee Ashram,
Palace Compound, P.O. Agartala-799001. West Tripura
3. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
Patal Devi, P.O. Almora-263602, U.P. (Tel : 23313)
4. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Dhaul-China, Almora-263881, U.P.
5. BHIMPURA : Shree Shree Ma Anandamayee Ashram,
Bhimpura, P.O. Chandod, Baroda-391105, (Tel : 33208)
6. BHOPAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Bairagarh, Bhopal-462030, M.P. (Tel : 521227)
7. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kishenpur, P.O. Rajpur, Dehradun-248009
U.P. (Phone: 684271)
8. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kalyanvan, 176, Rajpur Road,
P.O. Rajpur, Dehradun-248009, U.P.
9. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Raipur Ordnance Factory, Dehradun-248010
10. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
47/A Jakhan, P.O. Rajpur, Dehradun, U.P.
11. JAMSHEDPUR : Shree Shree Ma Anandamayee Ashram,
Near Bhatia Park, Kadma, Jamshedpur-831005, Bihar
12. KANKHAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O.Kankhal, Hardwar-249408, U.P. (Tel: 416575)
13. KEDARNATH : Shree Shree Ma Anandamayee Ashram, Near Himlok,
P.O. Kedarnath, Chamoli-246445, U.P.
14. NAIMISHARANYA : Shree Shree Ma Anandamayee Ashram, Puran Mandir,
P.O. Naimisharanya, Sitapur-261402, U.P.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## શ્રી શ્રી મા આનન્દમયીના દિવ્ય જીવન
## તથા
## દિવ્ય વાણીવિષયક ત્રૈમાસિક પત્રિકા

વર્ષ - ૪ જુલાઈ, ૨૦૦૦ સં -



-: વાર્ષિક લવાજમ :-

| | |
|---|---|
| ભારતમાં | રૂા. ૬૦/- |
| વિદેશમાં | યુ. એસ. ડૉલર ૧૨/- |
| એક અંકની છૂટક કિંમત | રૂા. ૨૦/- |

# અમૃત વાર્તા

## સામાન્ય નિયમો

આ પત્રિકા ચાર જુદી ભાષાઓમાં છપાય છે. - ગુજરાતી, હિન્દી, બંગાળી અને અંગ્રેજી. આ પત્રિકામાં મુખ્યત્વે શ્રી શ્રી આનન્દમયી મા વિષેના લેખો છપાશે, તેમ છતાં સાધુ-સંતોનાં જીવન-ચરિત્રો અથવા આધ્યાત્મિક તથા જ્ઞાનવર્ધક ધાર્મિક વાર્તા પણ સ્વીકારવામાં આવશે. શ્રી શ્રી મા વિષયક લેખો આપવાનો મુખ્ય ઉદ્દેશ્ય છે. ભક્તોના જીવનમાંના અનુભવો, પ્રસંગો કે જે અતિશય વ્યક્તિગત ન હોય, તેમજ શ્રી શ્રી માની લીલાઓ જે ભક્તોએ નિહાળી હોય તથા શ્રી શ્રી મા વિષેની અનુભૂતિઓ હોય તે લખી મોકલવા વિનંતિ છે. ફૂલસ્કેપ પાનાની એક બાજુ પર લખી મોકલવાથી સરળ રહેશે. જોડણીની ભૂલો સુધારી, ચોખ્ખા અક્ષરે લખી નીચેના સરનામે મોકલી આપવું.

**-: લેખો મોકલવાનું સરનામું :-**

ઉત્તરા ચિનુભાઈ
૩૮, સ્વસ્તિક સોસાયટી,
નવરંગપુરા,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

**-: લવાજમ મોકલવાનું સરનામું :-**

મેનેજીંગ સંપાદક
''મા આનન્દમયી અમૃત વાર્તા'' (ગુજરાતી અંક)
શ્રી શ્રી માતા આનન્દમયી આશ્રમ,
ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧

---

સ્વામી શ્રી શ્રી આનન્દમયી સંઘ તરફથી મુદ્રક તથા પ્રકાશક શ્રી પાનુ બ્રહ્મચારી દ્વારા શ્રી શ્રી આનન્દમયી સંઘ, ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧ (ઉ.પ્ર.) થી પ્રકાશિત તથા રત્ના પ્રિંટિંગ વર્ક્સ, બી. ૨૧/૪૨, કમચ્છ વારાણસી - ૧૦ (ઉ.પ્ર.) માં મુદ્રિત. સંપાદક - શ્રી પાનુ બ્રહ્મચારી.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## અનુક્રમણિકા

ॐ भवतापप्रणाशिन्यै आनन्दघनमूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै मातस्तुभ्यं नमो नमः ॥





# "હરિ કથા હી કથા, ઔર સબ વૃથાવ્યથા"

- મા આનન્દમયી

શ્રી શ્રી મા આનન્દમયીના સર્વ ભક્તોને

## "મા આનન્દમયી સેવા સમિતિ (MASS, Inc.) USA"

તરફથી સપ્રેમ

જય મા.

આ સમિતિ (MASS, Inc.) અમેરિકામાં પેન્સીલવેનીયા રાજ્યમાં સ્થાયી થઈ રજીસ્ટર થઈ છે. પૂ. શ્રી શ્રી માના ભક્તોનાં ધાર્મિક કાર્ય, સત્સંગ તથા જનસેવાનું ધ્યેય ધરાવતી આ સંસ્થાએ અમેરિકાની સરકાર તરફથી (Tax - Exemption) કર મુક્તિ મેળવી છે. સંસ્થાનો નંબર છે : 23 - 29675 જે IRS Code 501 (C) (3) ને સુસંગત રહેશે.

ઉત્તર અમેરિકામાં વસતા માતૃભક્ત જનોને વિનંતિ કે "મા આનન્દમયી અમૃતવાર્તા" ત્રિમાસિકનું લવાજમ સમિતિને (MASS, Inc.) મોકલવું. ચાર ભાષાઓમાં (અંગ્રેજી, હિન્દી, ગુજરાતી અને બંગાળી)માં પ્રસિદ્ધ થતી આ દિવ્ય-માતૃ સત્સંગપૂર્ણ પત્રિકાનો લવાજમ દર : વાર્ષિક બાર ડોલર ($12) લેખે જે ભાષામાં રસ હોય તે માટે મોકલવા વિનંતિ છે.

વધુ માહિતિ માટે સંપર્ક સાધો :

**મહાદેવ પટેલ**

C/o. MA Ananadmayee Seva Samiti, Inc.
212, Moore Road, Wallingford 19086 - 6843
Tel. : 610 - 876 -6862
Fax : 610 - 876 - 1351
email : devpatel@netscape.net

# માતૃવાણી

(તમારા) પોતાના ઈષ્ટને બધાંના ઈષ્ટમાં જુઓ, માત્ર રૂપ બીજું છે, બીજાના ઈષ્ટમાં પોતાના ઈષ્ટને જુઓ, એ એમનું જ બીજું રૂપ, ઊંધી વાત લાગે તો સમજો (કે) બધું જ ભગવાન છે, આ ઊંધા ભગવાન છે.



(તેઓ) દુનિયા સાથે રમવા ઈચ્છે છે. આત્મા જ તો છે. આત્મારામ - જેનાથી સુખ-દુઃખ, જે તમે રમી રહ્યા છો, પગમાં, કપડામાં, નિદ્રામાં, ભોજનમાં - તે જ. શરીર એટલે જડ. ભગવાનમાં જ બધું - એ જ બધું જ.



પોતાનું કોણ છે - આત્મા - આત્મા એટલે મય, વિશ્વમય અભિન્ન રૂપ, જાણો છો ભિન્ન. જે ગતિ તે જ જગત. જ્યાં જીવ કહો (છો) ત્યાં જ જગત, જે જગતની વચ્ચે બંધનમાં છે.



જીવનો સ્વભાવ છે જિજ્ઞાસા કરવી (તે), તૃપ્તિ માટે નહીં, સ્વભાવથી જ.



પરમાર્થ-ચિંતન અને ભગવદ્-બુદ્ધિથી સેવા. બીજા બધા તો આવાગમન માટે પોટલું બાંધે છે. વિષય છે, - વિષયનું ક્ષણિક સુખ, ક્ષણિક દુઃખ - અનંતરૂપમાં પ્રગટ રૂપ. પ્રાકૃત રૂપમાં જ્યાં છો ત્યાં જ દુઃખ.



કીર્તન, જપ, ધ્યાન - થતાં થતાં (કરતાં કરતાં) થઈ જાય છે. થતું નથી એમ તડપવાનું થવું જોઈએ. દુનિયા માટે કેટલું તડપવાનું, સુખ માટે, ભગવાન પ્રગટ (થાય તે) માટે કેટલું... ભગવાન માટે તડપવાનું જ્યાં સુધી ન થાય... ભગવાન માટે તડપવાથી વાસના કામના બળી જાય છે.



ભગવાન તો પિતા-માતા-સખા-બંધુ બધું જ છે. અને આપણે દુનિયાને ઈચ્છીએ છીએ, દુનિયાનું સુખ ઈચ્છીએ છીએ. માત્ર 'તમે' જોઈએ. 'તમે' મળવાથી બધું જ મળે છે. પરમ પિતા, પરમ માતા, પરમ સખા, પોતાનું બધું જ. રામ કહો, કૃષ્ણ કહો, બધામાં બધું - ભગવાનમાં માતા, પિતા, સખા બધું જ. બધામાં ભગવાન છે. માગવું જોઈએ ''એક''. આપણને શું જોઈએ છે (તે) આપણે જ નથી જાણતા.



બહારની સાફસૂફી તો જમાદાર (ઝાડૂવાળો) કરે, અને વાસણ તો નોકર માંજે, પણ મનનો મેલ તો ભગવાન સિવાય કોઈ ન સાફ કરી શકે. જેવી રીતે મા સૃષ્ટિ કરે - જન્મ આપે છે, અને મા જ સેવા કરે છે બીજું કોઈ નહીં, તે જ રીતે માત્ર ભગવાન સાફસૂફી કરી શકે, બીજું કોઈ નહીં - પોતાની સેવા પોતે.



કોણ ખેંચે (છે) - જે ખેંચે (એને) ભગાડી દો, બસ, ખસેડીને ભગવાનનું ધ્યાન લગાવો, ફરી ફરીને ખૂબ જપ.

ધ્યાન લગાવો. ખાતાં-પીતાં, હરતાં-ફરતાં જ્યાં હો (ત્યાં) મનમાં સ્મરણ કર્યા કરો. દિવસ જઈ રહ્યા (છે), અત્યારે જ લગાવો ખૂબ જોરથી ખૂબ જપ ધ્યાન કરો.



એક દીપકથી હજારો દીપકો સળગી શકે. એક મહાત્માનો જ્ઞાન-વૈરાગ્ય-પ્રકાશ અન્ય વ્યક્તિઓ પર પણ આવી શકે. શરીરનાં વસ્ત્રો ન ધુઓ તો ગંદાં થાય, વાસ આવે. સત્સંગમાં બેસવાથી મનની ગંદકી જતી રહે છે. મન કદીયે ગંદું ન થવા પામે. અંતઃકરણને સત્સંગમાં ધોતા રહેવું જોઈએ. "નિર્મલ મન મોહે ભાવે".



તમે જે વખતે જે કામ કરો એને સેવાની ભાવનાથી જ કરો. યાદ રાખો. યજ્ઞેશ્વરે જ જુદી-જુદી રીતે સેવા-ગ્રહણ કરવાની વ્યવસ્થા કરી છે. બધાં રૂપોમાં એકમાત્ર તેઓ જ તો છે. તમે એમના સેવકમાત્ર છો. એટલા માટે તમારામાં જેથી કરીને આલસ્ય, શિથિલતા અથવા ક્રોધનો ભાવ ન ઝળકે, એ બાજુ સદા લક્ષ્ય રાખો. સદા સંયમી થઈને રહેવાની ચેષ્ટા કરો, તેમ જ સદા એ ભાવના મનમાં જાગૃત રાખો કે યજ્ઞેશ્વરે કૃપા કરીને અમને આ સેવામાં વ્રતી બનાવ્યા છે, તથા આ સેવાનો અધિકાર આપ્યો છે. યજ્ઞેશ્વરને એવી પ્રાર્થના કરો કે તેઓ તમારી સેવાને નિર્દોષ રૂપે પરિપૂર્ણ કરે. ધ્યાન રાખો, નિર્દોષ રૂપે સેવા થાય તો બધું (અર્થાત્ નાનાત્વ) નિવૃત્ત થઈ જાય છે. એટલા માટે જ સેવામાં આનંદ પ્રગટ કરવાની જરૂર છે.



એક રસ્તો નહીં, અનંત રસ્તા, મન તો સવારથી, માંડીને રાત સુધી જીવ જગતમાં બંદી બની રહ્યું છે. કહેવાય છે (કે) જીવ સ્વભાવ (એટલે) હંમેશ ક્રિયાશીલ-ગતિ છે. જીવ અને જગત ૨૪ કલાક પરિવર્તન થઈ રહ્યું છે. આવડું અમથું બાળક જે હતું તે મોટું કેમ થાય છે ! પરિવર્તન એટલે અનંત રાખી દીધું. કઈ ગતિથી એક - એક અનંત ગતિથી એક - એકમાં અનંત ગતિ, ઘસતાં ઘસતાં કઈ સ્થિતિમાં આવીને અલગ સળગશે કહી ન શકીએ. કયું એવું પોઈન્ટ આવી જાય, પત્થર સાથે અથડાઈને આગ લાગી ગઈ.

જપ-ધ્યાન કરતાં કરતાં, નેતિ-નેતિ વિચાર કરતાં કરતાં, જે લાઈનમાં જે ચાલે - એવું પોઈન્ટ છે - એ સ્થિતિમાં આવ્યા પછી સળગવાનું સળગી જશે, પીગળવાનું પીગળી જશે. અભ્યાસયોગ તમારી વચ્ચે (અંદર) યુક્ત રહ્યો છે. તમે જે ઈચ્છો છો, લક્ષ્યમાં સ્થિત રહી શકે તો અભ્યાસયોગમાં પરિણત થવાનો પાક્કો રસ્તો ખુલી જાય. કાચો નહીં પાક્કો. જપ-ધ્યાન અને સ્મરણ, ગ્રંથ વાંચવા અને પૂજા કરવી.



સારું છે કે ભગવત્ ભાવ માટે રડે છે. ભગવત્ ભાવ માટે જ બધાંએ રડવાનું છે. એ જ તો ઈષ્ટનો રસ્તો છે. અને દુનિયાને માટે રડવું (તે) મરી જવાનો, ફસાવાનો (રસ્તો) છે; દુઃખ વધારવાનું છે ગાંઠ બાંધવા માટે અને ગાંઠ ખોલવા માટે, ભગવત્ ભાવ માટે જે દુઃખ લાગે છે તે પોતાને પામવા માટેનો રસ્તો ખુલે છે.



એકાંત ન હોય તો શ્રીકાંતને મેળવી ન શકાય.



# લીલા પ્રસંગો

શ્રી શ્રી મા પોતાનો ''પરિચય'' પ્રત્યક્ષ રીતે, પરોક્ષ રીતે અથવા બંન્ને રીતે આપતાં અર્થાત્ ગુરુપ્રિયા દેવી જેવા સુપાત્રને કોઈ વાર કહીને અથવા લીલા દ્વારા સહજ સ્વાભાવિક રીતે, પરંતુ એ ''પરિચય'' પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય ઘણા ઓછાને ઘણે ઓછે પ્રસંગે મળ્યું હશે. અહીં માના લીલા-પ્રસંગો આપવામાં આવ્યા છે, એમાંથી કેટલીક સહજ ઘટનાઓ હોવા છતાં અપૂર્વ માધુર્યપૂર્ણ છે :



શ્રીમતી સુશીલા મૉડવેલને સંતાન ન હોવાનું દુઃખ હતું. એક વાર મા પોતે એમની બાળકી થઈ ગયાં. ૧૯૫૪માં અલ્મોડામાં માએ એમને કહ્યું, ''અબસે હમારી ઉમ્ર જોડના. હમ તુમ્હારા લડકા લડકી દોનોં હૈં.'' ૧૯૬૨માં એ ભક્ત મહિલાને સ્વપ્ન આવ્યું, શ્રી મા કહી રહ્યાં છે, ''હવે હું ભણીશ. મને ઘણા બધા કાગળ પેન્સિલ આપો.'' સવારે જાગતાં વેંત એમણે પતિને વાત કરી, ''હવે આપણી લાડકી ભણવા માગે છે, ચાલો નોટબુક-પેન્સિલ લઈ આવીએ.''

૧૯૫૪ થી ૧૯૬૨ ! બરોબર આઠ વર્ષ ! આપણા શાસ્ત્રોમાં - સ્મૃતિઓમાં - છે કે આઠ વર્ષ સુધીમાં વિદ્યારંભ થવો જોઈએ. બજારમાંથી માને માટે ૧૨ નોટબુકો, ૧૨ પેન્સિલો, રબર, ફુટપટ્ટી લઈ આવ્યાં. વૃંદાવન પહોંચીને રમકડાં અને ભણવાનો સામાન માને આપ્યો, તો મા બહુ જ ખુશ થઈને બોલ્યાં, ''દીદી, અપની ડાયરીમેં લિખ લો આજ હમારી માઁને હમારા વિદ્યારંભ કિયા હૈ.''



એક વાર ગણેશજી માને ઠગવા આવ્યા. માથા પર પાઘડી, ગળામાં કંઠી, હાથમાં લોટો અને કપાળમાં લાંબું ઊભું તિલક. બગલમાં આસન દાબ્યું, હાથમાં માળા લીધી અને મા પાસે આવ્યા.

મા એમને જોઈને હસીને બોલ્યાં, ''વાહ ! ક્યા રૂપ બનાયા.'' ગણેશજીની ઠગવિદ્યા ન ચાલી. માએ ઓળખી લીધા. માને પ્રણામ કરવા લાગ્યા, જાણે માતા-પુત્ર !



હંમેશની જેમ એક હોળી પૂર્ણિમાને દિવસે ઘણા બાળક-વૃદ્ધ-સ્ત્રી-પુરુષો મા પાસે રંગાવા આવેલાં. કીર્તનની સાથોસાથ રંગોત્સવ પૂર બહારમાં ઉજવાઈ રહ્યો હતો. અબીલ, ગુલાલ, કેસર, ચંદનથી ભક્તો રંગાઈ ગયા હતા. એટલામાં માએ કોઈ પાસે અરીસો મંગાવ્યો. વારાફરતી બધાના મોં સામે લઈને હસતાં હસતાં જગદંબાએ કહ્યું, ''તમે બધાં એકબીજાને રંગ લગાડો છો, મારે પણ કંઈ કામ કરવું જોઈએ, હું તમારું સ્વરૂપ તમને બતાવી રહી છું.''

રંગોત્સવની વચ્ચે કેવો માર્મિક ઉપદેશ ! કે આત્મપરિચય ?



શ્રી શ્રીમાએ એક વાર રમત રમતમાં પૂજાનું રહસ્ય પ્રગટ કર્યું. ગુરુપ્રિયા દેવી એમના પુસ્તકમાં (ભાગ-૧૭) લખે છે :

મંડપની વચ્ચે માની પૂજા માટે આસન બનાવ્યું છે. સર્વ ભક્તો તથા દર્શનાર્થીઓ મંડપમાં ઉપસ્થિત છે. શ્રીમાની પૂજા આરંભ થવાની જ હતી કે એટલામાં એકાએક મા આસન પરથી ઊભાં થયાં અને ''ઈસ શરીરકો તો પૂજા-તૂજા નહીં આતા'' કહેતાં કહેતાં પૂજાપાત્રમાંથી ફૂલમાળાઓ લઈને મહાત્માઓને પહેરાવી, પછી ઘણી માળાઓ તોડીને ઉપસ્થિત જનસમુદાય ઉપર પુષ્પવર્ષા કરવા લાગ્યાં. ત્યાર પછી જમીન પર આળોટીને બધાંને સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

બધાં વિસ્મિત અને અવાક્ થઈને જગદંબાની એ લીલા જોઈ રહ્યાં હતાં. સમજનારા સમજી ગયા કે શ્રી શ્રી મા આ લીલા દ્વારા એમની સર્વરૂપતા પ્રગટ કરે છે. દર્શકોની દૃષ્ટિએ ભલે મા એમનાથી પૃથક્ હોય, પરંતુ ભગવાન તો ભક્તોથી પૃથક્ નથી. ભગવાન પોતે ભક્ત થઈને પોતાની પૂજા કરે છે. સંપૂર્ણ તાદાત્મ્યભાવ. સર્વં ખલુ ઈદં બ્રહ્મ.



ભક્તોની દૃષ્ટિએ માનું સ્વાસ્થ્ય બરોબર નહોતું. એક્સ-રે દ્વારા તપાસ કરાવવાની ચર્ચા ભક્તોમાં ચાલતી હતી, ત્યારે મા બોલી ઊઠ્યાં, ''એક્સ-રે અથાત્ નેતિ નેતિ.'' વિજ્ઞાનની ભાષામાં અધ્યાત્મનો, વેદાંતનો કેવો સહજ છતાં ગંભીર ઉપદેશ !



એક વાર મા શાહબાગના કૂતરાની વાત કરતાં હતાં.

શાહબાગમાં મારી પાસે એક કૂતરી આવી પહોંચી. કીર્તન વખતે જ્યારે હું નાચઘરમાં બેસી રહેતી ત્યારે એ મારા ખોળામાં માથું મૂકીને કીર્તન સાંભળતી. ભાવાવેગમાં જ્યારે મારા મોંમાંથી સ્તોત્રો નીકળતાં ત્યારે ઢીંચણ ટેકવીને બેસીને એ સાંભળતી. ઘણી વાર કીર્તનમાં એવું પણ થતું કે એ કૂદકો મારે છે ને ચીસો પાડે છે, જાણે નાચતાં નાચતાં કીર્તન કરે છે. જ્યારે 'હરિલૂટ' થાય ત્યારે એ કૂદકો મારીને પતાસું ખાતી, કારણ કીર્તન વખતે આખો વખત મારા ખોળામાં માથું મૂકીને સૂઈ રહેતી અને જ્યારે ''હરિપ્રીતિ હરિ હરિ બોલ'' કહેતાંની સાથે જ કીર્તન સમાપ્ત થતું ત્યારે એ શરીર ખંખેરીને પ્રસાદ મેળવવા માટે ઊઠીને બેસી જતી. ત્યાર પછી જ્યારે પતાસાં 'લૂંટાવવામાં' (ફેંકવામાં) આવતાં ત્યારે એ મેળવવા માટે દોડી જતી. દિવસે જાણે કે એ મારી પાસે નહોતી આવતી. રાત્રે કીર્તનમાં ચોક્કસ આવી જતી.

ખુકુની દીદી : એક વાર શિયાળામાં એ કૂતરીને ઘણાં બચ્ચાં થયાં. અમને થયું કે એનાં બચ્ચાંને મૂકીને એ કીર્તનમાં નહિ આવે, પણ જેવું કીર્તન શરૂ થયું કે હાજર થઈ ગઈ.

મા : થોડા દિવસો પછી એક બકરો પણ આવી પહોંચ્યો. મારી એક જાંઘ પર કૂતરી અને બીજી જાંઘ પર બકરો માથું મૂકીને કીર્તન સાંભળતાં.



પંજાબમાં સુકેત નામનું નાનું રાજ્ય છે, ત્યાંના રાજા લક્ષ્મણસેન શ્રી શ્રીમાના એકનિષ્ઠ ભક્ત અને આચારવાન્ ધર્મપરાયણ હિંદુ હતા. બંગાળના લક્ષ્મણ સેનના વંશધર કહેવાય છે. બૈજનાથથી ૮૦ માઈલ દૂર આવેલું છે, અને શુકદેવજીની સાધનાભૂમિ કહેવાય છે તેથી મૂળ નામ શુકક્ષેત્ર છે જેનું અપભ્રંશ થયું સુકેત. ત્યાં એક શુકદેવની ગુફા

કહેવાય છે, અને લોકવાયકા છે કે એ ગુફા દ્વારા શુકદેવજી હરિદ્વારમાં ગંગા-સ્નાન માટે જતા આવતા. ત્યાં પત્થરની બનાવેલી એક જગા છે જ્યાં શુકદેવજી કપડાં નીચોવતા.

સુકેતમાં ઘણા વખતથી ભૂતનો ઉપદ્રવ થતો હતો. વર્તમાન રાજાના પિતા અને પિતામહ બંન્નેએ એ ભૂતની પૂજા માટેનો પ્રબંધ કરાવેલો, પરંતુ હાલના રાજા એમાં સમ્મત નથી. તેઓ કહે છે કે પૂજા કરવી હોય તો દેવીની પૂજા કરીશ, ભૂતની તો નહીંજ કરું. રાજાનું મનોબળ દૃઢ છે. ભૂત જુદાં જુદાં રૂપો લઈ રાજા અને રાણી પાસે જતું, અનેક ઉપદ્રવો કરતું.

માએ કહ્યું - હું જ્યારે સુકેત રાજ્યમાં ગઈ ત્યારે એ રાજ્યમાં પગ મૂકતાં જ સમજી ગઈ કે ભૂત હજી એ રાજ્યમાં જ છે, ભૂતને ભગાડવા માટે આ પહેલાં ઘણી કોશિશ કરવામાં આવી પણ કંઈ ફળ ન મળ્યું. એક વાર લેંગા બાબા નામક એક સંન્યાસી આવીને ભૂતને બાટલીમાં ભરીને રાજ્યમાંથી બહાર લઈ ગયા હતા, પણ અચાનક એમના હાથમાંથી બાટલી પડીને તૂટી ગઈ, અને ભૂત ફરીથી સુકેત રાજ્યમાં પાછું આવ્યું. આ વખતે એ રાજા ઉપર અત્યાચાર કરીને એને રાજ્યમાંથી ભગાડવાનો બદલો લેવા માંડ્યું. રાજાએ કહ્યું હતું, "આંખેથી કંઈ નહોતો જોઈ શકતો, પણ પીઠ પર પદાઘાત થઈ રહ્યો છે તે બરોબર સમજતો હતો."

સુકેતના રાજા સ્થિરપ્રતિજ્ઞ અને દૃઢ ચરિત્રવાળા છે, માએ પણ એવો ઉલ્લેખ કર્યો. પહેલાં કદાચ રાજાને દેવદેવીઓમાં ખાસ શ્રદ્ધા નહીં હોય, છતાં કુળપ્રથાનુસાર પૂજા કરતા હતા. માએ કહ્યું - એ દેશની પ્રથા અનુસાર દેવીના શયન સમયે માટી પર એક દેવી મૂર્તિની કલ્પના કરીને, દેવીના અલંકારો યથાસ્થાને મૂકીને ચાદરથી ઢાંકી દેવાતા. દૂરથી જોઈને લાગે કે જાણે કોઈ સૂતું છે. વર્તમાન રાજાએ એક વાર પરીક્ષા કરવાની ઈચ્છાથી દેવીના શયન સમયે હાથનો અલંકાર પગ પાસે અને પગનો અલંકાર હાથ પાસે મૂકીને કપડાથી ઢાંકી દીધા. પછી મંદિરમાં તાળું મારીને પોતાની પાસે ચાવી રાખી દીધી. બીજે દિવસે મંદિર ખોલીને જોયું કે કોઈએ હાથનાં ઘરેણાં હાથ પાસે અને પગનાં ઘરેણાં પગ પાસે મૂકી દીધાં, આ જોઈને રાજા ખૂબ આશ્ચર્યચકિત થયા અને એમનો વિશ્વાસ પણ વધી ગયો.

એક વાર રાજા નવરાત્રિનું વ્રતપાલન કરતા હતા, તે જ વખતે એમને પેટની તકલીફ થઈ. ૫૦-૬૦ વાર ઝાડા થયા. રાજા જેટલી વાર શૌચ જતા એટલી વાર સ્નાન કરતા, આમ કરતાં કરતાં એમના ન્હાવાના ગરમ પાણીની ટૅંક એકદમ ખાલી થઈ ગઈ. રાજાને દેવી પર અભિમાન આવ્યું. એમણે વિચાર કર્યો કે એ આવી અશુદ્ધ અવસ્થામાં જ પૂજા કરવા જશે. તે જ સમયે એમણે જોયું કે એમની સ્વર્ગગતા કન્યા એક રકાબીમાં થોડી બરફી લાવીને એમને ખાવા માટે વિનંતિ કરવા માંડી, આ જોઈને રાજા અત્યંત ક્રોધિત થઈને બોલ્યા, "તું ક્યારેય મારી છોકરી ન હોઈ શકે. સંતાન હોય તો તું કદીયે પિતાના કાર્યમાં અડચણ ન નાખી શકે. હું નવરાત્રિવ્રતના પાલન માટે ઉપવાસ કરીને પૂજા કરું છું અને તું આવી અવસ્થામાં મને ખાવાનું કહે છે, આનો અર્થ છે પૂજા છોડવી." પરંતુ એ છોકરીએ રાજાને એવું કંઈક બતાવ્યું જેને માટે રાજાએ સ્નાનગૃહમાં જવું પડ્યું. આ વખતે એમણે જઈને જોયું કે એમની ખાલી ટૅંક ગરમ પાણીથી ભરેલી છે. સ્નાન કરી આવીને એમણે બરફી ખાધી અને એ પૂર્ણ સ્વસ્થ થઈ ગયા.

સુકેતનાં રાણી સાહેબ ઘણું ખરું માંદાં જ રહેતાં. એમને હિસ્ટીરિયા જેવી બીમારી હતી. એક વાર રાણીની હાલત એવી થઈ ગઈ કે એમના જીવનની વધારે કંઈ આશા ન રહી. રાણીના પિતાને ઘેર તાર કરવામાં આવ્યો. જે વખતે એમને પિયર તાર પહોંચ્યો તે વખતે એમના પિતા શ્રી મહર્ષિમર્દિનીની પૂજામાં બેઠા હતા. તાર મળ્યો પછી

એ વિચારવા લાગ્યા કે અત્યારે છોકરી પાસે જઈને શું વળવાનું ? જઈને પણ કદાચ એને જોઈ નહિ શકું. આના કરતાં તો છોકરીની નીરોગિતા માટે દેવીના ચરણોમાં પ્રાર્થના કરું." આમ વિચારીને તેઓ દેવીની પૂજા કરવામાં પરોવાયા. એ જ સમયે સુકેત રાજ્યમાં રાણી બોલી ઊઠ્યાં, "હું જ દેવી છું." રાણીમાં દેવીનો આવેશ આવી શકે તેની રાજાને કલ્પના પણ નહોતી, એમને થયું આ નરસિંહનું કામ છે. (પ્રેતાત્માનું)

ગમે તેમ, પણ ત્યારથી જ રાણીની હાલતમાં સુધારો થવા માંડ્યો. તે જ વખતે રાજાએ એક દિવસ કુમારી - પૂજનનું આયોજન કર્યું. એક બ્રાહ્મણ કુમારીને ઓરડામાં લાવીને, બારણાં બંધ કરીને એમણે નિષ્ઠા સહિત પૂજા આરંભી. પૂજા કરતાં કરતાં એમણે સાંભળ્યું કે ઓરડો ખોલવા માટે બારણા પર કોઈ હાથ ઠોકી રહ્યું છે. ગળાનો અવાજ રાણીના જેવો છો. આ વખતે પણ રાજાએ એને ભૂતનું કામ જ માન્યું, કારણ કે અંતઃપુરમાંથી આટલે દૂર રાણી આવે તે શક્ય નહોતું, તે ઉપરાંત એ એટલાં દુર્બળ છે કે એમનું આવવું અશક્ય જ છે, તેથી ત્યાં ધ્યાન ન આપતાં તેઓ પૂજા કરતા ગયા. આ બાજુ પૂજા સમાપ્ત થતાં થતાંમાં તો અચાનક કુમારી જ્ઞાનશૂન્ય થઈ ગઈ. રાજાએ કુમારીને સ્પર્શ કરતાં જ જોયું કે હવે એ જીવિત નથી. ત્યારે રાજ્યમાં ખૂબ બૂમાબૂમ થઈ ગઈ. જેમની છોકરી હતી તે છોકરીના મૃત્યુ બદલ રાજાને દોષિત ગણવા લાગ્યા. વ્યાકુળ થઈને રાજાએ પણ ડૉક્ટરને તેડાવ્યા. તે જ વખતે જોયું કે રુગ્ણાવસ્થામાં જ રાણી અંતઃપુરમાંથી આવી રહ્યાં છે. જે ઓરડામાં કુમારી હતી, ત્યાં જ જઈને કુમારીને ખોળામાં લઈને બેસી ગયાં. આ રીતે લગભગ ચાર કલાક સુધી કુમારીને ખોળામાં લઈને બેસી રહ્યાં. લોકો એ દૃશ્ય જોઈને અવાક્ થઈ ગયા, કેમ કે રાણીનું અંતઃપુરમાંથી આટલે દૂર સુધી ચાલતા આવવું જેમ અસંભવ છે તેમ કુમારીને ખોળામાં લઈને બેસી રહેવું પણ અસંભવ છે. સાંજે જોયું કે કુમારી જીવતી થઈ ગઈ – આ ઘટનાથી બધાં જ હતવાક્ થઈ ગયાં. દેવીની વિશેષ કૃપા જોઈને રાજા ખૂબ દેવીભક્ત થઈ ગયા.

નિઃસંતાન હોવાથી રાજા અને રાણી બંન્નેના મનમાં દુઃખ હતું, તથા રાજાનો કોઈ વંશવારસ ન હોવાથી પ્રજા પણ દુઃખી હતી. થોડા દિવસ પછી રાણી ગર્ભવતી થયાં. રાજ્યમાં ખુશીની લહેર ફેલાઈ ગઈ. રાણી નિર્વિઘ્ને પ્રસવ કરી શકે તે માટે એમને સુકેતથી દિલ્હી લઈ જવામાં આવ્યાં. એ રાણીનો ગર્ભ છ મહીનાનો હતો. રાજા પણ દિલ્હી જ રહી ગયાં. રાણીની તપાસ માટે નર્સ અને ડૉક્ટર મૂકવામાં આવ્યાં. એમણે તપાસીને કહ્યું કે રાણી ગર્ભવતી થયાં છે તે નિશ્ચિત છે તેમ જ ગર્ભસ્થ શિશુ પણ સ્વસ્થ છે. રોજ જ તપાસ થતી. દિલ્હીમાં રાજાના મિત્રો વગેરે હતા તેઓ આવીને ખબર રાખતા. સરકારના લોકો પણ ખબર રાખતા. જે લોકો દૂર હતા તેઓ પણ ટેલિફોનથી ખબર રાખતા. સંતાન થવાની આ વાતથી દિલ્હી અને બીજાં બીજાં સ્થાનોના મોટા માણસોમાં ખાસ્સી હલચલ થઈ ગઈ. ડૉક્ટરી તપાસે જણાવ્યું કે રાણી આસન્નપ્રસવા છે. સુકેત, દિલ્હી, શિમલાથી સતત ટેલિફોનોની લાઈન લાગી ગઈ. રાજાને શું થશે, શું થશે એવો ભાવ. તે જ વખતે રાણીએ રાજાને બોલાવડાવ્યા. રાજા પાસે આવ્યા એટલે રાણીએ કહ્યું કે એમને વારંવાર ઝાડા થાય છે. રાજાએ કહ્યું કે એનું એ શું કરી શકે ? જે કરવાનું છે તે ડૉક્ટર જ કરશે. રાણીને ઉપરાઉપરી ઝાડા થતા રહ્યા. ૫૦-૬૦ ઝાડા થયા. એને લીધે ગર્ભનાં બધાં લક્ષણો લુપ્ત થઈ ગયા. પેટ સરખું થઈ ગયું. રાજાને ખબર આપવામાં આવી. તેઓ બહુ લજ્જિત થઈ ગયા. કોઈ એક કામને બહાને તેઓ સુકેત ચાલ્યા ગયા. આ ઘટના કહીને રાજાએ મને કહ્યું હતું, "મા, લોકોનું નાક ઉપરથી નીચે કપાય છે, મારું નાક તો નીચેથી ઉપર સુધી કપાઈ ગયું."

આટલું કહીને મા હસ્યાં. વાત સાંભળીને બધાં જ હસી પડ્યાં. મા ફરી બોલ્યાં - આ ઘટના પછી રાણીએ સ્વપ્નમાં જોયું કે ત્રિપુરાભૈરવીએ આવીને એમને એક છોકરો આપ્યો, અને કહ્યું કે આ છોકરાને પણ રાણી નહીં રાખી શકે, આ છોકરો સાધુ થઈને જંગલમાં ચાલ્યો જશે. આ સ્વપ્ન જોયા પછી રાણી ફરી ગર્ભવતી થયાં, અને જે દિવસે, જે વારે એમનો પહેલો ગર્ભ મિથ્યા પ્રમાણિત થયો હતો તે જ દિવસે, તે જ વારે, તે જ સમયે એમણે એક પુત્રને જન્મ આપ્યો. આથી રાજ્યના બધા લોકો આનંદિત થયા. રાજા દેવીની કૃપાથી મુગ્ધ થઈ ગયા, અને દેવી માટે મંદિર આદિનું નિર્માણ કરાવી દીધું. ત્રણ મંદિરો બન્યાં, અને એમાં નારાયણ, દુર્ગા અને શિવ મૂર્તિઓ સ્થાપિત થઈ. પ્રત્યેક દેવ-દેવી માટે સ્નાનાગાર અને શૌચાગાર પણ બનાવ્યા. રાજપ્રસાદમાં રાજાઓની જેવી વ્યવસ્થા હોય છે, અહીં પણ તેવી જ થઈ. ત્યારથી જ મંદિરમાં દેવીપૂજા ચાલે છે.

પ્રશ્ન : મા, ભૂતનું શું થયું ?

મા : (હસીને) રાજાના ભૂતની વાર્તા ?

ખુકુની દીદીએ કહ્યું : યતીશ (ગૃહ) દાદાએ એ ભૂત જોયું.

યતીશ બાબૂ : ભૂતના અત્યાચારની વાત જોકે રાજાને મોઢે સાંભળી હતી, તો પણ મને વિશ્વાસ નહોતો. મેં રાજાને પૂછ્યું, “મને ભૂત બતાવી શકો?” રાજાએ કહ્યું, “હા, કેટલાંક એવાં સ્થાનો છે જ્યાં ઘણી વાર એ ભૂત દેખાય છે, પણ દર વખતે દેખાશે જ એમ ચોક્કસપણે ન કહી શકાય. જે દિવસે રાજા સાથે આ બધી વાતો થઈ, તે દિવસે રાત્રે અમે લોકો એક ઓરડામાં બેઠાં હતાં. શ્રી શ્રીમા પથારીમાં સૂતાં છે. ખુકુની દીદી માની પાસે બેઠાં છે, હું એક બારી સામે મોઢું કરીને થોડેક દૂર બેઠો છું. અચાનક બારી તરફ મારી નજર ગઈ. જોયું તો એક વિકટ (ભયંકર) મૂર્તિ! જોતાં જ શરીર ધ્રૂજી ઊઠ્યું. મને થયું દષ્ટિભ્રમ છે, એટલે આંખો ચોળીને ફરીથી જોયું. આ વખતે પણ જોયું કે મૂર્તિ પહેલાં જેવી જ છે. એની આંખો આગની જેમ સળગે છે. ફરી આંખો ચોળવા માંડ્યો. શ્રી શ્રી માએ મને પૂછ્યું, “શું જુઓ છો ?” ત્યારે જ ઝબકારો થયો કે પેલું જ ભૂત છે. એને જોઈને મારી જે શોચનીય દશા થઈ - એ વધારે શું કહું? રાત્રે અમને ઓરડામાંથી એકલા બહાર નીકળવાની હિમ્મત ન થઈ. રાજાના આતિથ્યમાં અમે લોકો આરામથી રહેતાં હતાં, પણ આ જોઈને બધાંનો ભાગો-ભાગો ભાવ થઈ ગયો. ક્યારે અહીંથી જઈશું - દિવસો ગણાવા લાગ્યા.

ત્રિગુણાબાબૂ : એ ભૂત કોણ છે મા ?

મા : મહાદેવનો ગણ. ગણોમાં ભિન્ન ભિન્ન સ્તરનાં ભૂતો છે ને. ઘણા અત્યાચાર કરે છે અને ઘણા નથી કરતાં. પણ જેઓ અત્યાચાર કરે છે એમાંનો આ એક છે. એની ઈચ્છા છે કે એ રાજા પાસેથી પૂજા પામે, કારણ કે રાજાના પૂર્વપુરુષગણ એની પૂજા કરતા આવ્યા હતા. પણ રાજા કહે છે - “હું દેવીની પૂજા કરું છું પછી ભૂતની પૂજા શા માટે કરું ?” એમણે જ્યારે મને પૂછ્યું કે એ ભૂતની પૂજા કરે કે નહિ, ત્યારે મેં એમને ત્રણ પ્રકારે જવાબ આપ્યો : જેમ સર્વભૂતોમાં ભગવાન - આ ભાવે ભૂતની પૂજા કરવાથી એ ભગવાનની જ પૂજા થશે. વળી દેવીની પૂજા કરવામાં પણ સાથે બધાંની પૂજા થાય છે.

ખુકુની દીદી : એ ઉત્તરથી રાજા સંતુષ્ટ ન થયા. પછીથી જે દિવસે એમણે જાતજાતના અલંકારોથી વિભૂષિત કરીને શ્રી શ્રી માની પૂજા કરી તો પૂજાને અંતે ફરીથી એમણે માને એ જ પ્રશ્ન પૂછ્યો. રાજાનો મનોભાવ કેટલીક હદે એવો હતો કે એમણે ભૂતની પૂજા બંધ કરીને કોઈ જાતનો અન્યાય નથી કર્યો. માએ એમને એવું કહ્યું હતું કે તેઓ

સાચે જ પૂજા બંધ કરવા માગતા હોય તો રાજવંશમાં બીજું કોઈ પણ એ પૂજા ન કરે. (વધારે વિગતો દીદીની ડાયરીમાં જુઓ.)



માએ કહ્યું : એક ગુરુએ એના શિષ્યને ત્રિફલાનું પાણી પીવાનું કહ્યું હતું. ત્રિફલાના જલના અર્થમાં ગુરુ સત્ત્વ-રજ-તમ આ ત્રિગુણને અથવા બ્રહ્મા-વિષ્ણુ-મહેશ આ ત્રિમૂર્તિની ઉપાસના સમજાવા ઈચ્છતા હતા. શિષ્ય એટલો વિચાર ન કરતાં સીધો બજારમાંથી ત્રિફલા ખરીદી લાવ્યો અને એને પલાળીને રોજ વારંવાર એનું પાણી પીવા માંડ્યો. પરિણામે એને ઉધરસ-શરદી થઈ. (બધાં હસ્યાં.) મેં એક વૃદ્ધને મોંમાં મિશ્રી (સાકર) રાખવાનું કહ્યું હતું. મોંમાં મિશ્રી રાખવાનો અર્થ છે સર્વદા નામ કરવું. મિશ્રી મોંમાં રાખવાથી જેમ મીઠો આસ્વાદ મળે છે – તે જ રીતે હર હંમેશ નામ કરવાથી બધું મધુમય થઈ જાય છે. વૃદ્ધ મારી વાત ન સમજવાથી બીજે દિવસે સાચેસાચ પૉકેટમાં મિશ્રી રાખીને ખાતા ખાતા મારી પાસે આવ્યા. (બધાં હસ્યાં.)



શ્રી અમૂલ્યકુમાર દત્તગુપ્ત લખે છે :

આજે આશ્રમમાં જતાં જતાં બપોરના અગિયાર વાગી ગયા. મા હૉલમાં જ હતાં. દેવશંકર બાબૂ વગેરે ઘણા આજે આવ્યા છે. મેં માને પ્રણામ કર્યા કે તરત માએ કહ્યું, ''નારાયણ આવ્યા છે. જોઈ શકો છો.''

આ નારાયણ વિગ્રહ મળવાની પણ એક નાની સરખી વાત છે. જે મહિલા એ વિગ્રહને પોતાની સાથે લાવ્યાં હતાં, એમણે જ કાલે આ વાત કહી. તે સિવાય પરમ દિવસે શ્રી શ્રી માને મુખેથી પણ આ વાત સાંભળી. એ મહિલા એક ધનવાન વૈદ્ય કુટુંબનાં છે. કાલે એમણે કહ્યું કે, ''જ્યારે મારા પતિનું મૃત્યુ થયું, ત્યારે હું સાચા દિલથી માને બોલાવીને કહેતી હતી, ''મા, મારા પતિને પાછા આપો.'' ત્યાં સુધી મેં માને પ્રત્યક્ષ જોયાં નહોતાં, પણ માનો એક ફોટો ચોક્કસ મારી પાસે હતો, તેમ જ મા વિષે થોડાં પુસ્તકો પણ વાંચ્યાં હતાં. મૃત્યુ પછી જ્યારે મારા પતિને સ્મશાને લઈ ગયા ત્યારે સાથે મારા પતિના બનેવી ગયા. બનેવી હોવા છતાં મારા પતિ સાથે એમને ગાઢ મિત્રતા હતી. સ્મશાનમાં ગયા પછી આ બનેવીએ દૂરથી જોયું કે જાણે કોઈક મારા પતિને ખોળામાં લઈને બેઠું છે. આ જોયું એટલે તેઓ શવદેહની નજીક ગયા પણ ત્યારે કંઈ પણ ન જોઈ શક્યા. વળી પાછા જ્યારે દૂર ખસી ગયા ત્યારે પણ એવું જ દેખાયું, એટલે સુધી કે જ્યારે મારા પતિને ચિતા પર મૂકવામાં આવ્યા ત્યારે પણ એમને લાગ્યું કે જાણે પતિદેવનું મસ્તક સહેજ ઊંચે છે. કોઈના ખોળામાં માથું મૂકતાં જેવું લાગે તેવું જ. ગમે તેમ, પણ શવદાહ થઈ ગયા પછી બનેવીએ જોયું કે જ્યાં મારા પતિનું મસ્તક હતું ત્યાં જ આ નારાયણ મૂર્તિ ચમકતી હતી. અગ્નિ કે, બીજી કોઈ ચીજે એ મૂર્તિને સ્પર્શ કર્યો હોય એવું લાગતું ન હતું.''

મહિલાની વાત પૂરી થયા પછી માએ કહ્યું, ''એમણે એટલા વ્યાકુળ દિલથી ભગવાનને બોલાવ્યા હતા (કે) જેને લીધે ભગવાન આ મૂર્તિમાં પ્રગટ થવાને બાધ્ય થયા છે. ઝાડ, પત્થર, જે કોઈને (ગમે તેને) ઉપલક્ષ્ય કરીને જો એક મનથી ભગવાનને બોલાવવામાં આવે તો તેઓ પ્રગટ થવાને બાધ્ય થાય છે.''



# સંતગાથા

- પરિવ્રાજક

શ્રી નાનકજી મહારાજ પાસે એક વાર કોઈ યોગીરાજ આવી પહોંચ્યા, અને નાનકજીનું શિષ્ય-મંડળ જોઈ બોલ્યા, ''તમારા શિષ્યોનું સદ્ભાગ્ય છે કે તેઓ સાચા શીખ છે.'' નાનકજી માત્ર હસ્યા.

એક દિવસ યોગીજીને લઈને નાનકજી અરણ્યમાં જવા નીકળ્યા, અને કહ્યું, ''હું આજે શિકારે જાઉં છું.'' વેષ પણ શિકારી જેવો પહેર્યો, હાથમાં તીર-કામઠું લીધું. તરત શિષ્યો વચ્ચે ગુસપુસ થઈ કે ગુરુજીનો આ તે કેવો પહેરવેશ, અને શિકાર શું આદર્શ છે ? નાનકજી તો ચુપચાપ સાંભળતા આગળ વધતા રહ્યા. જંગલમાં આગળ જતાં તાંબાના સિક્કાના ઢગલા દેખાયા. નાનકજી નિર્લેપ ભાવે આગળ વધતા રહ્યા, પરંતુ કેટલાક શિષ્યો પાછળ રહી ગયા, અને તાંબાના સિક્કાનાં પોટલાં બાંધી પાછા ફરી ગયા. થોડેક આગળ જતાં ચાંદીના સિક્કાનો ઢગલો આવ્યો. નાનકજી એ જ પ્રમાણે આગળ ચાલ્યા. વળી કેટલાક શિષ્યો પોટલાં બાંધી પાછા જતા રહ્યા. હજી આગળ જતાં સોનાના સિક્કાનો ઢગલો જોઈ કેટલાક શિષ્યો ધીમી ગતિથી પાછળ રહી ગયા અને ઢગલો ઊપાડી ઘર તરફ રવાના થયા.

હવે નાનકજી, યોગીજી અને થોડા શિષ્યો રહ્યા. ઘોર જંગલમાં આવી નાનકજી એકદમ ઊભા રહી ગયા. કપડાથી ઢંકાયેલો એક મૃતદેહ પડ્યો હતો. અસહ્ય દુર્ગંધ આવતી હતી. નાનકજીએ શિષ્યો સામે જોઈને પૂછ્યું, ''આ મૃતદેહમાંથી માંસ ખાવા કોણ તૈયાર છે ?'' શિષ્યો આશ્ચર્યચકિત થઈ ગયા ! ગુરુજી આવું અમાનુષી કાર્ય કરવાનું કેમ કહે છે ! સહુ એકબીજાની સામે જોઈ રહ્યા, પરંતુ આ કાર્ય કરવા કોઈ આગળ ન આવ્યું. લાહીના નામનો એક શિષ્ય ચુપચાપ એક બાજુ ઊભો હતો. ધીમે ધીમે આગળ આવી નાનકજીને પ્રણામ કરીને એણે પૂછ્યું, ''શરીરના કયા ભાગમાંથી માંસ ખાવાનું છે ? પગમાંથી, છાતીમાંથી કે માથા પરથી ?'' નાનકજી બોલ્યા, ''પેટના ભાગમાંથી માંસ ખાઈ લે.''

લાહીનાએ કપડું ખસેડીને એ દુર્ગંધયુક્ત મડદાના પેટ પર દાંત મૂક્યા, તો એ જગાએ વિવિધ પ્રકારના મિષ્ટાન્ન ભરેલા અનુભવ્યા. લાહીનાએ જેવો એક ગ્રાસ મુખમાં મૂક્યો કે નાનકજી દોડતા આવીને બોલ્યા, ''તું જ મારો પ્રાકૃતિક 'શીખ' શિષ્ય છે, મારા અંગના અંશસ્વરૂપ, આજથી તારું નામ અંગદ.''

યોગીજીએ કહ્યું, ''આપના પછી આ જ તમારો યોગ્ય વારસદાર.'' નાનકજી બોલ્યા, ''બરોબર કહ્યું આપે.'' આ જ ગુરુસેવા. અવિચારે પાલન કરીને ભક્ત સિદ્ધ થયો. એને પહોંચાડ્યો છે પરમ ચરમ એક અલખ નિરંજન કાલજયી સત્તા પર. આ જ શીખ સંપ્રદાયના પ્રથમ ગુરુ અંગદ મહારાજ.



# ગુરુ - મહિમા અને શ્રદ્ધા

એક ગરીબ મુસલમાન ભક્તે પ્રસિદ્ધ સૂફી સંત નિઝામુદીન ઓલિયા પાસે જઈને પોતાની ગરીબાઈ જણાવી, કન્યાના લગ્ન માટે ધનની યાચના કરી. ઓલિયાએ એક ખૂણામાં પડેલો જૂનો જોડો બતાવી કહ્યું, ''જા, તારું કામ થઈ

જશે.'' ભક્તે શ્રદ્ધાપૂર્વક જોડો માથે મૂકી ચાલવા માંડ્યું.

બાદશાહ ખુસરો પ્રચુર ધન - હીરા, માણેક, મોતી - ઊંટ પર લાદીને ઓલિયા ગુરુ નિઝામુદ્દીનને આપવા જઈ રહ્યા હતા. રસ્તે એક જગાએ પડાવ નાખી રોકાયા. ત્યાં તો એકદમ બોલી ઊઠ્યા, ''મારા ગુરુની પાદુકાની મને સુગંધ આવે છે. તપાસ કરો.''

પેલો ભક્ત પડાવ પાસે આવી પહોંચ્યો. સુગંધ ખૂબ વધી ગઈ એટલે ખુસરોએ એને બોલાવ્યો, પૂછ્યું, ''તું ક્યાંથી આવે છે ?'' ભક્તે કહ્યું, ''નિઝામુદ્દીન ઓલિયા પાસેથી.'' ખુસરોએ કહ્યું, ''એમણે તને કોઈ વસ્તુ આપી છે ?'' ભક્ત બોલ્યો, ''એક જૂની પુરાણી તૂટલી ફૂટલી જુતી આપી છે.'' એની સઘળી આપવીતી સાંભળીને બાદશાહે કહ્યું, ''આનાથી તારું કામ થઈ જશે. આ ઓલિયાનો જોડો મને આપી દે અને ઊંટ પર લાદેલી આ ધન-સંપત્તિ તું લઈ જા.''

ભક્તે જોડો આપીને ધન લઈ લીધું. સંપત્તિથી ન્યાલ થઈને નતમસ્તકે ઓલિયાને મનોમન પ્રણામ કરી ચાલ્યો ગયો. આવી તેની શ્રદ્ધા હતી કે ગુરુવાક્ય તો ફલીભૂત થશે જ.

નિઝામુદ્દીન પાસે જઈને બાદશાહ ખુસરોએ આખી ઘટના સંભળાવીને કહ્યું, ''ગુરુના જોડા માટે મેં સઘળી સંપત્તિ આપી દીધી.'' ઓલિયા બોલ્યા, ''બહુ સસ્તામાં મળી. ગુરુ-પાદુકા અમૂલ્ય છે, એની સામે સંપત્તિ કંઈ વિસાતમાં નથી.''



કર્તાપણું - ભોક્તાપણું બુદ્ધિમાં આવે તો તે સંસ્કાર બને છે.



જીવનના આંતરિક અને બાહ્ય તબક્કામાં જ્યારે આપણે ભૂલો કરીએ છીએ, ગુનેગાર બનીએ છીએ જેની આપણને ખબર નથી, પરંતુ એ વૃત્તિઓને જાણનાર પરમાત્મા એક માની જેમ આપણને સહુને ક્ષમા કરે છે.



સંસારમાં જેટલી ક્ષમા મા કરે છે તેટલી જ ક્ષમા પરમાત્મા કરે છે. ક્ષ-મા શબ્દમાં પણ ''મા''નો ગુણ દેખાય છે. તેથી જ ક્ષમા, મા, અને પરમાત્મા એક ધારાની જેમ પ્રવાહિત થયા કરે છે.



સંસારની સર્વ સરિતાઓ પરમાત્માની દેન છે જેમાં સ્નાન કરવાથી પ્રસન્નતા ને ઉત્સાહ સાંપડે છે, તે જ રીતે સંસારની માના વાત્સલ્યની વહેતી સરિતા એવા જ સ્નાનનો આનંદ આપે છે; તો પછી આધ્યાત્મિક મા - પ્રેમસ્વરૂપ મા - શુદ્ધાતિશુદ્ધ બ્રહ્માનંદ આપે જ ને.



ઈચ્છા કરશો તો દુઃખ થશે. ઈચ્છાથી ઉદ્વેગની સૃષ્ટિ થાય છે. કશામાં રાગ ન રાખો, વ્યવહાર મધુર રાખો, દર્પણની જેમ રહો. દર્પણમાં જે દેખાય તે દેખાવા દો, પરંતુ દર્પણ ખસી જાય તો કોઈ છાયા-સંસ્કારને મનમાં ન આંવવા દો. આવી બુદ્ધિ રાખશો તો કર્મમાં બ્રહ્મ દેખાશે.

# શ્રીમદ્ ભગવદ્ ગીતા : અધ્યાય નવમો

# રાજવિદ્યારાજગુહ્યયોગ

**પ્રવક્તા : પૂ. સ્વામી વિદિતાત્માનંદજી** **સંકલન : કું હીના સંઘવી**

## ૧. પાર્શ્વભૂમિકા

શ્રીમદ્ ભગવદ્ ગીતાનો પ્રારંભ થયો છે આ ખૂબ પ્રસિદ્ધ શ્લોકથી :

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः।

मामकाः पाण्डवाश्चैव किमकुर्वत संजय॥

ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે : હે સંજય ! ધર્મક્ષેત્રે એવા કુરુક્ષેત્રમાં એકત્ર થયેલા, યુદ્ધની ઈચ્છાવાળા, મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું ? ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે - આ ધર્મ અને બીજું આ કર્મ. કુરુક્ષેત્રે એટલે કર્મનું, વ્યવહારનું ક્ષેત્ર જ્યાં કોઈને કોઈ પ્રકારનો રણસંગ્રામ ચાલતો જ હોય છે. જ્યારે જ્યારે કુરુ એટલે કર્મ કરવાની આવશ્યકતા પડે, વ્યવહારની આવશ્યકતા પડે ત્યારે ત્યારે મોટે ભાગે કોઈ ને કોઈ પ્રકારનો સંઘર્ષ આપણામાં ઉત્પન્ન થતો હોય છે. આપણા પોતાના જ વ્યક્તિત્ત્વમાંથી બે ભિન્નભિન્ન પરસ્પર-વિરુદ્ધ પરિબળો આપણો કબજો જમાવવાનો પ્રયત્ન કરતાં હોય છે, આપણને પરસ્પર-વિરોધી પ્રેરણા આપતાં હોય છે, અને આને કારણે આપણામાં આંતરિક સંઘર્ષ ઉત્પન્ન થાય છે. આ બે પરસ્પર-વિરોધી પરિબળો ક્યાં છે ? આપણા વ્યક્તિત્વમાં બે અંશ છે, બે તત્ત્વો છે : એક છે પુરુષ અને બીજું છે પ્રકૃતિ. પુરિ શયનાત્ પુરુષઃ / પુરીમાં જે નિવાસ કરે છે તે છે પુરુષ. આ પુરુષ ક્ષેત્રજ્ઞ નામે પણ ઓળખાય છે. તે આપણા વ્યક્તિત્ત્વનો એક અંશ છે, બીજો અંશ છે - સત્ત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણોની બનેલી પ્રકૃતિ, જેમાંથી આપણી આ ઉપાધિ રચાયેલી છે. આપણું સ્થૂળ શરીર પ્રકૃતિના તમોગુણમાંથી રચાયું છે. આપણી કર્મેન્દ્રિયો, પંચપ્રાણ, ક્રિયાશક્તિ - તે સર્વ પ્રકૃતિના રજોગુણમાંથી રચાયેલાં છે, આપણી જ્ઞાનેન્દ્રિયો તથા મન-બુદ્ધિ જે જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનો છે તે પ્રકૃતિના સત્ત્વગુણમાંથી રચાયાં છે. આમ, સત્ત્વ, રજસ્ અને તમસ્ એની બનેલી પ્રકૃતિ જેમાંથી ઉપાધિ રચાઈ છે એ આપણા વ્યક્તિત્વનો બીજો અંશ છે એને ક્ષેત્ર પણ કહેવામાં આવે છે. ભગવાન કહે છે :

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजङ्गमम्।

क्षेत्रक्षेज्ञसंयोगात्तद्विद्धि भरतर्षम ॥

હે ભરતશ્રેષ્ઠ ! જે કાંઈ સ્થાવર-જંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સંયોગથી જન્મે છે તે તું જાણ (ભ.ગી. ૧૩/૨૬).

ભગવાન કહે છે કે સ્થાવર-જંગમ જે કાંઈ ઉત્પન્ન થાય છે તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ - પ્રકૃતિ અને પુરુષ એ બેના સંયોગમાંથી જન્મે છે, જેમ કે આ બલ્બની અંદર પણ બે અંશ રહેલા છે - એક, બલ્બનો ફિલામેન્ટ અને બીજી વીજળી. એકલી વીજળી પ્રકાશ ઉત્પન્ન ના કરી શકે; એકલા ફિલામેન્ટ પણ પ્રકાશ ઉત્પન્ન ના કરી શકે. વીજળી જ્યારે ફિલામેન્ટમાંથી પસાર થાય ત્યારે પ્રકાશ ઉત્પન્ન થાય. એકલો પુરુષ કોઈ પણ પ્રકારનો વ્યવહાર કરવા કે અભિવ્યક્તિ કરવા સમર્થ નથી. ચૈતન્ય સર્વ વ્યવહારનો આશ્રય છે પણ સૂક્ષ્મ, નિર્ગુણ, નિર્વિશેષ હોવાને કારણે સ્વયં

એ વ્યવહારમાં કાર્યશીલ નથી બની શકતો. અને પ્રકૃતિ વ્યવહારનો વિષય છે પરંતુ સ્વયં જડ હોવાને કારણે પુરુષના અધિષ્ઠાન વિના એ પણ કાર્યશીલ ના બની શકે. જેમ બલ્બમાં વીજળી અને ફિલામેન્ટના સંયોગથી પ્રકાશ શક્ય બને છે તેમ આપણા વ્યક્તિત્વની અંદર પણ પુરુષ અને પ્રકૃતિના સંયોગથી જ કોઈ પણ પ્રકારનો વ્યવહાર કે અસ્તિત્વ શક્ય બને છે.

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान्।

જીવાત્મા પ્રકૃતિમાં રહીને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે. (ભ.ગી. ૧૩/૨૧)

પરમાત્માએ સા સૃષ્ટિની રચના કરી - પ્રકૃતિની ઉપાધિની રચના કરી અને પોતે એમાં પ્રવેશ કર્યો. પ્રકૃતિ અર્થાત્ ઉપાધિમાં રહેલો પુરુષ અર્થાત્ પરમાત્મા એટલે કે ઉપાધિમાં અહંભાવ ધરાવનારો પરમાત્મા ભિન્ન ભિન્ન પ્રકારના અનુભવ કરતો હોય છે, ભિન્ન ભિન્ન પ્રકારનાં કર્મો કરતો હોય છે. અને પરિણામે, ભિન્ન ભિન્ન પ્રકારનાં ફળ ભોગવતો હોય છે.

આમ, પુરુષ અને પ્રકૃતિ - આ બે અંશ આપણા વ્યક્તિત્વમાં હોય છે અને દરેક દરેક સંજોગોમાં આ બંન્નેની પ્રેરણા આપણને સતત પ્રાપ્ત થતી હોય છે. કઠોપનિષદ્ કહે છે તેમ, પ્રત્યેક સંજોગમાં શ્રેય અને પ્રેય એ બંન્ને વિકલ્પો આપણી સમક્ષ ઊભા હોય છે. શ્રેય, પુરુષ એ આધ્યાત્મિક પરિબળ છે, આધ્યાત્મિક પ્રેરણા છે; પ્રેય અર્થાત પ્રકૃતિ એ ભૌતિક પરિબળ છે અને એને લગતી પ્રેરણા આપે છે. આમ, આ બે પ્રકારની પરસ્પર ભિન્ન પ્રેરણાઓ જન્મે છે - શ્રેય અને પ્રેય - આધ્યાત્મિક અને આધિભૌતિક; અંતર્મુખતા અને બહિર્મુખતા. તેથી, આપણા જીવનમાં બે પ્રકારનાં મૂલ્યો છે. એક પ્રકારનાં મૂલ્યો - ચૈતન્યને, પુરુષને, પરમાત્માને અનુસરે છે; બીજા પ્રકારનાં મૂલ્યો ઉપાધિને પ્રકૃતિને અનુસરે છે.

पराञ्चि खानि.......

ભગવાને પ્રકૃતિને એવી રીતે રચેલી છે કે એને આપોઆપ જ પ્રકૃતિ પ્રત્યે આકર્ષણ હોય. જગતના વિષયો પણ પ્રકૃતિ અર્થાત્ સત્ત્વ, રજસ્, તમસ્‌ના જ બનેલા છે. તેથી એ જ ગુણોથી બનેલી ઉપાધિને વિષયો પ્રત્યે સ્વાભાવિક આકર્ષણ હોય. આ જગતના વિષયો - શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ - સતત મારામાં આકર્ષણ ઉત્પન્ન કરે છે, ભોગબુદ્ધિ ઉત્પન્ન કરે છે. આઈસ્કીમ જોઉં કે તરત મારા મોંમા પાણી આવે, પાઉંભાજી નજરે પડે કે ભોગબુદ્ધિ ઉત્પન્ન થાય. સિનેમા - ટેલિવિઝન મારામાં ભોગબુદ્ધિ ઉત્પન્ન કરે. ટુંકમાં જગત અનેક વિષયોનું બનેલું છે. આ વિષયો સ્વાભાવિક રીતે જ મારા વ્યક્તિત્વમાં પ્રકૃતિનો જે અંશ છે તેમાં આકર્ષણ ઉત્પન્ન કરે છે. ટૂંકમાં, જગત અનેક વિષયોનું બનેલું છે. આ વિષયો સ્વાભાવિક રીતે જ મારા વ્યક્તિત્વમાં પ્રકૃતિનો જે અંશ છે તેમાં આકર્ષણ ઉત્પન્ન કરે છે, ભોગબુદ્ધિ ઉત્પન્ન કરે છે. એ સિવાય પણ બીજા પ્રકારના વિષયો છે, જેને માટે મને સ્વાભાવિક આકર્ષણ રહે. જેમ કે આ ઈન્દ્રિયોના વિષયો છે તેમ મનના વિષયો છે, બુદ્ધિના પણ વિષયો છે, જે, જ્યાં, જેમાં મારી આસક્તિ હોય તે પ્રત્યે મને આકર્ષે છે. પેલા ભૌતિક વિષયો મારી ભોગબુદ્ધિને ઉત્તેજિત કરતા હોય તો પત્ની / પતિ, પુત્ર, સગાસંબંધીઓ, મિત્રો જેવા વિષયો મારી લાગણીને ઉત્તેજિત કરતા હોય. સત્તા, પ્રતિષ્ઠા, સન્માન વળી મારી બુદ્ધિમાં રહેલા અહંકારને ઉત્તેજિત કરતા હોય, એમ ના માનવું કે જગતમાં માત્ર ઈન્દ્રિયોના એકલીના જ વિષયો છે. જગતમાં તો ઈન્દ્રિયોને ઉત્તેજિત કરનારા, લાગણીને ઉત્તેજિત કરનારા, અહંકારને ઉત્તેજિત કરનારા એવા જુદા જુદા પ્રકારના ભાતભાતના અનેકો વિષયો છે. જગતના આવા બધા વિષયો મારામાં ઉત્તેજના ઉત્પન્ન કરે છે, સ્વાભાવિક

આકર્ષણ ઉત્પન્ન કરે છે. જગતમાં પરિવાર, મિત્રમંડળ, ધન-સંપત્તિ, માન-પ્રતિષ્ઠા, સત્તા - આ બધાંનું ખૂબ મૂલ્ય છે. જ્યાં આ બધી વસ્તુઓ છે ત્યાં સફળતા છે એવું લેખાય છે. જગત આ બધી વસ્તુઓને જ સફળતા માને છે. આપણા ઉછેર દરમિયાન ડગલે ને પગલે આપણે આવું અનુભવ કરતાં હોઈએ છીએ. પરિણામે, આપણામાં પણ આ બધી વસ્તુઓનું આકર્ષણ કે મૂલ્ય સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. આ બધાં ભૌતિક મૂલ્યો એ પ્રકૃતિનાં પ્રેયનાં મૂલ્યો છે.

પરંતુ જગતમાં આથી અન્ય પ્રકારનાં મૂલ્યો પણ છે. એ છે પ્રેયનાં મૂલ્યો, આધ્યાત્મિક મૂલ્યો. આ આધ્યાત્મિક મૂલ્યો ક્યાં છે ? સત્ય, અહિંસા, પ્રામાણિકતા, ક્ષમા, સહનશીલતા, કરુણા, દયા - આ બધાં મૂલ્યોનું મહત્ત્વ પુરુષના અર્થાત્ આત્માના સ્વભાવને અનુસરનારી વ્યક્તિમાં હોય છે.

આમ, પ્રત્યેક સંજોગોમાં માનવીમાં બે પ્રકારની ભૌતિક અને આધ્યાત્મિક - ઉત્તેજના ઉત્પન્ન થતી હોય છે. આમાં કયા પ્રકારની ઉત્તેજના વિજયી થાય ? માનવીની આંતરિક સંપત્તિની પરિસ્થિતિ પર આનો આધાર છે. દરેક માનવીમાં બન્ને પ્રકારની આંતરિક સંપત્તિઓ છે. એક છે દૈવી સંપત્તિ અને બીજી છે આસુરી સંપત્તિ. દરેક જણમાં પુરુષ, આત્મા હોવાના કારણે દરેકમાં દૈવી સંપત્તિ છે, ત્યાગ બુદ્ધિ છે. પરંતુ જોડે જોડે પ્રત્યેકમાં પેલો પ્રકૃતિ અંશ પણ હોવાને કારણે આસુરી સંપત્તિ, ભોગ બુદ્ધિ પણ સ્વાભાવિક છે. માનવીમાં પળે પળે આ બન્ને પ્રકારની સંપત્તિ, બન્ને પ્રકારની ઉત્તેજના વચ્ચે ઘર્ષણ થતું હોય ત્યારે કોનો વિજય થાય ? જે સંજોગોમાં જે ઉત્તેજના પ્રબળ હોય એનો વિજય થાય. ઉપનિષદો વર્ણન કરે છે - ક્યારેક દેવતાઓનો વિજય થાય તો ક્યારેક અસુરોનો વિજય થાય. બસ, આ જ છે આપણો રણસંગ્રામ, આપણું કુરુક્ષેત્ર. આ જ છે આપણું મહાભારતનું યુદ્ધ. ભૌતિક દૃષ્ટિએ તો મહાભારતનું યુદ્ધ એ છે પાંડવો અને કૌરવો વચ્ચેનું યુદ્ધ. પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિએ આ યુદ્ધ છે પુરુષ અને પ્રકૃતિ વચ્ચેનું, દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચેનું, શ્રેય અને પ્રેય વચ્ચેનું. તો કયા પક્ષમાં આપણે જવું જોઈએ ? આપણા જીવનમાં કોને મહત્તવ હોવું જોઈએ ? ભગવાન ભગવદ્ ગીતામાં શી શીખ આપે છે ? આપણાં શાસ્ત્રો આપણને શું બોધ આપે છે ? સર્વ સંજોગોમાં પુરુષને અર્થાત્ ચૈતન્યને અનુસરવાનો. પ્રકૃત્તિ તો જડ છે. જડનું શું મહત્ત્વ ? આપણા જીવનમાં ચૈતન્યનો વિજય થવો જોઈએ, ચૈતન્યનું સામ્રાજ્ય સ્થપાવું જોઈએ નહીં કે પ્રકૃતિનું, જડનું. જીવનનો આ જ સાચો પુરુષાર્થ છે -જીવનમાં ચૈતન્યનું સામ્રાજ્ય સ્થાપવું, આધ્યાત્મિક જીવન જીવવું, પુરુષાર્થ કોને કહેવાય ? આધ્યાત્મિક જીવન કોને કહેવાય ? જીવનમાં આ પુરુષના, ચૈતન્યના મહત્ત્વને સ્થાપિત કરવાનો અને પ્રકૃતિનાં પ્રલોભનો કે આકર્ષણોથી ઉપર ઊઠવાનો સતત પ્રયત્ન કરવો એનું જ નામ પુરુષાર્થ. જીવનમાં ઘણે ભાગે ચૈતન્યના મહત્ત્વ કરતાં પ્રકૃતિનાં પ્રલોભનો વધુ પ્રબળ હોય છે. સંજોગો એવા હોય છે કે જો હું સાચું બોલું, પ્રામાણિક રહું તો મને વટવ્યવહારના લાભ ના મળે, નોકરી ના મળે, કદાચ કશું યે ના મળે. પણ જો હું જરાક જૂઠું બોલું અને આમ પેલા આધ્યાત્મિક મૂલ્યનો -સત્યનો - ભોગ આપું તો ઘણી વાર મને એનાથી નાના-મોટા લાભ થાય છે. આ રીતે ઘણા પૈસા બનાવી શકીએ, પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકીએ, અર્થાત્ ઘણી બધી ભૌતિક સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકીએ. આ પરિસ્થિતિમાં આંતરિક સંઘર્ષ જન્મે કે આ કરવું કે ના કરવું ? એકાદ હજાર રૂપિયા માટે મારે જૂઠું બોલવું કે ના બોલવું ? કોઈ કહે કે આમાં સાચું બોલ્યા તો યે શું મળી જવાનું છે ? કોણ તમને સરપાવ આપવાનું છે ? હજાર રૂપિયા તો હજાર રૂપિયા છે. રોકડા સામે દેખાય છે. એટલે, આ જે પ્રકૃતિનાં ભૌતિક મૂલ્યો છે તે સ્થૂળ અને અનુભવગમ્ય છે - અનુભવના વિષયો છે. એના લાભ અને ગેરલાભ જીવનમાં આપણે સ્પષ્ટતાથી જોઈ શકતા હોઈએ છીએ. પરંતુ, સારું બોલતો હોઉં, કંઈક સહનશીલતા દાખવતો હોઉં, ધર્મનું આચરણ કરતો હોઉં, તેનાથી જે લાભ થાય છે તે રૂપિયા-પૈસામાં ગણી શકાતો

નથી. આ આધ્યાત્મિક મૂલ્યોથી આપણને શું લાભ થાય છે તે આપણે માપી શકતા નથી. સ્થૂળ જે વસ્તુઓ છે એના લાભ સ્થૂળ છે, અનુભવી શકાય છે, માપી શકાય એવા છે અને વળી તાત્કાલિક છે. આધ્યાત્મિક મૂલ્યોથી થતા લાભ સ્પષ્ટ નથી અને ખૂબ દીર્ઘકાળ પછી પ્રાપ્ત થાય. એટલે, સામાન્ય મનુષ્ય આ બધાં આધ્યાત્મિક મૂલ્યોથી શું લાભ છે તે સમજી શકતો નથી. ગુરુજી સમજાવે તો એને તેનું શાબ્દિક જ્ઞાન તો થાય છે, પરંતુ જ્યારે આચરણમાં મુકવાનું આવે ત્યારે તેમ થતું નથી. કેમ થતું નથી ? કારણ કે પેલાં મૂલ્યોનું મૂલ્ય આપણે સમજ્યા નથી. ભૌતિક મૂલ્યોનું મૂલ્ય તો બરાબર સમજીએ છીએ. વિષય ભોગવવા મળે તો શું થાય, ધન-સંપત્તિ મળે તો શું થાય, પ્રતિષ્ઠા મળે તો શું થાય એ બહુ સ્પષ્ટ છે. પરંતુ હું સાચું બોલું, પ્રામાણિક બનું તો શું લાભ થાય એ કોઈ રીતે સ્પષ્ટ નથી. કારણકે, એ સૂક્ષ્મ લાભ છે, જ્યારે ભૌતિક મૂલ્યોના લાભ સ્થૂલ છે, પ્રત્યક્ષ છે. આપણામાં સ્થૂળતા અને સૂક્ષ્મતા વિષે સંવેદનાશીલતા જાગ્રત ના થઈ હોય તો હંમેશા સ્થૂળ વસ્તુઓ, સ્થૂળ પ્રલોભનો, સ્થૂળ પરિબળો આપણામાં આકર્ષણ ઉત્પન્ન કરતાં હોય છે, આપણા વર્તનનો કબજો લેતાં હોય છે, આપણું સંચાલન કરતાં હોય છે.

ભગવાન કહે છે, તત્ત્વથી પુરુષ નિત્ય છે, શાશ્વત છે, પ્રકૃતિ અશાશ્વત છે, વિનાશી છે, પરિવર્તનશીલ છે, અનિત્ય છે. તો પછી કોની સાથે મારે જોડાવું જોઈએ - પુરુષ સાથે કે પ્રકૃતિ સાથે ? બુદ્ધિશાળી મનુષ્ય પુરુષ સાથે જ જોડાવા પુરુષાર્થ કરે છે, ભાગવદ્‌ગીતામાં ભગવાન આ જ ઉપદેશ આપે છે. જીવનના આ સંગ્રામમાં કેવી રીતે વિજય પ્રાપ્ત કરવો એ ભગવાન અહીં એમની રીતે કહે છે.

સત્ત્વ, રજસ્ અને તમસ્ - આ ત્રણ ગુણો છે. જ્યારે તમોગુણનું આક્રમણ હોય ત્યારે માનવીમાં નિષ્ક્રિયતા, આળસ, પ્રમાદ, નિદ્રા પ્રવર્તે છે. ''આ કામ આજે નથી કરવું. જોઈશું, કાલે થશે.'' ક્યારેય નહીં થાય. તમોગુણ હોય ત્યારે નિષ્ક્રિયતા બહુ મીઠી લાગે છે. તમોગુણ ખૂબ હોય ત્યારે આપણા માથા પર મોટો ભાર રહે છે. બારમું ધોરણ હોય, ખૂબ વાંચવાનું હોય, પરીક્ષાની તૈયારીનું ભારણ માથા પર હોય ત્યારે ડ્રૉપ લેવાનું - ગુલ્લી મારી જવાનું વિચારે કે એકદમ રાહત થઈ જાય. આમ, તમોગુણનો પ્રભાવ હોય ત્યારે માણસ ડ્રૉપ લીધા કરે - બધામાં ગુલ્લી માર્યા કરે. ખાલી પરીક્ષામાં જ ડ્રૉપ લે એવું નહીં; સાંજે રસોઈ નથી બનાવવી, બહાર જમી લઈશું, ડ્રૉપ લઈ લીધો. આજે નોકરી પર નથી જવું. લઈ લીધો ડ્રૉપ. આમ, બધી રીતે ડ્રૉપ લેવાની માનસિકતા શેમાંથી આવે છે ? તમોગુણમાંથી, તાત્કાલિક રાહત મળતી હોય, તનાવમાંથી મુક્ત થઈ જઈએ.

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत्।

કર્મ દુઃખરૂપ છે એમ સમજીને શારીરિક કષ્ટના ભયથી કર્મોને છોડી દે છે. (ભ.ગી.૧૮/૮)

'આ કાયાને ક્યાં કલેશ આપવો ? આ કર્મ નથી કરવું. છોડી દો.' આમ, તમોગુણ નિષ્ક્રિયતા પ્રેરે છે. ભગવાન આ નિષ્ક્રિયતા પર વિજય પ્રાપ્ત કરવાનું કહે છે.

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।

शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः॥

''તું કર્તવ્ય કર્મ કર; કેમ કે, કર્મ ન કરવા કરતાં કર્મ કરવું વધારે સારું છે; અને કર્મ નહિ કરવાથી તો તારી શરીરયાત્રા પણ ચાલશે નહીં.'' (ભ.ગી.૩/૮)

ભગવાન કહે છે કે : હે અર્જુન ! તું કર્તવ્ય કર્મ કર, તારી ફરજ બજાવ. નિષ્ક્રિય રહેવા કરતાં સકામ કર્મ કરવું

કોઈ પણ રીતે સારું છે. તું નિષ્ક્રિય રહીશ તો તારી શરીરયાત્રા પણ ચાલવાની નથી, તારું શરીર પણ નહીં નભે.

શરીર ક્યારે નભી શકે ? આપણું જીવન ક્યારે ચાલી શકે ? જ્યારે આપણને જગતનાં બધાં પરિબળોનો સહકાર હોય. એમનો સહકાર ક્યારે મળે ? આપણે પણ એ પરિબળોને પોષતાં હોઈએ ત્યારે.

परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ।

પરસ્પરને સંતુષ્ટ કરતાં તમે પરમ કલ્યાણ પામશો. (ભ.ગી.૩/૧૧)

ભગવાન કહે છે : આપણે પણ જગતનાં પરિબળોનું પોષણ કરીએ અને એ પણ આપણું પોષણ કરે, એમ પરસ્પર પોષણ કરતાં કરતાં પરમ શ્રેય પ્રાપ્ત થાય. આપણે નિષ્ક્રિય બની જઈએ અર્થાત્ ફરજ ના બજાવીએ, ડ્રૉપ લઈ લઈએ તો પછી જે પરિબળોનો આપણને સહકાર પ્રાપ્ત થાય છે તે પ્રાપ્ત થતો બંધ થાય. શરીરયાત્રા પણ નહીં ચાલે.

રજોગુણનો પ્રભાવ હોય ત્યારે ભોગબુદ્ધિનું પ્રાધાન્ય હોય છે, ''મને આ જોઈએ...., આ જોઈએ.... પેલું જોઈએ.''

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ॥

ભગવાન કહે છે : હે ભરતશ્રેષ્ઠ ! રજોગુણ વધ્યો હોય ત્યારે લોભ, પ્રવૃતિ, કર્મોનો આરંભ, અશાંતિ અને સ્પૃહા ઉપજે છે. (ભ.ગી. ૧૪/૧૨)

અનેક પ્રકારની સ્પૃહાઓ, અનેક પ્રકારની મહત્ત્વાકાંક્ષાઓ, અનેક વસ્તુઓ ભોગવવાની ઈચ્છાઓ થયા કરતી હોવાથી, તે પૂર્ણ કરવા માટે, માનવી કર્મ કરવા પ્રેરાય છે અને કર્મમાં રચ્યોપચ્યો રહે છે. મનુષ્યમાં ભોગબુદ્ધિ હોય ત્યારે મનુષ્ય કર્મ કરે છે; કર્મ માટે પ્રેમ છે એટલા માટે નહીં પણ એમાંથી એને ઈચ્છિત વળતર મળે, ઈચ્છિત લાભ મળે, ઈચ્છિત ભોગ મળે એ માટે. આમ, મનુષ્યમાં હંમેશા લાભ જોનારી પેલી વૈશ્યવૃત્તિ રહેલી છે. ''હું ક્યારે કશું કરું જ્યાંથી મને કશો લાભ મળે.'' લોકો સ્વામીજીને કહે છે, 'સ્વામીજી ! અમે આટઆટલું કરીએ પણ કશી કદર ના થાય, કશો ય જશ ના મળે તો પછી શા માટે કરીએ ?' આમ, આપણને કોઈ કામ કરવાનો ઉત્સાહ ક્યારે જન્મે ? એ કામ કરવાથી કાંઈ મળતું હોય ત્યારે. ચાલો, સ્થૂળ દૃષ્ટિથી કાંઈ ના મળતું હોય, પૈસા-પ્રતિષ્ઠા ના મળતાં હોય પરંતુ કંઈક થોડુંક માન-સન્માન થાય, કંઈક સારા બે શબ્દો આપણને કહે - આવી કોઈ ને કોઈ પ્રકારની કંઈક તો અપેક્ષા આપણા મનમાં હોય છે. ટૂંકમાં, મનુષ્ય જ્યારે સામાન્ય રીતે કર્મ કરતો હોય ત્યારે તે કોઈ ને કોઈ પ્રકારના વળતરની, કોઈ ને કોઈ પ્રકારના લાભની અપેક્ષાથી કરતો હોય છે.

ભગવાન આગળ છઠ્ઠા અધ્યાયના આરંભમાં કહે છે :

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥

જે (મનુષ્ય) કર્મફળનો આશ્રય લીધા વિના કર્તવ્ય કર્મ કરે છે તે 'સંન્યાસી' અને 'યોગી' છે; પણ અગ્નિનો ત્યાગ કરનારો અને નિષ્ક્રિય રહેનારો (સન્યાંસી કે યોગી) નથી. (ભ.ગી.૬/૧)

ભગવાન આપણને ભોગીમાંથી યોગી બનાવવા માગે છે. એક છે ભોગનો માર્ગ, બીજો છે યોગનો માર્ગ,

ભોગનો માર્ગ ક્યો ? જે કંઈ કર્મ કરતો હોઉં એમાં હંમેશા વ્યક્તિગત વળતરની, બદલાની અપેક્ષા કરતો હોઉં. અને યોગનો માર્ગ ક્યો છે ? ભગવાન અર્જુનને કહે છે :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

હે અર્જુન તારો કર્મમાં જ અધિકાર છે; ફળમાં ક્યારે ય ન થાવ. (૨/૪૭). તું કર્મ કર પરંતુ કર્મફળની આસક્તિ રાખીશ નહીં. મને કશોક યે લાભ મળશે, કશું પ્રાપ્ત થશે માટે કર્મ કરું એવું નહીં, પરંતુ કર્મફળની આવી આસક્તિનો ત્યાગ કરીને જે કર્તવ્યકર્મ છે તે તું પ્રેમપૂર્વક કર. આ છે યોગનો માર્ગ.

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

હે ધનંજય ! (સકામ) કર્મ બુદ્ધિયોગ (સમત્વ બુદ્ધિ)થી ઘણું નીચું છે; માટે બુદ્ધિને શરણે જા, ફળને માટે કામ કરનારા તો પામર છે. (ભ.ગી.૨/૪૦).

ભગવાન કહે છે : તું બુદ્ધિનો આશ્રય લે, ચૈતન્યનો આશ્રય લે, પેલા પુરુષનો આશ્રય લે, પરમાત્માનો આશ્રય લે. કર્મફળનો આશ્રય લેનારા તો કૃપણ છે, પામર છે. કર્મફળનો આશ્રય નહીં, બુદ્ધિપૂર્વકના કર્મનો તું આશ્રય લે. તારું સર્વ કર્મ પ્રેમપૂર્વક કર. શેનો આખો દિવસ ભીખ માગ્યા કરે છે ? યાચકવૃત્તિનો ત્યાગ કર. તને આટઆટલું તો આપવામાં આવ્યું છે. જે આપવામાં આવ્યું છે તેની કદર નથી; જે નથી આપવામાં આવ્યું તેની ઝંખના છે ! આ યાચકવૃત્તિનો ત્યાગ કરીશ ત્યારે જ તને ખબર પડશે કે તારી પાસે શું છે. માણસ પોતાની પાસે શું છે તેની તરફ નજર કર્યા વગર જે નથી એની તરફ હરહંમેશ નજર કર્યા કરે છે, અને તેની માગણી કર્યા જ કરે છે. તું કામ કરે તેના બદલામાં તને કશું ફળ મળવું જોઈએ આ પ્રકારની વૃત્તિનો ત્યાગ કર; અને કામ કર, ફળની આસક્તિ રાખ્યા વગર. ફળની આ આસક્તિ શું બતાવે છે ? પ્રકૃતિનું આકર્ષણ. ત્યારે કર્મનો પ્રેમ કઈ દિશામાં લઈ જાય છે ? પુરુષ તરફ, પરમાત્મા તરફ એથી પણ આગળ ભગવાન કહે છે : 'અર્જુન ! આ રીતે કર્મ કરતાં કરતાં એક સમય એવો આવે કે જ્યારે આ કર્મનો પણ તું ત્યાગ કર, અને જ્ઞાનનો આશ્રય લે, અને સત્ત્વ, રજસ્, તમસ્ - આ ત્રણ ગુણોના બનેલા સંસારમાં તું ત્રણેય ગુણોથી ઉપર ઊઠ. निस्त्रैगुण्यो भवार्जुन। તું ત્રણેય ગુણોથી પર થા. પુરુષ, પરમાત્મા નિસ્ત્રૈગુણી છે, નિર્ગુણ છે. તું એવો થા.' આ ત્રણેય ગુણોથી ઉપર ઊઠવા માટેનો પ્રકૃતિથી ઉપર ઊઠવા માટેનો, પુરુષ - પરમાત્માને પ્રાપ્ત કરવા માટેનો એક કાર્યક્રમ ભગવાન બતાવે છે. તમસ્ એટલે નિષ્ક્રિયતા. એમાંથી ઉપર ઊઠવા માટેનું સાધન છે. સક્રિયતા, સકામ કર્મ અર્થાત્ રજસ્. રજસ્ એટલે ભોગવૃત્તિ, આસક્તિ તે પછી રજસ્‌થી ઉપર ઊઠવા માટે કર્મયોગ દ્વારા, ફળની આસક્તિ વગર કર્તવ્ય કર્મ કરવાની કુશળતા દ્વારા અનાસક્તિ અને નિઃસ્વાર્થતા કેળવવાં આ છે સત્ત્વ. પછી સત્ત્વથી યે ઉપર ઊઠવું, અર્થાત્ કર્મનો ત્યાગ અને જ્ઞાનની પ્રાપ્તિ કરવી. આમ, ભગવાન આ જીવનસંઘર્ષરૂપી મહાભારતમાં કેમ વિજય મેળવવો, આપણા જીવનનું કેમ કલ્યાણ કરવું એનો સુંદર ઉપદેશ આપે છે.

આગળ ચર્ચા થઈ ગઈ અર્જુન અને દુર્યોધન બંન્ને યુદ્ધ જીતવા માગતા હતા. પણ કોણ જીત્યું ? અર્જુન. શાથી ? બન્ને ભગવાન શ્રીકૃષ્ણ પાસે સહાય માગવા ગયા - ભગવાને કહ્યું : 'એક તરફ હું એકલો હોઈશ, નિઃશસ્ત્ર હોઈશ. હું યુદ્ધ નહીં કરું. બીજી તરફ સર્વ અસ્ત્રશસ્ત્રોથી સજ્જ એવી મારી અક્ષૌહિણી સેના હશે. પસંદગી કરી લો.

અર્જુને કોની પસંદગી કરી ? શ્રીકૃષ્ણ ભગવાનની. ત્યારે, દુર્યોધને કોની પસંદગી કરી ? અક્ષૌહિણી સેનાની, મૌલિક શક્તિની, પ્રકૃતિની અર્જુને પુરુષની અને દુર્યોધને પ્રકૃતિની પસંદગી કરી.

પુરુષ-પુરમાત્મા કેવા છે ? કહે છે, 'હું' શસ્ત્ર ધારણ નહીં કરું, યુદ્ધ નહીં કરું,' પુરુષ અકર્તા છે, અભોક્તા છે. मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्। મારી અધ્યક્ષતાને લીધે (મારી દૃષ્ટિ નીચે) પ્રકૃતિ જડ-ચેતન સહિત જગતને ઉત્પન્ન કરે છે. (ભ.ગી.૮/૧૦) ભગવાન કહે છે, "હે અર્જુન ! માપી સંનિધિ માત્રથી આ બધું ચાલ્યા કરે છે. મારે આંખ ઊંચી કરવાની પણ જરૂર નથી, કશું યે કરવાની જરૂર નથી." બિચારો જીવ અજ્ઞાની છે. તે પોતાને કર્તા, ભોક્તા, સુખી, દુઃખી માને છે; જ્યારે, પરમાત્મા અકર્તા છે, અભોક્તા છે, જેને કોઈ બહારના ભોગની આવશ્યકતા નથી. ભોગ વગર જ આનંદસ્વરૂપ છે, પૂર્ણ છે. માટે કર્તવ્ય, ભોક્તૃત્વ કશાની એને આવશ્યકતા નથી. ભગવાને અર્જુનને કહ્યું "હું શસ્ત્ર ધારણ નહીં કરું, યુદ્ધ નહીં કરું", છતાં અર્જુને ભગવાનની પસંદગી કરી. ભગવાનનો આશ્રય લીધો; બુદ્ધિનું, ચૈતન્યનું, પુરુષનું શરણ લીધું. कृपणाः फलहेतवः। દુર્યોધન કોણ છે. એણે અક્ષૌહિણી સેનાનું શરણ લીધું, સામર્થ્યનું, ભૌક્તિક મૂલ્યોનું શરણ લીધું. પરંતુ અંતે જીત તો અર્જુનની થઈ.

તો, આપણે પણ જીવનમાં યુદ્ધ કેવી રીતે જીતી શકીએ ? અર્જુનના શ્રેય માર્ગે જઈએ તો; દુર્યોધનનો પ્રેય માર્ગ ત્યજીએ તો. આપણને તો પ્રેય અને શ્રેય બંન્ને મળે તો વધારે સારું. પરંતુ ભોગબુદ્ધિ અને યોગબુદ્ધિ પરસ્પર વિરોધી છે. એક બહિર્મુખ છે, બીજી, અંતર્મુખ છે. આમ, બંન્ને પરસ્પર વિરોધી હોવાને કારણે બંન્ને એક સાથે રહી ના શકે. એક જ વ્યક્તિથી એક સાથે બંન્ને અનુષ્ઠાન ના થઈ શકે. માટે, જીવનમાં પસંદગી કરવાની છે.

આ જ તો મોટું દુઃખ છે. પશુ-પક્ષીઓને પસંદગી કરવાની નથી. ભગવાને બધું જ એમના માટે નક્કી કરેલું છે. તે લોકો આપોઆપ પોતાના સ્વભાવ પ્રમાણે જ વર્તે છે, તેથી તેમને કોઈ સંઘર્ષ નથી. આપણને પ્રત્યેક ક્ષણે સંઘર્ષ છે. એમાં યે તે આવાં પ્રવચનો સાંભળ્યા બાદ સંઘર્ષ વધી જાય. આપણને કહેવામાં આવે, "આસક્તિનો ત્યાગ કર, ઈચ્છાઓનો ત્યાગ કર, આકાંક્ષાઓનો ત્યાગ કર." બસ, ત્યાગ ત્યાગની જ વાતો. આવા પ્રવચનો સાંભળ્યા પછી ટી.વી. જોઈએ ત્યારે મનમાં દોષની, ગુનાની લાગણી જન્મે છે. પહેલાં તો કંઈ ચિંતા ન હતી. ટી.વી. સિનેમા આરામથી જોતો હતો. ભેળ-પૂરી, પાણી-પૂરી, દાબેલી બધું જ લહેરથી દબાવતો હતો. પણ હવે આ પ્રવચનો સાંભળ્યા પછી એમ લાગે છે કે આ ખોટું છે. આમ ખોટું જણાતું ન હતું. પરંતુ સ્વામીજી કહે છે, શાસ્ત્રો કહે છે કે આ ખોટું છે. એક તરફ શાસ્ત્ર કહેતાં હોય એ ત્યાગની વાત બરાબર જણાતી હોય; બીજી તરફ, અંદરથી અન્ય પ્રકારની - ભોગબુદ્ધિની પ્રેરણા આવતી હોય અને પરિણામે સંઘર્ષ. આ સંઘર્ષમાં ક્યારે વિજય પ્રાપ્ત કરી શકીએ ? જ્યારે આપણે આપણા જીવનરથના સારથી તરીકે ભગવાન શ્રીકૃષ્ણને નિયુક્ત કર્યા હોય. દુર્યોધનનો સારથી કોણ છે ? અવિદ્યા એનો સારથી છે. ત્યારે, અર્જુનના સારથી છે ભગવાન શ્રીકૃષ્ણ, સાક્ષાત્ જ્ઞાનસ્વરૂપ. આમ, વિવેકને આપણો સારથી બનાવવો જોઈએ, અવિવેકને નહીં. જેનો સારથી વિવેક છે, વિજ્ઞાન છે તે અંતમાં એવું પદ પ્રાપ્ત કરે છે જ્યાંથી પાછા ફરવાનું હોતું નથી. પરંતુ જે અવિવેકને સારથી બનાવે છે તે હંમેશાં આ મૃત્યુરૂપી સંસારમાં ભ્રમણ કર્યા કરે છે. વિવેક અને અવિવેક, શ્રેય અને પ્રેય, યોગ અને ભોગ, પુરુષ અને પ્રકૃતિ- આ બેનું યુદ્ધ માનવીમાં સતત ચાલ્યા કરે છે. આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા માટે સતત પુરુષાર્થની આવશ્યકતા છે. તે આપણને ભગવદ્ગીતાના પ્રથમ છ અધ્યાયમાં સમજાવવામાં આવે છે. (ક્રમશઃ)



# અતીતની હૃદયદ્રાવક સ્મૃતિરેખાઓ

- માલતી ભાર્ગવ

પૂજ્ય મા સંબંધી સંસ્મરણો લખવા માટે આશ્રમવાસી પ્રેમીઓ દ્વારા વારંવાર પ્રેરિત થવા છતાં હું હંમેશ એ વિનંતિને ગણકારતી નહોતી, કારણકે માની આ શરીર પર એટલી દિવ્ય તથા અપ્રતિમ કરુણા હતી કે એના વર્ણનથી એમની અલૌકિકતા તથા દેવત્વનું વિજ્ઞાપન તો થાય છે જ, સાથે સાથે એ સંસ્મરણો જોડે સંબંધિત હોવાને લીધે મારે માટે એ સંસ્મરણો આત્મપ્રશંસાની શ્રેણીમાં ન આવી જાય. પરંતુ અંતતોગત્વા હું માના ભક્તો આગળ હારી ગઈ તથા એને પણ માની જ પ્રેરણા માનીને સંકોચ ને વિનયપૂર્વક મારાં કેટલાંક સંસ્મરણો લિપિબદ્ધ કરું છું. આજે પૂજ્ય મા આપણી સમક્ષ ભૌતિક શરીરે તો નથી, પરંતુ એમનાં સંસ્મરણોનું ધ્યાન થતાં જ એવું લાગે છે કે મા સદૈવ પ્રત્યેક ક્ષણે આપણી વચ્ચે છે જ. એટલા માટે માનાં સંસ્મરણો લખતી વખતે શોકનાં અશ્રુઓથી ચિત્ત ગદ્ગદ્ તથા હૃદય ભાવપૂરિત થાય છે.

પૂજ્ય માનાં પ્રથમ દર્શનનું સદ્ભાગ્ય મને એપ્રિલ, ૧૯૬૪ના પ્રથમ સપ્તાહમાં રાયબરેલીમાં જ સાંપડ્યું, જ્યારે તેઓ ડૉ. પી. કે. ઘોષનાં ધર્મપત્ની શ્રીમતી સુનીલિમા ઘોષના વિશેષ આગ્રહથી એમના નિવાસે બે દિવસ માટે પધાર્યાં. શ્રીમતી ઘોષે મને કહી રાખ્યું હતું કે શ્રી શ્રી આનન્દમયી મા આવવાનાં છે, એમનાં દર્શન કરવા આવજો. ત્યાં સુધી તો મેં એક્કે વાર માનાં દર્શને નહોતાં કર્યાં કે એમને વિષે કંઈ જાણતી પણ નહોતી.

જે દિવસે પૂજ્ય માનું આગમન થયું તે જ દિવસે પ્રાતઃકાળે ચાર વાગે મને સ્વપ્ન આવ્યું કે એક ખૂબ વિશાળ ને ભવ્ય શિવ-મંદિર છે, એમાં સંપૂર્ણ શ્વેત વસ્ત્રોમાં પુષ્કળ દિવ્ય આભાથી પૂર્ણ કોઈ સ્ત્રી શરીર ખૂબ જોરથી ઘંટ વગાડે છે અને મને કહે છે, "ઉઠ, સૂતી જ રહીશ ?" અને હું સફાળી ઊઠીને બેઠી થઈ ગઈ. એ દિવસોમાં હું તત્કાલીન પરંપરાને અનુરૂપ ઘરની ચાર દીવાલોમાં રહેનારી એક સંસ્કારી કુટુંબની કુલવધૂ હતી. સવારે મેં મારા પૂજ્ય સાસુ શ્રીમતી ભગવતી દેવીજી, કે જેઓ બહુ જ સરળ સ્વભાવનાં અને દયાની મૂર્તિ હતાં, એમને વિનંતિ કરી કે "કોઈ મા આનન્દમયી ડૉ. ઘોષને ત્યાં આવી રહ્યાં છે, જો તમે મને રજા આપો તો એમનાં દર્શન કરી આવું." એમણે પ્રસન્નતાપૂર્વક કહ્યું, "હું પણ તારી સાથે દર્શન કરવા જઈશ".

સાંજે લગભગ ચાર વાગે હું ને મારાં સાસુ ડૉ. ઘોષને ત્યાં પહોંચ્યાં તો શ્રીમતી ઘોષે મને કહ્યું, "માલતી, મા તો હમણાં જ બધાંને દર્શન આપીને વિશ્રામ માટે અંદર ગયાં. હવે તો લગભગ છ વાગે બહાર આવશે, ત્યારે જ દર્શન શક્ય છે." મેં કહ્યું, "કંઈ વાંધો નહીં, અમે ફરીથી આવીશું." અમે આમ વાતો જ કરતાં હતાં ને મા અચાનક ઓરડામાંથી બહાર આવી ગયાં અને મારા ખભા પર હાથ મૂકીને બોલ્યાં, "ઈતને દિન કહાં રહા ? હમકો ભજન નહીં સુનાયેગા ?" મને ખૂબ જ આશ્ચર્ય થયું કે હું તો માને પહેલાં ક્યારેય મળી નથી, એમને કેવી રીતે ખબર પડી કે હું ભજન ગાઉં છું ! આથી પણ વધારે સુખદ આશ્ચર્ય ત્યારે થયું કે જ્યારે મેં માની સામે જોયું તો - આ એ જ મૂર્તિ જેનાં સવારે સ્વપ્નમાં મેં દર્શન કર્યાં હતાં !

માના કહેવાથી તરત હારમોનિયમ મંગાવ્યું અને મેં બે ભજનો ગાયાં, જેમાં એક હતું. "હરિસે બડા હરિકા નામ" જે સાંભળીને મા ખૂબ પ્રસન્ન થયાં અને મને કહ્યું, "નીચે ચલકર બૈઠો. યહ શરીર થોડી દેરમેં વહાં આયેગા."

ડૉ. ઘોષે પૂજ્ય મા તથા અન્ય લોકોને બેસવા માટે એમના લૉનમાં ઉચિત વ્યવસ્થા કરી હતી. તેથી અમે લૉનમાં જઈને એક બાજુ બેસી ગયાં. લગભગ એક કલાક પછી મા લૉનમાં પધાર્યાં અને એમના આસન પર બિરાજ્યાં. આશ્રમની કન્યાઓ, જે મા સાથે આવી હતી, એમણે ભજન ગાયું. માએ ચારે બાજુ જોયું ને મને ઈશારાથી પાસે બોલાવી. પોતાની સામે એકદમ આગળ બેસવાનું કહીને બોલ્યાં, "હમકો ભજન સુનાઓ." હું એકદમ ગભરાઈ ગઈ, કારણકે માની આજ્ઞાની અવગણના ન થાય, અને હું ત્યાં ગાઈ શકું એમ નહોતું કારણકે આજ સુધી હું પુરુષોની વચ્ચે ગાતી નહોતી. ઉપરાંત મારા કાકા સસરા જે બહુ ધાર્મિક વિચારોવાળા હતા, ત્યાં હાજર હતા. તે વખતે હું એમનાથી 'પડદો' કરતી હતી. આથી મેં માને સંકોચવશ કયું, "મા, હું કાલે સવારે આવીને આપને ભજન સંભળાવીશ." મા તો અંતર્યામી ! બધું સમજી ગયાં, "કલ સુબહ દસ બજે આકર ઈસ શરીરકો ભજન સુનાના." થોડી વારમાં મા ચાલી ગયાં, અને હું પણ આનંદમાં ડૂબતી, માનું ધ્યાન કરતી ઘેર પાછી ફરી.

બીજે દિવસે સવારે લગભગ નવ વાગે જ્યારે હું મા પાસે ડૉ. ઘોષને નિવાસે જવા માંડી તો મારા પતિ (અમરનાથ ભાર્ગવ) કે જેઓ ઘણા ધાર્મિક વિચારોવાળા હતા, મને કહેવા લાગ્યા, "હું પણ માનાં દર્શન માટે તારી સાથે આવું છું." આમ અમે બંન્ને લગભગ ૧૦ વાગે ડૉ. ઘોષને ત્યાં પહોચ્યાં. એ વખતે ડૉ. સક્સેના મા પાસે રામાયણ-પાઠ કરી રહ્યા હતા. માએ મને પૂછ્યું, "તુમકો રામાયણ ગાન કરના આતા હૈ?" મેં કહ્યું, 'મા, થોડું ઘણું." માએ કહ્યું, "રામાયણ ગાન કરો." મેં લગભગ અડધો કલાક વિભિન્ન રાગ-રાગિણીઓમાં માનસનો સસ્વર પાઠ કર્યો. એ સાંભળીને મા અત્યંત પ્રસન્ન થઈને બોલ્યાં, "અદ્‌ભુત અદ્‌ભુત." રામાયણ-પાઠ પછી મેં બે-ત્રણ ભજનો માને સંભળાવ્યાં, એમાંનું એક ભજન મારા પિતાજી (પ્રિંસિપાલ શ્રીદીનાનાથ ભાર્ગવ)નું લખેલું હતું - "કાન્હા મેરે અબ તો આ". એ ભજન ખૂબ માર્મિક છે. એ સાંભળીને લાગ્યું કે માનાં નેત્રોમાં જાણે જલ છે. ભજન પૂરું થયે મેં પૂજ્ય માને પ્રાર્થના કરી, "મા, આપના શ્રીમુખેથી પણ સાંભળવા ઈચ્છીએ છીએ." માએ અત્યંત સુંદર ભજન ગાયું - "આમાર ગોપાલ કોઈ રે ગોપાલ કોઈ રે. " શું સુંદર વાણી હતી ! આવી સુંદર વાણી મેં કદીયે નહોતી સાંભળી. અદ્‌ભુત રસ ને આનંદ આવ્યો. હું જાણે કે ખોવાઈ ગઈ ! માએ મને વારંવાર દેહરાદૂન આશ્રમમાં એ મહીનાના અંતમાં આવવાનું કહ્યું, અને મારા પતિદેવને કહ્યું, "બાબા, માલતી કો લેકર આશ્રમ આઓ". અમે કહ્યું, "મા, આપની આજ્ઞા છે તો અમે જરૂર આવીશું." ત્યાર બાદ માનું ધ્યાન કરતાં અમે પાછાં ફર્યાં. સાંજે લગભગ ચાર વાગે માએ રાયબરેલીથી પ્રસ્થાન કર્યું ત્યારે અમે ત્યાં હતાં. જતી વખતે માએ ફરી એકવાર દેહરાદૂન આવવાનું કહ્યું, અને ચાર એલચી મને ને ચાર એલચી મારા પતિદેવને પણ આપ્યાં. પૂજ્ય માનાં પ્રથમ દર્શન કરીને, એમની કૃપા તથા પ્રેમ મેળવીને અમે કૃતાર્થ ને ધન્ય ધન્ય થઈ ગયાં. તે પછી મને વખતો વખત માના આદેશાનુસાર દેહરાદૂન, અલ્મોડા, વૃન્દાવન, રાંચી ઈત્યાદિ અનેક આશ્રમોમાં વિભિન્ન પર્વો સમયે શ્રી શ્રી માના ચરણોમાં બેસીને માનસ-ગાન તથા ભજન ગાવાનું સદ્‌ભાગ્ય અને આર્શીવાદ મળતાં રહ્યાં.

એક વાર મેં માને પૂછ્યું, "મા, મારું કલ્યાણ કેવી રીતે થશે, મારે માટે શો આદેશ છે?" પૂજ્ય મા બોલ્યાં, "અપની વાણીસે સબકો ખૂબ રામકથા ઔર ભજન સુના, સબકો આનન્દ દે, આનન્દ લે, આનન્દ હી ભગવાન હૈં."

પૂજ્ય માની આ જ આજ્ઞાથી હું ભારતવર્ષમાં જુદી જુદી જગાએ આગરા-નિવાસી મારા દાદા (ભાઈ) શ્રી પ્રકાશનારાયણ પાઠક તથા એમના ભાણેજ યોગેશચંદ્ર શર્મા વગેરે સાથે સસ્વર અખંડ માનસપાઠ માની કૃપાથી કર્યા

કરું છું. એ ક્રમ માની કૃપાથી ને આશીર્વાદથી નિરંતર ચાલ્યા કરે છે.

પૂજ્ય માના શતાબ્દી-સમારોહના ઉપલક્ષ્યમાં જુલાઈ-૧૯૯૫માં ગુરુ પૂર્ણિમા અવસરે અમે દેહરાદૂન આશ્રમમાં અખંડ માનસ-પાઠ કર્યો, જેનું આયોજન શ્રી અયોધ્યાપ્રસાદ દીક્ષિત તથા શ્રી ગંજૂભાઈએ ખૂબ સુંદર રીતે કર્યું હતું. તે પછી નવરાત્રિમાં હરિદ્વારમાં તથા અલ્હાબાદ, રાયબરેલી, વૃંદાવન, વિંધ્યાચલ અને ભીમપુરામાં પાઠ થયા.

અંતમાં હું પૂજ્ય માના ચરણોમાં સાદર નમન કરીને મારી શ્રદ્ધાંજલિ અર્પણ કરું છું.



"સંસારનું આ જ રૂપ છે. અશાંતિપૂર્ણ જીવન. ભગવત્ ચિંતા સિવાય શાંતિની કોઈ બીજી આશા આ સંસારમાં નથી. ભગવાનને માટે ભગવાનને પોકારજો. તો જ શાંતિની આશા."

- શ્રી શ્રી મા.

# વેદાંતમાં જીવાત્માના મરણોત્તર ગતિપ્રકારો

- ડૉ. લક્ષ્મેશ જોષી

કર્મ, ઉપાસના અને જ્ઞાન અનુસાર, મૃત્યુ પછી જીવાત્માનાં અનેક ગતિપ્રકારો હોય છે. આત્મજ્ઞાનની પૂર્વભૂમિકારૂપે, આત્મસ્વરૂપની જીજ્ઞાસા હોવી જોઈએ. જીજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે ચિત્તશુદ્ધિ, રાગદ્વેષાદિ મળો કાઢી નાખીને નિર્મળતા પ્રાપ્ત કરવી એ અનિવાર્ય છે. વેદાધ્યયન, યજ્ઞ, દાન, તપ ઈત્યાદિ કર્મો નિષ્કામ ભાવે કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે. (तम् एतम्, वेदानुवचनेन, ब्राह्मणा विविदिषन्ति, यज्ञेन दानेन तपसा। – बृहदारण्यक ૪-૪-૨૨) માત્ર માનવ શરીર જ સારાં ખોટાં કર્મો કરવામાં સ્વતંત્ર છે. (कर्मण्येवाधिकारस्ते – गीता २–४७) તેથી મનુષ્ય-જન્મમાં જ આત્મસ્વરૂપને જો જાણી લીધું તો ઠીક, અન્યથા ઘણો વિનાશ; જન્મ-મૃત્યુનું મોટું ચક્કર સામે ઊભું જ છે. (इह चेद् अवेदीद् अथ सत्यमस्ति, न चेद् इह अवेदीन् महती विनष्टिः। – केनोपनिषद् २–५) મનુષ્ય જેવો સંકલ્પ કરે, જેવી શ્રદ્ધા રાખે તેવો એ બની જાય છે. (क्रतुमयः पुरुषः। –छान्दोग्य ३–१४–१। यो यच्छ्रध्दः स एव सः। गीता १७–३)

જીવો અનેક પ્રકારના હોય છે. જે જીવો અત્યંત પાપી હોય, તેઓ વારંવાર જન્મે છે અને મરે છે. (जायस्व, म्रियस्व। छान्दोग्य ५–१०–८) ઘણા ખરા જીવો એવા હોય છે, તેથી પરલોકમાં ગતિ કરનારાઓની સંખ્યા બહુ ઓછી હોય છે. એટલા માટે જ પરલોક પૂર્ણ રૂપે ભરાઈ નથી જતો. વર્ષામાં વીજળીના થાંભલા પાસે અસંખ્ય જીવો જન્મે છે ને મરે છે.

બીજા પ્રકારના જીવો પુણ્ય ઓછું અને પાપ વધારે કરતા હોય છે. આવા જીવોને પરલોકમાં વિશ્વાસ નથી હોતો, આત્મ-કલ્યાણમાં પ્રમાદ કરનારા અને ધનના મોહથી મદોન્મત્ત રહેનારા હોય છે. આ જીવો વારંવાર યમરાજને વશ થાય છે, અને પાપના પરિણામરૂપી કઠોર યાતનાઓ ભોગવે છે. (न साम्परायः प्रतिभाति बालं, प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् । अयं लोकः नास्ति पर इति मानी, पुनः पुनर्वशमापद्यते मे॥ कठोपनिषद् १–२–६, स्वदुष्कृतानुरूपा यामीः यातनाः अनुभूय.....शांकरभाष्य, ब्रह्मसूत्र ३–१–१३).

ત્રીજા પ્રકારના જીવો ઈષ્ટાપૂર્ત-દત્ત કર્મો કરનારા હોય છે. ઈષ્ટ અર્થાત્ યજ્ઞાદિ કર્મો, પૂર્ત અર્થાત્ જળાશય, ઉદ્યાન ઈત્યાદિ લોકોપયોગી રચનાઓનું નિર્માણ કરાવવું તે, દત્ત અર્થાત્ સુપાત્રને દાન આપવું તે. આવા જીવો મરણોત્તર પિતૃયાન (ધૂમાદિ) માર્ગે ચંદ્રમા પર જાય છે. ત્યાં જળમય શરીર વડે ઉત્તમ ભોગોનો ઉપભોગ કરીને સુખાનુભવ કરે છે. (शरीरं च तेषां सुखोपभोगयोग्यं चन्द्रमण्डले आप्यम् (जलीय) आरभ्यते। शांकरभाष्य छान्दोग्य ૫-૧૦-૪) આવા પુણ્યશાળી જીવોનો પૃથ્વીથી ચંદ્ર સુધી પહોંચવાનો માર્ગ આ રીતનો જણાવ્યો છે : ધૂમ (ધૂમના અભિમાની દેવતા - બધે એમ સમજવું), કૃષ્ણપક્ષ, દક્ષિણાયનના છ માસ, પિતૃલોક, આકાશ, ચંદ્રમા. આ જીવોનાં પુણ્ય ઉપભોગ કરવાથી ક્ષીણ થઈ જાય છે, અને ત્યારે એ જીવો પૃથ્વી પર પાછા આવે છે. એમનો પાછા ફરવાનો માર્ગ આ પ્રકારનો છે : ચંદ્રમા, આકાશ, અભ્ર (પાણી ભરેલું વાદળ), મેઘ (મેહન કે વૃષ્ટિ કરનારું વાદળ), ધાન્ય, જવ, વનસ્પતિ ઈત્યાદિ, વીર્યસિંચન-યોગ્ય પુરુષ, પુનર્જન્મ. પૃથ્વી પર આવ્યા પછી પર્વતો, નદીઓ, સમુદ્રો, જળચરો, ધાન્યના છોડવાઓ, વીર્યસિંચનને અયોગ્ય બાળકો, સ્ત્રીઓના ઉદરમાં જવું - આ ઘણી કષ્ટપ્રદ યાત્રા છે, માટે જ ઉપનિષદે ''दुर्निष्प्रपतरम्'' શબ્દ વાપર્યો છે. (છાન્દોગ્ય - ૫-૧૦-૬) આ ચક્રમાંથી બહાર નીકળવું અત્યંત

મુશ્કેલ છે એમ જાણીને ભોગોમાં વૈરાગ્ય થવો જોઈએ. ચંદ્રલોકમાંથી પૃથ્વી પર આવીને જન્મ લેતી વખતે જો સારાં કર્મો (रमणीयचरणाः) ફલોન્મુખ થયાં હોય તો એ જીવ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યની યોનિમાં જન્મે છે. જો ખરાબ કર્મો (कपूयचरणाः) ફલોન્મુખ હોય તો કૂતરું, સૂવર કે ચાંડાલની યોનિમાં એ જીવ જન્મે છે. (रमणीयचरणाः ..... रमणीयां योनिम् आपद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वा... कपूयचरणाः कपूयां योनिम् आपद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा। छान्दोग्य. ५-१०-७)

ચોથા પ્રકારના જીવો વેદવિહિત પુણ્ય કર્મોમાં પણ, વિશેષતઃ અગ્નિહોત્રની ઉપાસના કરે છે. આવા જીવો અગ્નિની ઉપાસનાના બળથી, મૃત્યુ પછી આગળનું શરીર પ્રાપ્ત કરતાં પહેલાં પાંચ અગ્નિઓમાંથી પસાર થાય છે. દ્યુલોકરૂપ અગ્નિ, પર્જન્યં અગ્નિ, પૃથ્વી-અગ્નિ, પુરુષરૂપી અગ્નિ, અને સ્ત્રીરૂપી અગ્નિ. દેવગણો એ અગ્નિઓમાં ક્રમશઃ શ્રદ્ધા (જળ), સોમ, વૃષ્ટિ, અન્ન તથા રેતસ્ (વીર્ય)ની આહુતિઓ આપે છે. પ્રથમ આહુતિનું જળ પાંચમી આહુતિમાં મનષ્ય-ગર્ભનું સ્વરૂપ લે છે. આમ જન્મ થયા પછી એવું શરીર પ્રાપ્ત થાય છે કે જેના વડે આ જીવ દેવયાનમાર્ગે ક્રમમુક્તિનો અધિકારી બને છે. (अग्निहोत्र - अपूर्व विपरिणाम - लक्षणं पञ्चधा प्रविभज्य अग्नित्वेन उपासनम् उत्तरमार्ग - प्रतिपत्तिसाधनम्...। शांकरभाष्य - पूर्वभूमिका छान्दोग्य. ५-४-१).

પાંચમા પ્રકારના જીવો અરણ્યમાં રહીને તપ તથા શ્રદ્ધા સહિત પરમાત્માને ઉપાસે છે, સંન્યાસ ગ્રહણ કરીને આત્મજ્ઞાન મેળવવાની સાધના કરે છે. આવા જ્ઞાની જીવો દેવયાન (અર્ચિરાદિ) માર્ગે બ્રહ્મલોકમાં જાય છે. મૃત્યુ પછી પૃથ્વીથી બ્રહ્મલોકનો માર્ગ આ પ્રમાણે છે : અર્ચિ (જ્યોતિ, જ્યોતિની અભિમાની દેવતા, બધે અભિમાની દેવતા સમજવું), દિવસ, શુક્લપક્ષ, ઉત્તરાયણના છ માસ, સંવત્સર, આદિત્યલોક, ચંદ્રલોક, વિદ્યુત્લોક, અહીંયાં કોઈ અમાનવ વ્યક્તિ આવીને એ જીવોને બ્રહ્મલોકમાં લઈ જાય છે. ત્યાંથી તેઓ બ્રહ્મ સાથે એકરૂપ થઈ જાય છે, ક્રમમુક્તિ પામે છે. આ પ્રકારના જીવો પૃથ્વી પર પાછા કદાપિ નથી ફરતા (अनावृत्तिः शब्दात्, अनावृत्तिः शब्दात्॥ ब्रह्मसूत्र ४-४-२२).

જ્ઞાની જીવ દક્ષિણાયન કાળમાં (જૂન ૨૨ થી જાન્યુઆરી ૧૩ સુધીનો કાળ) જો શરીર છોડે, તો પણ દેવયાન માર્ગે, ક્રમમુક્તિને જ પામશે. મહાભારતમાં ભીષ્મ પિતામહે ઉત્તરાયણ સમયની પ્રતીક્ષા કરી હતી એવો પ્રસંગ આવે છે. એ પ્રસંગ પિતાના વરદાનથી પ્રાપ્ત થયેલી સ્વેચ્છામૃત્યુ- શક્તિનો નિર્દેશ કરે છે. (दक्षिणायनेऽपि म्रियमाणः विद्वान् प्राप्नोति एव विद्याफलम्.... भीष्मस्य प्रतिपालनम् आचारप्रतिपालनार्थं पितृप्रसादलब्धस्वच्छन्द मृत्युताख्यापनार्थं च। शांकरभाष्य, ब्रह्मसूत्र ४-२-२०). ખાસ કરીને યોગીઓ માટે ઉત્તરાયણ, દિવસ ઈત્યાદિ સમયનો સંદર્ભ છે, જ્ઞાનીઓ માટે નહીં. (योगिनः प्रति च स्मर्यते ॥ ब्रह्मसूत्र ४-२-२१).

અંતિમ છઠ્ઠા પ્રકારના જીવો જીવતા જાગતા મુક્તિને - જીવનમુક્તિને અનુભવે છે. આ જ શરીરમાં આત્મસ્વરૂપની અનુભૂતિ જેને થઈ ગઈ તે, પ્રારબ્ધપ્રાપ્ત શરીર જ્યાં સુધી ચાલશે ત્યાં સુધી જીવનમુક્ત દશામાં જીવિત રહેશે. પૃથ્વી પરના મોટા મોટા સંત પુરુષો આ કોટિના છે. આવા મહાપુરુષો અસંખ્ય લોકોને પરમાત્માનો આનન્દ-માર્ગ દેખાડે છે. આવા મહાપુરુષો શરીરમાં રહેવા છતાં અશરીરી છે, કારણકે એમને ''આ દેહ હું છું.'' એવું અભિમાન નથી હોતું, એમને પ્રિય-અપ્રિયનો સંપર્ક નથી હોતો. (अशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः। छान्दोग्य ८-१२-१) જ્યાં સુધી મિથ્યા જ્ઞાન રહે ત્યાં સુધી દેહાભિમાન કે દેહાધ્યાસ રહે છે. મિથ્યાજ્ઞાનનો નાશ થયા

પછી દેહાધ્યાસ તૂટે છે. જ્યારે દેહાધ્યાસ નાશ પામે છે ત્યારે શરીરમાં રહેવા છતાં જીવ જીવનમુક્તિનો આનંદ ભોગવે છે. આવા જીવોનાં જ્યારે શરીર છૂટે છે ત્યારે એમના પ્રાણ ઉત્ક્રમણ નથી કરતા અર્થાત્ બહાર નથી જતા. અહીં જ પ્રાણાદિ તત્ત્વો બ્રહ્મમાં લીન થઈ જાય છે. એમની કોઈ ગતિ નથી થતી. (अकामयमानो .... न तस्य प्राण उत्क्रामन्ति, ब्रह्मैव सन् ब्रह्म अप्येति। बृहदारण्यक. ४-४-६, ब्रह्मसूत्र ८-२-१२, १३। अत्र ब्रह्म समश्नुते। - बृहदारण्यक ४-४-७) આ સદ્યોમુક્તિ છે. (सद्यः तत्काल).

મનુષ્ય શરીરથી, જો સંકલ્પ કરે તો, પોતાના પુરુષાર્થથી બ્રહ્માનંદ પ્રાપ્ત કરી શકે. ક્ષુદ્ર જંતુ થવું, યમલોકને યોગ્ય થવું, પિતૃયાન-માર્ગના અધિકારી થવું, દેવયાન-માર્ગે ક્રમમુક્તિ મેળવવી અથવા જીવનમુક્ત થઈને પૃથ્વી પર વિચરણ કરવું - આ ક્ષણભંગુર હોવા છતાં મનુષ્ય દેહ દુર્લભ છે. (दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः। - श्रीमद् भागवत ११-२-२९) એટલા માટે એકલા એ આત્માને જ જાણી લો, બીજું બધું છોડો. (तमेव एकम् जानथ आत्मानम्, अन्या वाचो विमुञ्चथ - मुण्डक. २-२-५).

(લે. નિવૃત્ત અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ, ગુજરાત યુનિવર્સિટી).



વિસોબા પાસેથી દીક્ષા ગ્રહણ કર્યાના થોડાક દિવસ પછી નામદેવ એક જગ્યાએ ભોજન કરવા બેઠા. એટલામાં એક કૂતરો એમના મધ્યાહ્ન ભોજનની રોટલી લઈને ભાગ્યો. નામદેવ એ કૂતરાની પાછળ દોડ્યા, પરંતુ એમના હાથમાં લાઠી નહીં પણ ઘીનું પાત્ર હતું. એમણે કૂતરાને કહ્યું, "હે વિશ્વેશ્વર, આપ કોરી રોટલી કેમ ખાવા ઈચ્છો છો ? એને માટે થોડુંક ઘી પણ લેતા જાઓ, એથી રોટલી સ્વાદિષ્ટ બનશે."

તેઓ હવે આત્મસાક્ષાત્કારની અતિરેકાવસ્થા પામી ચૂક્યા હતા.

- સ્વામી શિવાનંદ (દિવ્યજીવન સંઘ)

# "હું પ્રકાશપુંજ છું"

- સ્વામી રામતીર્થ

સ્વામી રામતીર્થનું પૂર્વાશ્રમનું નામ હતું તીર્થરામ. પંજાબના ગુજરાંવાલામાં એક ગરીબ બ્રાહ્મણ પરિવારમાં ૧૮૭૩માં જન્મ થયો. માતા-પિતાનું એકમાત્ર સંતાન હોવાને કારણે પિતાને એમના પ્રત્યે સાંસારિક મહત્ત્વાકાંક્ષાઓ ઘણી હતી, છતાં વિલક્ષણ પ્રતિભા, તીવ્ર બુદ્ધિ અને વિદ્યાભ્યાસમાં આશ્ચયજનક સફળતા ધરાવનાર આ સુંદર, બુદ્ધિશાળી બાળક ૧૯૦૧માં ૨૮ વર્ષની ઉંમરે સાધુ થયા, ૧૯૦૨માં જાપાન અને અમેરિકામાં વેદાંત તથા ભક્તિનો સફળ પ્રચાર કર્યો, ૧૯૦૪માં ભારત પાછા ફર્યા, અને ૧૯૦૬માં ૩૩ વર્ષની અલ્પ આયુમાં સંસારમાંથી વિદાય થયા.

અમેરિકામાં અદ્વૈત વેદાંત વિષયક સેંકડો વ્યાખ્યાનો આપ્યાં, જેમાં સરળ રીતે ગૂઢ વિષયને તેઓ કેવી રીતે સમજાવતા તેના ઉદાહરણ રૂપે "હું પ્રકાશપુંજ છું." નામક વ્યાખ્યાન નીચે આપવામાં આવે છે.

## હું પ્રકાશપુંજ છું.

સાચો આત્મા કયો છે ? શરીર એ વાસ્તવિક આત્મા નથી. મન કે પ્રાણ પણ સાચો આત્મા ન હોઈ શકે. તમે કેવી રીતે જાણો છો કે સંસાર છે ? તમારી ચેતના દ્વારા, પણ તમારી ચેતના યે ત્રણ રૂપે પરિવર્તન થતી રહે છે : એક જાગૃત ચેતના છે, એક સ્વપ્ન ચેતના અને એક સુષુપ્તિ ચેતના. આપણી ચેતના એક રીતે થર્મોમીટર જેવી છે જેના વડે આપણને સંસારના દબાણ કે તાપની ખબર પડે છે.

જાગૃત ચેતના આપણને જણાવે છે કે આ સંસાર નક્કર, કઠોર અને નિયમોમાં બંધાયેલો છે. સ્વપ્ન-ચેતના આનાથી સર્વથા વિપરીત જણાવે છે, અને આપણા જીવનમાં સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાઓ પણ જાગૃત અવસ્થા જેટલી જ બળવાન છે. જીવનમાં આપણે જેટલો સમય જાગીએ છીએ લગભગ એટલો જ સમય ઊંઘીએ છીએ, શિશુ અવસ્થા તો એક પ્રકારે પૂર્ણતઃ નિદ્રાની અવસ્થા છે; અને જાગૃત અવસ્થાની ચેતના તો નિત્ય સુષુપ્તિ અથવા સ્વપ્ન-ચેતના દ્વારા પરાજિત થયા કરે છે. સંસારમાં બધાનો આ અનુભવ છે.

હવે, સત્યની પરિભાષાએ છે કે જે ત્રણે કાળમાં - ભૂત, વર્તમાન અને ભવિષ્ય બધામાં - સ્થિર રહે તે જ સત્ય છે. અહમ્ ભાવની દૃષ્ટિએ જાગૃત અવસ્થામાં ચેતનાનું શરીર સાથે તાદાત્મ્ય હોય છે. 'હું' કહેવાથી આપણને શરીરનો બોધ થાય છે. સ્વપ્નાવસ્તામાં આ 'હું' પૂર્ણ રૂપે બદલાઈ જાય છે. સ્વપ્નદૃષ્ટા અને જાગૃતદૃષ્ટા ભિન્ન ભિન્ન છે, એક નથી. આપણે ગરીબ નથી, છતાં સ્વપ્નમાં ગરીબ થઈ જઈએ છીએ. સ્વપ્નમાં પાણી પીએ છીએ, પણ જાગીને તરસ લાગે છે. સ્વપ્નમાં જંગલોમાં ભટકીએ છીએ, પણ જાગીએ ત્યારે આરામથી ખાટલા પર સૂતા હોઈએ છીએ. આથી જાગૃતદૃષ્ટા અને સ્વપ્નદૃષ્ટા વચ્ચેનો ભેદ સમજાય છે. સુષુપ્તિ-અવસ્થામાં ચેતનાનું વળી એક ત્રીજું રૂપ હોય છે. ત્યારે એ ચેતનાનું "કાંઈ નથી" સાથે તાદાત્મ્ય હોય છે. આપણે કહીએ છીએ કે આંજે તો એવા ઘસઘસાટ ઊંઘી ગયા કે સ્વપ્ન ન આવ્યું. ખરી રીતે, સુષુપ્તિ-અવસ્થામાં પણ કોઈ એવું તત્ત્વ આપણી અંદર વિદ્યમાન હોય છે કે જે ત્યારે પણ જાગતું હોય છે અને જે કદાપિ ઊંઘતું નથી. એ જ આપણો વાસ્તવિક આત્મા છે. એ ચેતનામાં દૃષ્ટા-દૃશ્ય નથી હોતું, આ જ શુદ્ધ ચેતના છે અને આ જ છે આપણો સાચો આત્મા.

જે કોઈ ગાઢ નિદ્રામાં હોય છે, તે જાગ્યા પછી એમ જ કહેવાનો કે આજે એક્કે સ્વપ્ન ન આવ્યું. હું કહું છું - વહાલા, જરા તારું આ કથન લખ તો ખરો કે આજે નિદ્રામાં ક્યાંય કંઈ ન હતું ! એ કથન તો ત્યારે જ સત્ય હોઈ શકે કે જ્યારે તમે પોતે એના સાક્ષ્ય બનો. જો તમે હકીકતમાં એ દશામાં ઉપસ્થિત નહોતા તો એવો દાવો કેમ કરી શકો કે મેં કોઈ સ્વપ્ન નથી જોયું ? નિસ્સંદેહ, તમારી અંદર કંઈક એવું તત્ત્વ છે કે જે સુષુપ્તિમાં પણ જાગતું રહે છે. તે જ તમારો વાસ્તવિક આત્મા, શુદ્ધ ચેતના, દશ્યરહિત ચેતના છે.

હવે બીજો ખેલ જુઓ - એ જ સુષુપ્તિ-અવસ્થા, એ જ અજ્ઞાનની અવસ્થામાંથી જગતનો આ આખો પસારો નીકળ્યો છે જેને આપણે જાગૃત-અવસ્થામાં નક્કર સંસાર કહીએ છીએ. આ વાતને તમે નદીઓના દાખલાથી સહેલાઈથી સમજી શકશો. એની પણ ત્રણ અવસ્થાઓ છે - (૧) પર્વતોનાં શિખરો ઉપર જામેલો હિમભંડાર, (૨) પર્વતો પર જ વિહાર કરનારા હિમભંડારમાંથી નીકળેલું નિર્મળ જળનું ઝરણું, (૩) પર્વતો ઉપરથી નીચે ઊતરીને એ ઝરણાનું મેદાનમાં માટી સાથે ભળીને નદી રૂપે વહેવું, નદીની આ ત્રણ અવસ્થાઓ બધા જાણે છે.

નદીની પ્રથમ અવસ્થાનો સૂત્રપાત ત્યારે થાય છે કે જ્યારે સૂર્યનાં પ્રખર કિરણો અમુક સમય સુધી એ હિમશિલાઓ પર ચળક્યા કરે, અને હિમ પીગળીને નિર્મળ જળધારાઓ રૂપે વહેવા માંડે. આ જ જળધારાઓ ભેગી મળીને પર્વતો પરથી નીચે ઊતર્યા પછી નદી કહેવાય છે. અહીંયાં ધ્યાન આપવાની વાત એ છે કે હિમશિલાઓ પર સૂર્ય પ્રકાશે છે છતાં સૂર્યનું જરીકે પ્રતિબિંબ નથી પડતું. આનાથી વિપરીત બીજી અવસ્થાનાં ઝરણાંમાં તથા ત્રીજી અવસ્થાની નદીમાં સૂર્યનું પ્રતિબિંબ સ્પષ્ટ દેખાય છે. ઝરણાંની ગતિ ચંચળ હોવાને લીધે સૂર્યના પ્રતિબિંબમાં પણ ચંચળતા રહે છે, જ્યારે નદીની ગતિ અપેક્ષાકૃત મંદ હોવાને લીધે પ્રતિબિંબમાં કંઈક સ્થિરતા દેખાય છે. બીજી વિશેષતા એ છે કે પર્વત પર વહેતાં ઝરણાંમાં ખૂબ સૌંદર્ય હોય છે, પરંતુ ઝરણાંનું જીવનને માટે કાંઈ જ વ્યાવહારિક મૂલ્ય નથી. આનાથી ઉલટું મેદાનોમાં નદીની ગતિ મંદ હોય છે, પરંતુ આપણા જીવન માટે નદીની ઉપયોગિતા વધી જાય છે. નૌકાઓ દ્વારા આવાગમનની સગવડ થાય છે, નદીઓમાંથી નહેરો ખોદીને ખેતરોમાં સિંચાઈ કરવામાં આવે છે.

હવે, નદીની ત્રણ અવસ્થાઓ સાથે જીવનની ત્રણ દશાઓ - જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ-ની તુલના કરો. એને સ્થૂલ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીર પણ કહેવામાં આવે છે. જેમ હિમશિલાઓ પર પ્રાકૃત સૂર્ય થોડી વાર માટે પ્રકાશે તો એ હિમશિલાઓમાં ગર્ભિત નદી નિર્ઝરરૂપે વહેતી થઈ જાય છે, બરોબર તે જ રીતે સૂર્યોનો સૂર્ય અર્થાત્ આપણો વાસ્તવિક આત્મા કે જે સર્વથા નિર્વિકાર, અવ્યક્ત, શુદ્ધ સાક્ષીરૂપ છે, તે જ્યારે થોડી વાર માટે સુષુપ્તિ-અવસ્થાના એ "કાંઈ નથી" ઉપર, જેને બીજા શબ્દોમાં "માયા" કહીએ છીએ, પ્રકાશે છે ત્યારે એમાંથી સ્વપ્ન જગતનો સૂત્રપાત થાય છે. સુષુપ્તિ-અવસ્થામાં જરા પણ અહંકાર, અહંબુદ્ધિ નથી હોતી, પણ સ્વપ્ન જગતમાં દૃષ્ટા અને દશ્યનો ભેદ હોય છે; જે જુએ, અનુભવે તે દૃષ્ટા, અને જે દેખાય, અનુભવાય તે દશ્ય.

હવે વિચાર કરો, સ્વપ્ન-જગત અને જાગૃત જગતના અનુભવોમાં શો સંબંધ હોઈ શકે ? જેમ શરૂઆતમાં એક આછું ઝરણું હોય છે કે જે આગળ વધીને એક વિશાળ નદી બને છે; અથવા જેમ એક નાનકડો છોડ વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરે છે તે જ રીતે સ્વપ્ન-જગત પછી આપણને જાગૃત-જગતનો અનુભવ થાય છે. સ્વપ્ન સૂક્ષ્મ હોય છે, અને જાગૃત સ્થૂળ. સુષુપ્તિમાં તો કોઈ જાતનો અહંકાર કે હુંપણું નથી રહેતું, પરંતુ સ્વપ્ન અને જાગૃત બંન્નેમાં એ 'હું

પણું' સ્પષ્ટ હોય છે. સ્વપ્નમાં અને જાગૃતમાં આપણા અંતઃકરણમાં એ અચિંત્ય આત્મા, પરમાત્માનું પ્રતિબિંબ પડે છે જે "હું-હું", "હું-આ", "હું-પેલો" એમ બોલે છે. આ માત્ર પ્રતિબિંબ છે. આપણો વાસ્તવિક આત્મા તો નિર્વિકાર, ન જાગતો કે ન ઊંઘતો એવો આત્મા છે. સ્વપ્નમાં અનેક પ્રકારની વસ્તુઓ જોઈએ છીએ, કોઈપણ વસ્તુને જોવા માટે પ્રકાશ જોઈએ. હવે સ્વપ્નમાં શેનો પ્રકાશ હોય છે ? સૂર્યનો, ચંદ્રનો કે તારાનો જેનાથી વસ્તુઓને જોઈએ છીએ ? ના, ત્યાં સૂર્ય-ચંદ્ર તો હોતા જ નથી. તો પછી શેના પ્રકાશમાં જોઈએ છીએ ? એ છે આપણો આત્મા, વાસ્તવિક આત્માનો પ્રકાશ છે. આત્મા વિશુદ્ધ પ્રકાશરૂપ છે. એના જ પ્રકાશમાં આપણે સ્વપ્નની ચીજોને જોઈએ છીએ અને એના જ પ્રકાશમાં જાગૃતિની ચીજોને જોઈએ છીએ. એ જ પ્રકાશ સુષુપ્તિના અંધકાર અજ્ઞાન ઉપર નિર્દ્વંદ્વ થઈને પ્રકાશ્યા કરે છે. આ પ્રકાશ નિત્ય, શાશ્વત, સનાતન છે. એમાં કદાપિ વિકાર, પરિવર્તન નથી થતું. જીવનની આ ત્રણે અવસ્થાઓ એની સામે જતી-આવતી અને પ્રકાશિત થતી રહે છે. સ્વપ્નમાં જો તમે ચંદ્ર જુઓ તો એ ચંદ્ર તથા એનો પ્રકાશ બંન્ને પોતાના અસ્તિત્ત્વ માટે આ સર્વ પ્રકાશોના પ્રકાશ એવા આત્મારૂપી દેવના ઋણી છે. ચાલો, આજે બરાબર સિદ્ધ થઈ ગયું કે તમે પોતે જ પ્રકાશોના પ્રકાશ, પ્રકાશપુંજ છો; જેમ નદીઓના દાખલામાં નિર્વિવાદ રીતે સિદ્ધ છે કે જે સૂર્ય નદીઓના ઉદ્‌ગમમાં પ્રકાશે છે તે જ મધ્યમ પ્રવાહમાં તેમ જ છેડે પણ પ્રકાશે છે. એ જ પ્રમાણે આપણો વાસ્તવિક આત્મા સુષુપ્તિ-સ્વપ્ન-જાગૃત અવસ્થાઓમાં સમાન રૂપે પ્રકાશે છે, એ જ અવિનશ્વર આત્મા તમે છો. તમારા "હું"નું એ જ અંતરંગ સત્ય, વાસ્તવિક આત્મા સાથે તાદાત્મ્ય સાધો. પૂર્ણ હૃદયપૂર્વક તમારી જાતને પ્રકાશપુંજ તરીકે અનુભવો, પછી જોઈ શકશો કે તમે પોતે જ આનંદના, જ્ઞાનના આદિ સ્ત્રોત છો. જો તમે આખી જિંદગી સુધી તમારી જાતનું શરીર, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર સાથે તાદાત્મ્ય અનુભવ્યા કરશો તો કંઈ પણ નહીં મેળવી શકો.

જે પ્રાકૃત સૂર્ય એક નદીના ઉદ્‌ગમ, મધ્ય અને અંતમાં પ્રકાશે છે, તે જ સંસારની બધી નદીઓના ઉદ્‌ગમ, મધ્ય, અંતમાં પ્રકાશે છે. તે જ રીતે તમારા અંતરનો પ્રકાશપુંજ, વાસ્તવિક આત્મા સંસારના બધા જ મનુષ્યોની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થાઓમાં પ્રકાશે છે. ખરી રીતે આ પ્રકાશ જ સર્વસ્વ છે. એ જે વસ્તુઓમાં પ્રકાશે છે તેનાથી પૃથક્ નથી. બસ, તમે પ્રકાશોના પ્રકાશ છો, સદા એ જ ધ્યાન કરો કે તમે પ્રકાશપુંજ છો. હું એ જ અચિંત્ય આત્મા છું. હું પ્રકાશોનો પ્રકાશ છું. એ જ પ્રકાશ, અદ્વય પ્રકાશ સાથે તાદાત્મ્ય કેળવો. એ જ તમારું મૂળ સ્વરૂપ છે. જ્યારે સ્વયમ્ પ્રકાશપુંજ છો પછી ભય, શંકા, શોક શેનાં ? બધું જતું રહ્યું ! હું કેવળ એક, અનંત પ્રકાશ, શાશ્વત, નિર્વિકાર, ત્રિકાલાબાધિત સત્ય અને સનાતન છું, હું પ્રકાશપુંજ છું. પછી આખો સંસાર એ જ અનંત પ્રકાશમાં લહેરો, તરંતો, વમળોની જેમ તરતો રહેશે. હું પ્રકાશપુંજ છું. ૐ ! ૐ ! ૐ !



જૂન ૧૯૦૬માં સ્વામી રામતીર્થે હિમાલય (વસિષ્ઠ આશ્રમ)માંથી લખેલા એક પત્રના કેટલાક અંશો :

બ્રહ્મભાવમાં સ્થિત થયા પછી આ સમસ્ત સંસાર જ સૌંદર્યનું સ્ફુરણ, આહ્લાદનો પ્રકાશ, આનંદના પૂર જેવો બની જાય છે. જ્યારે દૃષ્ટિની સસીમતા નાશ પામી ત્યાં પછી આપણે માટે અસુંદર કશુંયે નથી રહેતું. આખોયે સંસાર

નિર્મળ અને સુંદર થઈ જાય છે. પ્રકૃતિ સાચે જ આપણા હાથ-પગ અને અન્ય ઇંદ્રિયોની માફક કામ કરવા માંડે છે.

આત્મા એ જ આનંદ છે, એ જ બધું છે. તેથી આત્મસાક્ષાત્કારનો અર્થ એ છે કે આપણા જ આત્માને સચ્ચિદાનંદરૂપ માનીએ, જે સંપૂર્ણ સંસારમાં પડદાઓમાં ઝળકે છે.

અખિલ બ્રહ્માંડ, મારા આત્માનું સ્થૂળ રૂપ હોવાને કારણે અત્યંત મીઠું, સ્વયમ્ સાક્ષાત્ માધુર્ય છે. પછી કોને દોષ દઉં ? અને કોની ટીકા કરું ?

ઓ પરમ સુખ ! બધું જ હું જ છું ! ઓમ્ !

સફળતા અને વિફળતા વિષે આધ્યાત્મિક નિયમ તદ્દન સ્પષ્ટ છે. વેદોએ એને કેવી સુંદર રીતે વ્યક્ત કર્યું છે! - જ્યાં કોઈએ હૃદયના અંતસ્તલમાં નાની-મોટી કોઈ વસ્તુ પર પોતાનું દિલ જમાવ્યું, એને સત્ય માની, પોતાના વિશ્વાસયોગ્ય ગણી કે બસ, અનિવાર્યતઃ કાં તો એ પદાર્થ એને છોડી દેશે અથવા દેશે દગો. આ નિયમ ગુરુત્વાકર્ષણના નિયમ કરતાં પણ વધારે નક્કર, અધિક સત્ય છે. એકમાત્ર સત્ય-સ્વરૂપ આત્મરૂપ ભગવાન આપણને મારી મારીને સંસારની અનિત્યતાનો પાઠ ભણાવ્યા કરે છે કે જેથી આપણે કોઈ પણ વસ્તુને સત્ય માનીને કદાપિ એના ભ્રમમાં ન પડીએ ..... જ્યાં સુધી કોઈ પણ પ્રકારની કોઈ પણ ઈચ્છા કે વાસના મનુષ્યના હૃદયમાં વાસ કરે છે, ત્યાં સુદી આત્મસાક્ષાત્કાર ન થઈ શકે, ન થઈ શકે. અટલ સત્ય. ધ્રુવ નિયમ.



પરમાત્મા સર્વત્ર હોવાથી અહીંયાં છે, ત્રણે કાળે હોવાથી અત્યારે છે, સર્વાત્મા હોવાથી આપણામાં છે; એટલા માટે અહીયાં છે તેથી એમને પ્રાપ્ત કરવા માટે બીજે જવાની, અત્યારે છે તેથી ભવિષ્યમાં રાહ જોવાની, આપણામાં છે તેથી બહાર શોધવાની કે કોઈને મળવાની જરૂર નથી. આપણા હોવાને લીધે સહજ સ્વાભાવિક 'પ્રિયતા' છે, તેમ છતાં કોઈ પણ પ્રકારે પરમાત્મા સાથે એક વાર સંબંધ જોડી જુઓ - જ્ઞાન કે બુદ્ધિ દ્વારા, કે જીભથી નામોચ્ચારણ દ્વારા, તમારું કાર્ય સંપૂર્ણ થશે જ.

- પરિવ્રાજક.

# ચિત્‌શકિત વિલાસ

- સ્વામી મુક્તાનંદજી (ગણેશપુરી)

(પ્રસિદ્ધ સિદ્ધ મહાત્મા શ્રી નિત્યાનંદજીના શિષ્ય શ્રી મુક્તાનંદજી પરમહંસ હતા. એમના પુસ્તક 'ચિત્‌શક્તિ - વિલાસ'માં એમના સમગ્ર આધ્યાત્મિક જીવનનું વૃત્તાંત છે. ગુરુદેવમાં અતૂટ શ્રદ્ધા, ઉત્તરોત્તર પ્રગતિથી ચરમ અવસ્થાની પ્રાપ્તિ તથા ક્રમશઃ યોગસાધનાનું વિવરણ છે. એમની ગુરુનિષ્ઠાના કેટલાક શબ્દો તથા સાધનાનું કેટલુંક વિવરણ પ્રસ્તુત છે.)

"સાધારણ સિદ્ધિઓ ધ્યાનમાં જલ્દી પ્રાપ્ત થાય છે. પરંતુ ઉચ્ચ સાધક પૂર્ણતાનો જ અભિલાષી છે અને સાચો ગુરુપુત્ર છે. તે આ સિદ્ધિઓને કંઈ નથી ગણતો, કે ન તો કોઈ બીજાને પોતાની સિદ્ધિઓની પ્રાપ્તિ વિષે કંઈ જણાવે છે. ધ્યાનયોગના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ ! મહાન ગુરુભક્તિથી તમારા અંતરમાં પ્રત્યક્ષ ક્રિયાશીલ થઈને રહેનારી ગુરુકૃપા-શક્તિને સમ્માનથી રાખો. તમારું મહત્ત્વ, તમારી ગંભીરતા, તમારી નિષ્ઠા અને પુણ્યમય શરીરને સદૈવ પૂરેપૂરા ખ્યાલમાં રાખજો."

"મુક્તાનંદ આટલું સત્ય કહે છે કે શ્રીગુરુ પૂરેપૂરા તમારા છે, પરંતુ તમે પૂરેપૂરા એમના નથી થયા. તેઓ તમારાથી કિંચિત પણ દૂર નથી, તમે જ એમનાથી દૂર છો. આ જ કારણે અંતરના નિત્ય નવીન સાક્ષાત્કારથી તમે થોડાક દૂર થઈ જાઓ છો."

"હે ગુરુદેવ ! તું મારા પૂર્વમાં, તું મારી પશ્ચિમમાં, તું મારા ઉત્તર અને દક્ષિણમાં છે. હે સદ્‌ગુરુ ! તું મારી આંખમાં, તું મારા કાનમાં, તું મારા નાકમાં, તું મારા મુખમાં છે. હે કૃપાદાતા સદ્‌ગુરુનાથ ! તું કંઠમાં, તું બાહુમાં, તું છાતીમાં, તું પીઠમાં, તું પેટમાં. હે ગુરુમાતા ! હે ગુરુપિતા ! તું મારી જંઘામાં, તું મારા પગમાં, તું મારા ચરણોમાં. હે મારા બાબા ! તું મારામાં, હું તારામાં અને જે તારા-મારામાં રૂપ-આકારનો ભેદ છે તેમાં પણ તું જ છે."

"આવું ધ્યાન થતાં થતાં હું એક દિવ્ય આનંદમાં ડોલ્યા કરતો. આ રીતે ધ્યાનની માત્રા પૂરી થઈ જતી. બાહ્ય હોશ આવી જતા. આસનને જરાક ઢીલું કરીને પગ પર હાથ ફેરવતો. આમતેમ ફરતો. ધ્યાનમાં બેસવા માટેનો મારો વિશેષ ક્રમ એવો હતો કે હું ચારે દિશાઓને ગુરુરૂપ અને પરાશક્તિરૂપ માનીને નમસ્કાર કરતો. જે આસન પર બેસતો એને ગુરુપીઠ ચાદર નહોતો માનતો. મારી ઉપર-નીચે, સર્વત્ર ચિતિની વ્યાપ્તિ જોતો. બધાંને મનોમન નમસ્કાર કરીને બેસતો. આ જ પ્રમાણે જ્યારે હું ધ્યાનમાંથી ઊભો થતો ત્યારે મારા આસનનો સ્પર્શ કર્યા પછી એને નમસ્કાર કરતો."

"ચિત્ત-સંગ્રહને વધારો, ઘટાડો નહિ. કુકર્મી, કુદૃષ્ટિવાળા, દુરાચારી, ભ્રષ્ટપ્રવૃત્તિશીલ વ્યક્તિની વાતો સાંભળીને સાધનની મહત્તાને ઓછી ન કરો. જો એવા કોઈ પાખંડીનો સંગ પ્રાપ્ત થાય, જો એ તમને ઊંધી-ચત્તી વાતો કરે તો એના મોં પર થૂંકી દો અને આંખો મીંચીને પ્રાર્થના કરો - "હે સદ્‌ગુરુ ! આપ જ પરમપિતા છો. આપ જ મારી માતા છો. મને બચાવો."

"જ્ઞાનેશ્વર ઉવાચ - નયનની વચ્ચે જે પુરુષ રહે છે એને જે મનુષ્ય જુએ છે, એના ચરણોને હું મારું નિવાસસ્થાન બનાવીશ. નયન વચ્ચે સ્થિત દિવ્ય નીલજ્યોતિને જે ગુહ્ય ભાવે જોઈ લે છે એના સ્વરૂપનું હું નિરંતર ધ્યાન કરીશ. હે જનો ! નયનોના શૂન્યમાં જે નીલ છે એને જે જુએ છે તે જ ધન્ય અને ભાગ્યવાન છે."



# શ્રીમદ્ ભાગવત

- વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ

अध्याय श्लोक : अवतारकथाप्रश्ने तृतीये तूत्तराभिधा ॥
पुरुषाद्यवतारोक्त्या तत्तच्चारित्र वर्णने ॥ १ ॥

सूत उवाच ॥ जगृहे पौरुषं रूपं भगवान्महदादिभिः ॥

અધ્યાય - ૩ : અધ્યાય શ્લોક : ત્રીજા અધ્યાયમાં (ભગવાના) અવતારોની કથાના પ્રશ્નમાં પુરુષાવતાર જેના આરંભમાં છે તેવા અવતારોની કથા અને તેના ચરિત્રોના વર્ણન દ્વારા ઉત્તર કહે છે ॥ ૧॥

मू.श्लो. संभूतं षोडशकलमादौ लोकसिसृक्षया ॥ १ ॥

श्री.दी. यदुक्तं 'अथाख्याहि हरेर्धीमन्नवतारकथाः शुभाः' इति तदुत्तरत्वेनावतारानुक्रमिष्यन्प्रथमं पुरुषावतारमाह - जगृह इति पञ्चभिः ।

महदादिभिर्महदहङ्कारपञ्चतन्मात्रैः संभूतं सुनिष्पन्नम् । एकादशेन्द्रियाणि पञ्च महाभूतानीति षोडश कला अंशा यस्मिन् । यद्यपि भगवद्विग्रहो नैवंभूतस्तथापि विराड्जीवान्तर्यामिणो भगवतो विराड्रुपेणोपासनार्थमेवमुक्तमिति द्रष्टव्यम् ॥ १ ॥

અનુવાદ : સૂતજી કહે છે - (સર્ગના) આરંભમાં ભગવાને મહત્તત્ત્વ વગેરે (અર્થાત્ અહંકાર અને પાંચ તન્માત્રાઓ) વડે રચાયેલું તથા અગિયાર ઈન્દ્રિયો અને પંચમહાભૂતરૂપ સોળ કળાવાળું પુરુષનું રૂપ ધારણ કર્યું ॥૧॥

શ્રી.દી.: અવતરણિકા - જે કહેવામાં આવ્યું કે - "હે બુદ્ધિમાન સૂતજી, શ્રીહરિની મંગલમયી અવતાર-કથાઓનું આપ હવે વર્ણન કરો." તેના ઉત્તર રૂપે અવતારો ગણાવતાં પ્રથમ પુરુષાવતારનું વર્ણન કરે છે. 'जगृहे' થી પાંચ શ્લોકો દ્વારા (તે કહે છે). 'महदादिभिः' મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ) વડે 'सम्भूतम्' સારી રીતે નિષ્પન્ન થયેલું (બંધાયેલું, રચાયેલું), અગિયાર ઈન્દ્રિયો (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને મન) તથા પંચમહાભૂતરૂપ સોળ કળા, અંશો જેમાં છે તેવું - જોકે ભગવાનનું શરીર આવું ન હોવા છતાં પણ વિરાડ્જીવ (બ્રહ્માજી)ના અંતર્યામી ભગવાનની વિરાડ્રૂપે ઉપાસના માટે જ આમ કહ્યું છે તેમ સમજવું ॥૧॥

मू.श्लो. यस्माम्भसि शयानस्य योगनिद्रां वितन्वतः ॥
नाभिह्रदाम्बुजादासीद्ब्रह्मा विश्वसृजां पतिः ॥ २ ॥

श्री.दी. कोऽसौ भगवानित्यपेक्षायां तं विशिनष्टि । यस्याम्भसि एकार्णवे शयानस्य विश्रान्तस्य । तत्र च योगः समाधिस्तद्रूपां निद्रां विस्तारयतो नाभिरेव ह्रदस्तस्मिन्यदम्बुजं तस्मात्सकाशाद्ब्रह्मासीदभूत्पाद्मे कल्पे । स पौरुषं रूपं जगृहे ॥ २ ॥

અનુવાદ : જલમાં પોઢેલા, યોગનિદ્રાનો વિસ્તાર કરનારા એવા જે ભગવાનના નાભિરૂપ સરોવરના કમળમાંથી પ્રજાપતિઓના અધિપતિ બ્રહ્માજી ઉત્પન્ન થયા ॥૨॥

શ્રી.દી.: આ ભગવાન કોણ છે એવી અપેક્ષા થાય તો તે ભગવાનને વિશેષણપૂર્વક કહે છે. 'यस्याम्भसि' એક સમુદ્રમાં 'शयानस्य' વિશ્રામ કરતા, જેના, અને ત્યાં 'योग:' એટલે કે સમાધિરૂપ 'निद्राम्' નિદ્રાનો વિસ્તાર કરનારા 'नाभि:' નાભિ એજ 'हृद:' સરોવર, તેમાં જે કમળ છે તે કમળમાંથી બ્રહ્માજી 'आसीत्' ઉત્પન્ન થયા. પાદ્મકલ્પમાં તેમણે પુરુષરૂપ ધારણ કર્યું ॥૨॥

મૂ.શ્લો. यस्यावयवसंस्थानैः कल्पितो लोकविस्तरः।
तद्वै भगवतो रूपं विशुद्धं सत्त्वमूर्जितम्॥ ३ ॥

શ્રી.દી. कीदृशं रूपं तदाह – यस्येति। ननु कीदृशो विग्रहस्तस्य योऽम्भसि शेते स्म तदाह। तत्तस्य भगवतो रूपं तु विशुद्धं रजआदिगुणान्तरेणासंभिन्नमत एवोर्जितं निरतिशयं सत्त्वम्. ॥ ३ ॥

અનુવાદ : જેના અવયવોનાં સ્થાનોમાં સમસ્ત લોકોના વિસ્તારની કલ્પના કરવામાં આવી છે, ભગવાનનું વિશુદ્ધ સત્ત્વમય શ્રેષ્ઠ તે જ રૂપ છે. ॥૩॥

શ્રી.દી. : કેવું રૂપ તે કહે છે - 'यस्य इति।' કોઈ પ્રશ્ન કરે કે તેનું શરીર કેવું છે ? તો ઉત્તરમાં કહે છે કે જળમાં જે પોઢ્યા છે તેવું તેમનું સ્વરૂપ છે. 'तद्' તે ભગવાનનું રૂપ રજોગુણ તથા તમોગુણ, એવા સત્ત્વ સિવાયના બીજા ગુણોથી મિશ્ર થયા વગરનું વિશુદ્ધ છે, અને આથી જ બલવાન (શ્રેષ્ઠ) છે. ॥૩॥

મૂ.શ્લો. पश्यन्त्यदो रूपमदभ्रचक्षुषा सहस्रपादोरुभुजाननाद्भुतम्।
सहस्रमूर्धश्रवणाक्षिनासिकं सहस्रमौल्यम्बरकुण्डलोल्लसत् ॥ ४ ॥

શ્રી.દી. एतच्च योगिनां प्रत्यक्षमित्याह – पश्यन्तीति। अदभ्रमनल्पं ज्ञानात्मकं यच्चक्षुस्तेन। सहस्रमपरिमितानि यानि पादादीनि तैरद्भुतम्। सहस्रं मूर्धादयो यस्मिंस्तत्। सहस्रं यानि मौल्यादीनि तरुल्लसच्छोभमानम् ॥ ४ ॥

અનુવાદ : યોગીજનો એ રૂપને વિશાળ (જ્ઞાનાત્મક) ચક્ષુ વડે હજારો ચરણ, હજારો ઊરુ, હજારો ભુજા, હજારો મુખથી અદ્‌ભુત, હજારો મસ્તક, હજારો કર્ણ, નેત્ર અને નાસિકાવાળું, હજારો મુકુટ, વસ્ત્ર અને કુંડલોથી શોભાયમાન એવા ભગવદ્-રૂપને નિરખે છે. ॥૪॥

શ્રી.દી.: અને આ રૂપ યોગીઓ માટે પ્રત્યક્ષ છે તેમ કહે છે 'पश्यन्ति इति।' અલ્પ નહીં તેવા, જ્ઞાનાત્મક ચક્ષુ, તેના વડે 'सहस्रम्' એટલે અપરિમિત, જેને અનેક ચરણો વગેરે છે, તેના વડે અદ્‌ભુત, અનેક મસ્તક વગેરે જેમાં છે તે જેને હજારો મુકુટ વગેરે છે, તે વડે 'उल्लसात्' શોભાયમાન. ॥૪॥

મૂ.શ્લો. एतन्नानावताराणां निधानं बीजमव्ययम्।
यस्यांशांशेन सृज्यन्ते देवतिर्यङ्नरादयः ॥ ५ ॥

શ્રી.દી. एतत्तु कूटस्थं न त्वन्यावतारवदाविर्भाववदित्याह – एतदिति। एतदादि नारायणरूपम्। निधीयतेऽस्मिन्निति निधानम्। कार्यावसाने प्रवेशस्थानमित्यर्थः। बीजमुद्गमस्थानम्। बीजत्वेऽपि नान्यबीजतुल्यं किंत्वव्ययम्। न केवलमवताराणामेव बीजं किंतु सर्वप्राणिनामपीत्याह। यस्यांशो

ब्रह्मा तस्यांशो मरीच्यादिस्तेन ॥ ५ ॥

અનુવાદ : ભગવાનનું એ આદિ નારાયણરૂપ અનેક અવતારોનું (જગતને અંતે) સમાવાનું સ્થાનક છે, ઉત્પન્ન થવાનું સ્થાનક છે અને તે નાશરહિત છે, કે જે નારાયણના અંશના અંશ વડે દેવતા, પશુ-પક્ષી અને મનુષ્ય વગેરેના અવતારો સર્જાય છે.।।૫।।

શ્રી.દી. : અવતરણિકા : આ (ભગવાનનું આદિનારાયણ રૂપ) કૂટસ્થ (અર્થાત્ નિર્વિકાર, સદૈવ એકરૂપ, લય તથા વિક્ષેપશૂન્ય) છે. પરંતુ અન્ય અવતારોની જેમ આવિર્ભાવ, તિરોભાવવાળું નથી, તે કહે છે - 'इतद् इति।' 'एतद्' આદિ નારાયણરૂપ, જેમાં સમાઈ સ્થાપિત થઈ જાય છે તે 'निधानम्' કાર્યની સમાપ્તિમાં જેમાં બધું જ પ્રવેશ પામે (વિલીન થઈ જાય) તેવું પ્રવેશસ્થાન, તેવો અર્થ છે. 'बीजम्' ઉદ્ગમસ્થાન, બીજરૂપ હોવા છતાં અન્ય બીજ જેવું નહીં, પરંતુ 'अव्ययम्' અવિનાશી, કેવલ અવતારોનું જ બીજ નહીં પરંતુ પ્રાણીમાત્રનું બીજ - એમ કહે છે. 'यस्यांश' જેનો અંશ બ્રહ્માજી છે, તેમનો અંશ મરીચિ વગેરે ઋષિઓ છે, તેમના દ્વારા (અવતારો સર્જાય છે) ।।૫।।

મૂ.શ્લો. स एव प्रथमं देवः कौमारं सर्गमास्थितः ।

चचार दुश्चरं ब्रह्मा ब्रह्मचर्यमखण्डितम् ॥ ६ ॥

શ્રી.દી. सनत्कुमाराद्यवतारं तच्चरित्रं चाह – स एवेति। कौमार आर्षः प्राजापत्यो मानव इत्यादीनि सर्गविशेषनामानि। यः पौरुषं रूपं जगृहे स एव देवः कौमाराख्यं सर्गमास्थितः सन् ब्रह्मा ब्राह्मणो भूत्वा ब्रह्मचर्यं चचार। प्रथमद्वितीयादिशब्दा निर्देशमात्रापेक्षया ॥ ६ ॥

અનુવાદ : (જેણે પુરુષનું રૂપ ગ્રહણ કર્યું) તે જ ભગવાને પહેલા અવતારે કુમારની સૃષ્ટિમાં બ્રાહ્મણ થઈ અત્યંત કઠિન અખંડિત બ્રહ્મચર્ય (વ્રત) પાળ્યું.।।૬।।

શ્રી.દી. : અવતરણિકા : સનત્કુમારોનો (સનક, સનન્દન, સનત્, સનાતન) અવતાર તથા તેમનું ચરિત્ર કહે છે - 'स एव देवः' એ જ ભગવાને કૌમાર નામની 'सर्गमास्थितः' સૃષ્ટિમાં સ્થિર થઈને 'ब्रह्मा' બ્રાહ્મણ થઈ, 'ब्रह्मचर्य चचार' બ્રહ્મચર્ય પાળ્યું. પ્રથમ, દ્વિતીય વગેરે શબ્દો માત્ર નિર્દેશ કરવા માટેની અપેક્ષાથી છે. (કારણકે અવતારો અનંત છે.)।।૬।।

મૂ.શ્લો. द्वितीयं तु भवायास्य रसातलगतां महीम्।

उद्धरिष्यन्नुपादत्त यज्ञेशः सौकरं वपुः ॥ ७ ॥

શ્રી.દી. वराहावतारमाह – द्वितीयमिति। अस्य विश्वस्य भवायोद्भवाय महीमुद्धरिष्यन्निति कर्मोक्तिः। एवं सर्वत्रावतारस्तत्कर्म चौक्तमित्यनुसंधेयम् ॥ ७ ॥

અનુવાદ : બીજા અવતારે વિશ્વની ઉત્પત્તિ માટે રસાતલમાં જતી રહેલી પૃથ્વીનો ઉદ્ધાર કરવા યજ્ઞના ઈશ્વર એવા પ્રભુએ વરાહનું શરીર ધારણ કર્યું. ।।૭।।

શ્રી.દી. : અવતરણિકા : વરાહ અવતારને કહે છે - 'द्वितीयम् इति।' 'अस्य' વિશ્વની 'भवाय' ઉત્પત્તિ માટે 'महीम् उद्धरिष्यन्' પૃથ્વીનો ઉદ્ધાર કરનાર - આ રીતે કર્મનું કથન છે. આ પ્રમાણે બધે અવતાર

અને તેનું કર્મ કહે છે તેમ અનુસંધાન રાખવું.॥૭॥

મૂ.શ્લો. तृतीयमृषिसर्गं च देवर्षित्वमुपेत्य सः ।
तन्त्रं सात्वतमाचष्ट नैष्कर्म्यं कर्मणां यतः ॥ ८ ॥

શ્રી.દી. नारदावतारमाह – तृतीयमिति। ऋषिसर्गमुपेत्य तत्र च देवर्षित्वमुपेत्यर्थः। सात्वतं वैष्णवं तन्त्रं पञ्चरात्रागममाचष्टोक्तवान्। यतस्तन्त्रात्। निर्गतं कर्मत्वं बन्धहेतुत्वं येभ्यस्तानि निष्कर्माणि तेषां भावो नैष्कर्म्यम्। कर्मणामेव मोचकत्वं यतो भवति तदाचष्टेत्यर्थः ॥ ८ ॥

અનુવાદ : ત્રીજે અવતારે ઋષિ સૃષ્ટિ પ્રાપ્ત કરીને દેવર્ષિ પણાને પામીને તેમણે (ભગવાને) વૈષ્ણવતંત્ર કહ્યું, જેનાથી કર્મોનું નિષ્કર્મપણું થાય છે. ॥૮॥

શ્રી.દી. : અવતરણિકા : નારદ અવતાર કહે છે. 'तृतीयम् इति।' 'ऋषिसर्गम् उपेत्य' ઋષિસૃષ્ટિ પ્રાપ્ત કરીને તેમાં 'देवर्षित्वम् उपेत्य' દેવર્ષિપણું પામીને - આમ અર્થ છે. 'सात्वतम्' વૈષ્ણવ 'तंत्रम्' શાસ્ત્ર, નારદ પંચરાત્ર નામનું શાસ્ત્ર 'आचष्ट' કહ્યું. જે તંત્રથી બંધનના હેતુરૂપ કર્મપણું જેમાંથી દૂર થયું છે તેવાં કર્મો તે નિષ્કર્મો - તેવાં નિષ્કામ કર્મોનો ભાવ તે નૈષ્કર્મ્ય. કર્મો જ કર્મના બંધનમાંથી મુક્તિ આપનારાં જેનાથી બને તે કહ્યું એમ અર્થ છે. ॥૮॥

મૂ.શ્લો. तुर्ये धर्मकलासर्गे नरनारायणावृषी ।
भूत्वात्मोपशमोपेतमकरोद्दुश्चरं तपः ॥ ९ ॥

શ્રી.દી. नरनारायणावतारमाह – तुर्ये इति।

तुर्ये चतुर्थेऽवतारे। धर्मस्य कला अंशः। भार्येत्यर्थः। 'अर्धो वा एष आत्मनो यत्पत्नी' इति श्रुतेः। तस्याः सर्गे। ऋषी भूत्वेत्येकावतारत्वं दर्शयति ॥ ९ ॥

અનુવાદ : ચોથા અવતારમાં ધર્મની પત્ની (મૂર્તિ) દ્વારા થતી સૃષ્ટિમાં નર અને નારાયણ નામના (બે) ઋષિઓ થઈને મનની શાંતિથી યુક્ત અત્યંત કઠિન તપ કર્યું ॥૯॥

શ્રી.દી. : નર-નારાયણ અવતાર કહે છે. 'तुर्य इति।' 'तुर्ये' ચોથા અવતારમાં ધર્મની 'कला' અંશ, ભાર્યા આમ અર્થ છે. "અથવા તો આ શરીરનું અર્ધું અંગ, જે પત્ની છે.)" આમ શ્રુતિનું (વાક્ય છે.) તેનાથી (ધર્મની પત્નીથી) થયેલી સૃષ્ટિમાં ઋષિ થઈને - આ રીતે બે ઋષિઓનો અવતાર હોવા છતાં એક અવતાર કહે છે.॥૯॥

મૂ.શ્લો. पञ्चमः कपिलो नाम सिध्देशः कालविप्लुतम्। प्रोवाचासुरये सांख्यं तत्त्वग्रामविनिर्णयम् ॥ १० ॥

શ્રી.દી. कपिलावतारमाह – पञ्चम इति। आसुरये तन्नाम्ने ब्राह्मणाय। तत्त्वानां ग्रामस्य सङ्घस्य विनिर्णयो यस्मिन् शास्त्रे तत्सांख्यम् ॥ १० ॥

અનુવાદ : પાંચમો અવતાર સિદ્ધોના ઈશ્વર કપિલના નામે થયો. તેમણે આસુરિ નામના બ્રાહ્મણને કાળે કરીને નષ્ટ થયેલું, તત્ત્વોના સમુદાયના નિર્ણયવાળું સાંખ્યશાસ્ત્ર કહ્યું ॥૧૦॥

શ્રી.દી. : પાંચમો કપિલ અવતાર કહે છે. 'आसुरये' આસુરિ નામના બ્રાહ્મણને, તત્ત્વોના સમુદાયનો નિર્ણય જે શાસ્ત્રમાં છે તે સાંખ્યશાસ્ત્ર (કહ્યું) ।।૧૦।।

मू.श्लो. षष्ठमत्रेरपत्यत्वं वृतः प्राप्तोऽनसूयया।

आन्वीक्षिकीमलर्काय प्रह्लादादिभ्य ऊचिवान्॥ ११ ॥

श्री.दी. दत्तात्रेयावतारमाह – षष्ठमिति। अत्रेरपत्यत्वं तेनैव वृतः सन् प्राप्तः 'अत्रेरपत्यमभिकाङ्क्षत आह तुष्टः' इति वक्ष्यमाणत्वात्। कथं प्राप्तः। अनसूयया मत्सदृशापत्यमिषेण मामेवापत्यं वृतवानिति दोषदृष्टिमकुर्वन्नित्यर्थः। आन्वीक्षिकीमात्मविद्याम्। प्रह्लादादिभ्यश्च। आदिपदाद्युदुहैहयाद्या गृह्यन्ते ॥ ११ ॥

અનુવાદ : છઠ્ઠા અવતારમાં અત્રિ ઋષિ દ્વારા વરણ કરાયેલા ભગવાન (મારા જેવા પુત્રને બહાને મને જ સંતાન તરીકે પસંદ કરી લીધો એમ) અસૂયા કે દોષદૃષ્ટિ કર્યા વગર તેમનું પુત્રત્વ પામ્યા. (તેમણે મદાલસાના પુત્ર રાજા) અલર્કને તથા પ્રહ્લાદજી વગેરેને આત્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ।।૧૧।।

શ્રી.દી. : છઠ્ઠો દત્તાત્રેય અવતાર કહે છે. 'अत्रेरपत्यत्वम्' અત્રિનું પુત્રત્વ, તેમના (અતિ ઋષિ) દ્વારા જ વરણ કરવાથી પામ્યા હતા. ''પુત્રની કામનાવાળા અત્રિઋષિને ભગવાને પ્રસન્ન થઈને કહ્યું,'' (૨-૭-૪) આમ કહેવામાં આવનાર હોવાથી (ભગવાન પુત્ર થયા હતા) (ભગવાન અત્રિઋષિનું પુત્રત્વ) કેવી રીતે પામ્યા ? મારા જેવા બાળકના બહાને મારું જ બાળક તરીકે વરણ કરવામાં આવ્યું એ પ્રકારની અસૂયા (દોષદષ્ટિ) કર્યા વગર (ભગવાન અત્રિઋષિના પુત્ર બન્યા).।।૧૧।।

मू.श्लो. ततः सप्तम आकूत्यां रूचेर्यज्ञोऽभ्यजायत।

स यामाधैः सुरगणैरपात्स्वायंभुवान्तरम्॥ १२ ॥

श्री.दी. यज्ञावतारमाह – तत इति। स यज्ञो यामाद्यैः स्वस्यैव पुत्रा यामा नाम देवास्तदाद्यैः सह स्वायंभुवं मन्वन्तरं पालितवान्। तदा स्वयमिन्द्रोऽभूदित्यर्थः ॥ १२ ॥

અનુવાદ : ત્યાર પછી સાતમા અવતારમાં રુચિ (પ્રજાપતિ)ની પત્ની આકૃતિ વિષે યજ્ઞપુરુષ ભગવાન ઉત્પન્ન થયા અને તેમણે પોતાના પુત્રો યામ વગેરે દેવતાગણસહિત સ્વાયંભુવ મન્વન્તરનું પાલન કર્યું. ।।૧૨।।

શ્રી.દી. : યજ્ઞાવતાર કહે છે – 'तत इति।' 'सः' તે યજ્ઞ પુરુષે 'यामाद्यैः' પોતાના જ પુત્રો યામ નામના દેવતાઓ વગેરે સહિત સ્વાયંભુવ મન્વન્તરની રક્ષા કરી, ત્યારે તે યજ્ઞ ભગવાન સ્વયં ઈન્દ્ર બન્યા તેવો અર્થ છે. (દેવતાઓની રક્ષા કરવા માટે અન્ય કોઈનામાં સામર્થ્ય ન હતું તેથી પોતે જ ઈન્દ્રના અધિકારથી શાસન કર્યું એવો અર્થ છે. ।।૧૨।।

मू.श्लो. अष्टमे मेरुदेव्यां तु नाभेर्जात उरुक्रमः।

दर्शयन्वर्त्म धीराणां सर्वाश्रमनमस्कृतम् ॥ १३ ॥

श्री.दी. ऋषभावतारमाह – अष्टम इति। सर्वाश्रमनमस्कृतमन्त्याश्रमं पारमहंस्यं वर्त्म धीराणां दर्शयन्नाभेराग्नीध्रपुत्रादृषभो जातः ॥ १३ ॥

અનુવાદ : આઠમા અવતારમાં સર્વ આશ્રમો (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યસ્ત) દ્વારા નમસ્કૃત એવો પરમહંસોનો માર્ગ દર્શાવતા ભગવાન ઉરુક્રમ (વામન ભગવાન अरुणि क्रमाणि यस्य सः उरुक्रमः મહાન પગલાં છે જેના તે ઉરુક્રમ.) નાભિરાજાની પત્ની મેરુ-દેવિને વિષે (ઋષભદેવ રૂપે) પ્રકટ થયા.॥૧૩॥

શ્રી.દી. : આઠમો ઋષભ અવતાર કહે છે. 'अष्टमः इति।' સર્વ આશ્રમો દ્વારા નમસ્કૃત એવો અંતિમ આશ્રમવાળો પરમહંસોનો, ધીરપુરુષનો માર્ગ દર્શાવતાં આગ્નીધ્રના પુત્ર નાભિરાજાથી (ઋષભદેવ) પ્રકટ થયા. ॥૧૩॥

मू.श्लो. ऋषिभिर्याचितो भेजे नवमं पार्थिवं वपुः।
दुग्धेमामौषधीर्विप्रास्तेनायं स उशत्तमः ॥ १४ ॥

श्री.दी. पृथ्ववतारमाह – ऋषिभिरिति। पार्थिवं वपुः राजदेहं पुथुरूपम्। पाठान्तरे पृथोरिदं पार्थवम्। औषधीरित्युपलक्षणम्। इमां पृथ्वीं सर्वाणि वस्तूनि दुग्ध अदुग्ध। अडागमाभावस्त्वार्षः। हे विप्राः तेन पृथ्वीदोहनेन सोऽयमवतार उशत्तमः कमनीयतमः। 'वश कान्तौ' इत्यस्मात् ॥ १४ ॥

અનુવાદ : હે બ્રાહ્મણો, નવમા અવતારમાં ઋષિઓ દ્વારા યાચના કરાયેલા ભગવાને (પૃથુરૂપે) રાજાનું શરીર ધારણ કર્યું, અને આ (પૃથ્વી)માંથી ઔષધિઓને તેમણે દોહી, તેથી (આ અવતાર કહે છે. ॥૧૩॥

શ્રી.દી. : પૃથુ અવતાર કહે છે 'ऋषिभिः इति।' 'पार्थिवं वपुः' પૃથુ રૂપે રાજાનું શરીર, જો અન્ય પાઠ 'पार्थिवम्' હોય તો पृथोः इदम् પૃથુનું તે પાર્થવ, એમ શબ્દ બને. 'औषधीः' ઔષધિઓ એ ઉપલક્ષણ છે. (અર્થાત્ સમસ્ત વસ્તુ માટે તેના કોઈ એક ભાગનું કથન, અહીં ઔષધિઓ એમ કહીને પૃથ્વીની સમગ્ર વસ્તુઓનું દોહન કર્યું તેવું સૂચન છે.) (અહીં મૂળ શ્લોકમાં 'दुग्ध' છે ત્યાં 'अदुग्ध' હોવું જોઈએ. હ્યસ્તન ભૂ.કા. માં ક્રિયાપદની પૂર્વે લાગતા अड् (=अ) નામના આગમનો અહીં અભાવ છે. તે આર્ષ પ્રયોગ છે. 'हे विप्राः' હે બ્રાહ્મણો, 'तेन' પૃથ્વીનું દોહન કર્યું તેથી 'सः' તે 'अयम्' આ અવતાર 'उशत्तमः' અભીષ્ટતમ, સૌથી વધુ ઈચ્છવા યોગ્ય, સુંદરતમ છે.॥૧૪॥

(ક્રમશઃ)

નોંધ : ગયા અંકમાં ભૂલથી આગળના શ્લોકો છપાઈ ગયા છે તે માટે ક્ષમાયાચના.



# શ્રી શંકરાચાર્ય વિરચિત श्री दक्षिणामूर्तिस्तोत्रम्

विश्वं दर्पणदृश्यमाननगरीतुल्यं निजान्तर्गतं
पश्यन्नात्मनि मायया बहिरिवोद्भूतं निद्रया।
यः साक्षात् कुरुते प्रबोधसमये स्वात्मानमेवाद्वयं
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ १ ॥

(સૃષ્ટિના આદિકાળે સનત્કુમારોએ નિવૃત્તિમાર્ગનો આશ્રય લીધો. જ્યારે ભગવાન સદાશિવનું ગુરુરૂપે એમણે વરણ કર્યું ત્યારે ભગવાને દક્ષિણામૂર્તિ રૂપ લઈને એમને ચિન્મુદ્રાનો ઉપદેશ આપ્યો. આ રીતે તેઓ જ નિવૃત્તિમાર્ગના પ્રવર્તક પરમહંસ પરિવ્રાજકાચાર્યો છે.)

જે પરમાત્મા પોતાની અંદર જ સ્થિત વિશ્વને માયાની અઘટિત ઘટનાશક્તિ દ્વારા નિદ્રાદોષની જેમ, દર્પણમાં દેખાતી નગરીની જેમ, પોતાનામાંથી બહાર ઉત્પન્ન થયેલાની જેમ જુએ છે, જાગ્યા પછી અખંડ અને ભેદરહિત જ પોતાની જાતનો પ્રત્યક્ષાનુભવ કરે છે, તે વેદાંત અને સંન્યાસીઓના પ્રથમ આચાર્ય શ્રીગુરુમૂર્તિ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાનને આ નમસ્કાર (અર્પણ કરું છું.)

बीजस्यान्तिरिवांकुरो जगदिदं प्राङ्निर्विकल्पं पुनर्
मायाकल्पितदेशकालकलनावैचित्र्यचित्रीकृतम्।
मायायीव विजृम्भयत्यपि महायोगीव यः स्वेच्छया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ २ ॥

(સર્વ કાર્યો-કારણોમાં અવ્યક્ત ભાવે સ્થિત છે, અન્યથા એમની અભિવ્યક્તિરૂપી ઉત્પત્તિ અસંભવ છે. આખું જગત આ જ રીતે મહેશ્વરમાં અવ્યક્ત ભાવે વર્તમાન છે. કાર્ય અને કારણનો ભેદ, અભેદ, ભેદાભેદ આદિ સંબંધ અસંભવ છે. આનું વિસ્તૃત તથા ઔપપત્તિક વર્ણન માંડૂક્યોપનિષદ્-કારિકા અને ખંડનખંડખાદ્યમાં જોવું જોઈએ. જેવી રીતે યોગી અથવા ઐન્દ્રજાળવિદ્યા જાણનાર અન્ય કોઈ કારણ વિના જ સૃષ્ટિ રચવાને સમર્થ છે, તે જ પ્રમાણે મહેશ્વર પણ 'અભિન્નનિમિત્તોપાદાનકારણ' છે.)

બીજની અંદર અંકુર (પાંદડાં, ફૂલ, ફળ સહિત)ની જેમ આ સમસ્ત જગત ઉત્પત્તિ પૂર્વે (ભોગ-ભોક્તા-ભોગ્ય) ભેદોથી રહિત હતું, તેમ છતાં માયા દ્વારા નિર્મિત દેશકાલના નિર્માણથી વિચિત્રિતાઓથી વિચિત્ર (કરીને) જે પરમાત્મા માયાવી (ઐંદ્રજાલિક, જાદૂગર)ની જેમ પોતાની ઈચ્છામાત્રથી એને ઉત્પન્ન કરે છે તે શ્રીગુરુ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

यस्यैव स्फुरणं सदात्मकमसत्कल्पार्थकं भासते
साक्षात्तत्त्वमसीति वेदवचसा यो बोधयत्याश्रितान्।
यत्साक्षात्करणाद्भवेन्न पुनरावृत्तिर्भवाम्भोनिधौ
तस्मै श्री गुरूमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ३ ॥

જેનું સત્ રૂપી ભાન જ મિથ્યા (અસત્) પદાર્થોને પ્રકાશિત કરે છે, જે અનન્ય રૂપે શરણે આવેલાઓને "એ

તું છે'' એવા બ્રહ્મૈક્યપ્રતિપાદક વેદવાક્યથી અપરોક્ષ જ્ઞાન પ્રદાન કરે છે, જેના સાક્ષાત્કારથી સંસારસમુદ્રમાં ફરી આવવું નથી પડતું એ શ્રીગુરુ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને નમસ્કાર.

(પદાર્થ વસ્તુતઃ આલોક વડે નિરાચ્છાદિત નથી અનુભવાતો. આપણે હંમેશ આંખો દ્વારા પદાર્થરૂપી પ્રકાશને જ જોઈએ છીએ. પ્રકાશના ભાનને કારણે જ પદાર્થોનું જ્ઞાન ભાન છે. તે જ પ્રમાણે સત્તાના ભાન વિના પ્રકાશાદિનું ભાન પણ અશક્ય છે. તેથી સત્તાયુક્ત પદાર્થોનું જ ભાન હોવાને લીધે સદ્રૂપ ભાન જ પદાર્થોનું જ્ઞાપક છે.

મહેશ્વરની અનન્યશરણતાને જ શાસ્ત્રોમાં જ્ઞાનનું ઉત્કૃષ્ટ સાધન માનવામાં આવી છે. મહેશ્વર જ ગુરુરૂપે પ્રગટ થઈને શિષ્યને જ્ઞાન આપે છે. ગુરુમાં મહેશ્વરનો પ્રાદુર્ભાવ અથવા મહેશ્વરનું ગુરુરૂપધારણ આ બંન્ને પ્રકારે એકમાત્ર પરમેશ્વર જ જ્ઞાનદાતા સિદ્ધ થાય છે. સમસ્ત સાધનોના અંતસ્ત્યાગ અને યથોચિત બાહ્યત્યાગ વડે જ શરણમાં અનન્યતા આવી શકે. શ્રીદક્ષિણામૂર્તિ એ જ ભગવાનનું એવું સ્વરૂપ છે કે જે બ્રહ્મજ્ઞાનોપદેશ દ્વારા જીવને કૃતાર્થ કરે છે, અને એ જ્ઞાન જ મોક્ષનું એકમાત્ર સાધન છે.)

नानाच्छिद्रघटोदर स्थितमहादीपप्रभाभास्वरं
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा बहिः स्पन्दते।
जानामीति तमेव भान्तमनुभात्येतत्समस्तञ्जगत्
तस्मै श्रीगुरमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ४॥

અનેક છિદ્રોવાળા ઘડામાં રહેલા મોટા દીપકના પ્રકાશની જેમ જેનું જ્ઞાન આંક-કાન ઈત્યાદિ ઈન્દ્રિયોનાં છિદ્રો દ્વારા બહાર (વિષય-પ્રદેશમાં) જાય છે, તથા જેના પ્રકાશમાન હોવાથી (એની) પાછળ આ સમસ્ત સંસાર પ્રકાશિત થાય છે એવું હું જાણું છું, એ શ્રીગુરુમૂર્તિ ભગવાન દક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

(લોકો ભ્રાંતિથી એમ માને છે ઘટપટાદિનું જ્ઞાન બહારથી આવે છે, પણ ખરી રીતે તો જડ પદાર્થ ચૈતન્યમાં કેવી રીતે પ્રવેશી શકે ? કોઈ યુક્તિથી પણ એ શક્ય નથી, માટે કેવળ સંવિત્ (જ્ઞાન) એ જ ઉભયરૂપે - જડ - ચેતનરૂપે - પ્રતીત થાય છે એવું વિજ્ઞાનવાદીઓનું માનવું છે; પરંતુ આમ જો માની લઈએ તો સ્વપ્ન અને જાગ્રતમાં કશો ભેદ નહીં રહે. તેથી વેદાંતે બંન્નેનો મિથ્યા સંબંધ સ્વીકાર્યો છે, તથા જડ પદાર્થ મનમાં ચૈતન્યના પ્રતિબિંબથી યુક્ત થઈને ચૈતન્યવત્ ભાસે છે એમ સ્વીકાર્યું છે. આ મન જડ હોવાને લીધે ઘટ-પટાદિ જડ પદાર્થો સાથે પણ સંબંધ થાય છે, અને ઘટાદિ આકારો મનમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડવાથી જણાઈ પણ જાય છે. ન તો બિંબચૈતન્યમાં કશો વિકાર આવે છે કે ન તો જાગ્રત્-સ્વપ્નનો ભેદ જાય છે. પ્રતિબિંબનું મિથ્યાત્વ તો સિદ્ધ છે જ, તેથી પ્રતિબિંબ ચૈતન્ય એ જ ઈન્દ્રિયો સાથે સંબદ્ધ જણાય છે અને વિષયદેશમાં જાય છે.)

देहम्प्राणमपीन्द्रियाण्यपि् चलां बुद्धिं च शून्यं विदुः
स्त्रीबालान्धजडोपमास्त्वहमिति भ्रान्ता भृशं वादिनः।
मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे
तस्मै श्रीगुरमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ५ ॥

સ્ત્રી, બાળક, આંધળો ને જડમૂર્ખની વિવેકરહિતતાની જેમ અત્યંત ભ્રમમાં પડેલા વાદીઓ (મિથ્યા વિવાદ કરનારાઓ) તો સ્થૂળ શરીરને, પ્રાણને, ઈન્દ્રિયોને, ક્ષણિક જ્ઞાનને અને અભાવને જ ''હું'' રૂપે માને છે, પરંતુ

માયારૂપી શક્તિના વિસ્તારથી વ્યક્ત થતા આ મહાન ભ્રમનો નાશ કરનાર શ્રીગુરુમૂર્તિ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

(આત્મા ચેતન છે. દેહ, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ એ બધાં માયાનાં કાર્યો હોવાને લીધે જડ છે, માટે અનાત્મા છે; છતાં વિચારાભિમાનીઓ એને આત્મા માની બેસે છે. ભગવાન શ્રીદક્ષિણામૂર્તિ જ એ અજ્ઞાનનો નાશ કરવાને સમર્થ છે.)

राहुग्रस्तदिवाकरेन्दुसदृशो मायासमाच्छादनात्
सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान्।
प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ६ ॥

રાહુ વડે ગ્રહણ કરાયેલ સૂર્ય-ચંદ્રની જેમ માયાથી સંતાઈ જવાને કારણે જે સુષુપ્ત પુરુષ ઈન્દ્રિયો લીન થઈ જવાને લીધે માત્ર સત્ રૂપ હતો, ફરી જે જાગ્યા પછી ''હું પહેલાં સૂતો હતો'' (તે જ હવે હું જાગું છું) એમ જાણે છે એ શ્રીગુરુમૂર્તિ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्थास्वपि
व्यावृत्तास्वनुवर्तमानमहमित्यन्तः स्फुरन्तं सदा।
स्वात्मानं प्रकटीकरोति भजतां यो मुद्रया भद्रया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ७ ॥

જે પરમેશ્વર બાલ્ય, કુમાર, યુવા, પ્રૌઢ અવસ્થાઓમાં તથા જાગ્રત્ આદિ વિભિન્ન અવસ્થાઓમાં પણ રહેલા (છતાં) ''હું'' એ રૂપે સદા અંદર સ્ફુરણ થતા પોતાના આત્મસ્વરૂપને શુભ ચિન્મુદ્રાથી પોતાના ભક્તોને પ્રત્યક્ષ કરાવે છે એ શ્રીગુરુમૂર્તિ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

(પ્રત્યેક જીવાત્મા અહંતા - મમતામાં જે ચિત્ સત્તાને અનુભવે છે તે જ દક્ષિણામૂર્તિની ''ભદ્રા મુદ્રા'' અથવા ''ચિન્મુદ્રા'' માં જણાવવામાં આવ્યું છે, અંગુષ્ઠરૂપી પરમેશ્વર તથા તર્જનીરૂપી જીવની એકતા એ જ આત્માના અપરોક્ષત્વ અને અપરિચ્છિન્નત્વનું પ્રતિપાદન કરે છે.)

विश्वम्पश्यति कार्यकारणतया स्वस्वामिसम्बन्धतः
शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः।
स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामित -
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ८ ॥

માયાને લીધે ભ્રમમાં પડેલો જે આ (સર્વ પ્રાણીઓને અપરોક્ષરૂપે ભાસતો) પુરુષ (પરમાત્મા) કાર્ય અને કારણના દ્વૈત રૂપે, માલિક અને ચાકર રૂપે, ગુરુ અને શિષ્ય રૂપે તથા પિતા અને પુત્ર આદિ રૂપે જ સંસારને સ્વપ્નમાં કે જગત્માં જુએ છે, એ શ્રીગુરુમૂર્તિ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

(બધા સંબંધો અને સંબંધીઓ પરમાત્મામાં જ કલ્પિત છે. સ્વપ્નમાં વાછરડું, ગાય અને એમનો જન્ય-જનક-સંબંધ બધું જ મનોકલ્પિત છે, તે જ રીતે જાગ્રત્માં પણ સમજવું. દશ્યત્વ, સત્યત્વ-પ્રતીતિ, કાર્ય-નિર્વાહકત્વ તો

સર્વત્ર સમાન છે.)

भूरम्भांस्यनलोऽनिलोऽम्बरमहर्नाथो हिमांशुः पुमा-
नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकम्।
नान्यत्किञ्चन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ९ ॥

જે (પરમાત્મા)ની આઠ મૂર્તિઓ જ આ ચરાચરાત્મક (જડ-ચેતન રૂપે) ધરતી, જળ, અગ્નિ, પવન, આકાશ, સૂર્ય, ચંદ્ર અને આત્મા એ રૂપોમાં પ્રકાશે છે, (પરંતુ) વિચારશીલ મનુષ્યો માટે જે વ્યાપક પરમાત્માથી ભિન્ન કાંઈ જ નથી, એ શ્રીગુરુમૂર્તિ ભગવાન શ્રીદક્ષિણામૂર્તિને આ નમસ્કાર.

सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिंस्तवे
तेनास्य श्रवणात्तथार्थमननाद् ध्यानाच्च संकीर्तनात्।
सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः
सिद्ध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥ १० ॥

આ રીતે આ સ્તોત્રમાં જોકે આ સર્વાત્મકતાનું સ્પષ્ટ રૂપે પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેથી આ સ્તોત્ર સાંભળવાથી તથા એના અર્થનું મનન કરવાથી તેમ જ ધ્યાન કરવાથી અને સંકીર્તન કરવાથી સર્વાત્મભાવરૂપી મહાસિદ્ધિ સાથોસાથ શ્રુતિસ્મૃતિપ્રસિદ્ધ એવી સર્વેશ્વરતા અનાયાસે મળી જાય છે. અને માયાના પરિણામરૂપી અણિમાદિ આઠ પ્રકારનાં ઐશ્વર્ય પણ નિર્વિઘ્ને સિદ્ધ થાય છે - પ્રાપ્ત થાય છે.

(એ પરબ્રહ્મ પરમાત્માના લવાંશ એવા ઐશ્વર્યને મેળવીને જ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઈન્દ્ર આદિ પોતપોતાનાં કાર્યો કરે છે. એ ઐશ્વર્યની પ્રાપ્તિ જ પૂર્ણ અહંતાનો ઉદય છે, તથા એ ઈશ્વરથી અભિન્ન હોવાને લીધે સિદ્ધોને સહજ-પ્રાપ્ત છે. બ્રહ્માદિ સુદ્ધાં એને વશ થઈ જાય છે તો પછી બીજા રાજા આદિતી તો વાત જ ક્યાં ? ઘટના જળમાં સૂર્યનું પ્રતિબિંબ સ્વ-દષ્ટિથી સૂર્યરૂપ જ છે, તે જ રીતે જીવ સ્વ-દષ્ટિથી તો સદાશિવમાં લીન થાય છે, પણ અન્ય જીવદષ્ટિથી ઈશ્વરપ્રાપ્તિ કરે છે તેથી એમાં ઐશ્વર્યનું ભાન થાય છે.)

वटविटपिसमीपे भूमिभागे निषण्णं
सकलमुनिजनानां ज्ञानदातारमारात्।
त्रिभुवनगुरुमीशं दक्षिणामूर्तिदेवं
जननमरणदुःखच्छेददक्षं नमामि ॥ ११ ॥

श्री शङ्करभगवत्पादविरचितं दक्षिणामूर्तिस्तोत्रम्॥



# આશ્રમ સમાચાર

- નવીન અસ્તી

**ભીમપુરા :** પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીની ઉપસ્થિતિમાં પ્રાતઃસ્મરણીયા પરમ પૂજનીયા સચ્ચિદાનન્દમયી શ્રી શ્રી આનન્દમયી માના વિગ્રહની પ્રતિષ્ઠા ખૂબ ધામધૂમથી ઉત્સવપૂર્વક ભક્તોના સહકારથી આશ્રમના હૉલમાં થઈ. અમદાવાદના માતૃભક્ત શ્રી કાંતિભાઈએ સેવાભાવથી એ મૂર્તિનું સ્વહસ્તે નિર્માણ કરીને આશ્રમને આપી છે.

ભીમપુરા આશ્રમ પર શ્રીમદ્ હનુમાન્જી મહારાજની વિશેષ કૃપા છે એ વાત માતૃ-પરિવારને સુવિદિત છે. પ્રતિવર્ષ પ્રમાણે હનુમાન્-જયંતીને દિવસે તા. ૧૮મી એપ્રિલે સવારે ૯ થી ૧૧ સુધી મંદિરમાં પૂજન થયું, તે દરમ્યાન એકત્રિત ભક્તોએ સુંદરકાંડનું પારાયણ કર્યું. બ્ર. યોગાનંદજીએ પણ ભાગ લીધો. લગભગ ૩૦ ભક્તો હાજર હતા.

સૌથી મુખ્ય ઉત્સવ-પરમારાધ્યા શ્રી શ્રી માનો જન્મોત્સવ તા. ૨૧ મે (વૈશાખ વદ તૃતીયા) - રાત્રે ૩ થી સવારે ૬ વાગ્યા સુધી પૂજ્ય શ્રી શ્રી માનું ષોડશોપચાર પૂજન, સતત કીર્તન તથા ત્યાર બાદ ભંડારાથી ઉજવવામાં આવ્યો.

આશ્રમમાં શિવમંદિરનું નિર્માણકાર્ય પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીના આશીર્વાદ તથા નડિયાદના દેવાંગભાઈ પટેલના સહયોગથી ચાલી રહ્યું છે.

અષાઢ સુદ પૂર્ણિમાએ તા. ૧૬ જુલાઈ સવારે ૯ વાગે ગુરુપૂજન થશે. પૂ. સ્વામી ભાસ્કરાનંદજી શિયાળામાં ભીમપુરા પધારશે.

**વારાણસી :** કન્યાપીઠનો વાર્ષિક ઉત્સવ ૧૭ ફેબ્રુ. એ 'દિવ્ય જીવન સંઘ'ના પૂ. સ્વામી ચિદાનન્દજીની ઉપસ્થિતિમાં ઉજવાયો. માતા આનન્દમયી હૉસ્પિટલમાં નવા ત્રણ માળના મકાનનું ઉદ્ઘાટન ગયે વર્ષે પૂ. મોરારિબાપુને હસ્તે થયું હતું. ગોપાલજીની વિશેષ પૂજા, ચૈત્ર નવરાત્રિની વાસંતી પૂજા, શ્રી ૧૦૦૮ સ્વામી મુક્તાનન્દગિરિજીનો સંન્યાસ્તોવ તથા બંગાળી નૂતન વર્ષે શ્રી શ્રી માનું વિશેષ પૂજન થયું.

**ધવલછીના (અલ્મોડા) :** બે દિવસ અખંડ નામ-સર્કીતનનું આયોજન કરવામાં આવ્યું.

**વૃંદાવન :** પૂ. સ્વામી ભાસ્કરાનન્દજીની ઉપસ્થિતિમાં મહાશિવરાત્રિ-પૂજન તથા ભાગવત સપ્તાહ થયો.

**તારાપીઠ :** શ્રી શ્રી માની ષોડશોપચાર પૂજા તથા વાર્ષિકોત્સવ, અખંડ નામયજ્ઞ, નગર-ભ્રમણ - સહિત કીર્તન, શિવમંદિરમાં રુદ્રાભિષેક, સાધુ-ભંડારો આટલાં કાર્યો સંપન્ન થયાં.

**પુણે :** સરસ્વતી-પૂજા, ભજન-કીર્તન થયાં.

# શોક સમાચાર

ગુજરાતના ભૂતપૂર્વ રાજ્યપાલ શ્રી શ્રી મન્નારાયણનાં ધર્મપત્ની શ્રીમતી મદાલસા નારાયણ.

કનખલ-આશ્રમનાં નિવાસી સ્વામી નીલમગિરિ કે જેઓ નીલિમાદીને નામે જાણીતાં હતાં.

વૃન્દાવન આશ્રમના છલિયા મંદિરના પૂજારી સંતસ્વરૂપ શ્રી "દાદૂ".

રાજપીપળાના પણ વડોદરા-નિવાસી માતૃભક્ત શ્રી શશિકાન્ત જયકિશનદાસ ચોક્સી તા. ૨૮ ફેબ્રુ. એ શિવસ્વરૂપ પામ્યા છે. ભીમપુરા આશ્રમના પ્રારંભિક વર્ષોમાં માની કુટિયા તથા હૉલ બાંધવામાં એમનો સહકાર તથા પરિશ્રમ ઉલ્લેખનીય છે.

આ સર્વ ગતાત્માઓને માતૃચરણોમાં પરમ શાંતિ અર્થે સર્વ માતૃભક્તોની પ્રાર્થના. ઈતિ

॥ જય મા ॥



ॐ भवतापप्रणाशिन्यै
आनन्दघनमूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै
मातस्तुभ्यं नमो नमः ॥

**એચ. કે. અધ્યારુ ચેરિટેબલ ટ્રસ્ટ**

## ❄ Branch Ashrams ❄

15. NEW DELHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kalkaji, New Delhi-110019 (Tel : 6826813)

16. PUNE : Shree Shree Ma Anandamayee Ashram,
Ganesh Khind Road, Pune-411007, (Tel : 5537835)

17. PURI : Shree Shree Ma Anandamayee Ashram,
Swargadwar, Puri-752001, Orissa.

18. RAJGIR : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Rajgir, Nalanda-803116, Bihar (Tel : 5362)

19. RANCHI : Shree Shree Ma Anandamayee Ashram,
Main Road, P.O. Ranchi-834001, Bihar (Tel : 312082)

20. TARAPEETH : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Chandipur-Tarapeeth,
Birbhum-731233, W.B.

21. UTTARKASHI : Shree Shree Ma Anandamayee Ashram,
Kali Mandir, P.O. Uttarkashi-249193, U.P.

22. VARANASI : Shree Shree Ma Anandamayee Ashram,
Bhadaini, Varanasi-221001, U.P.
(Tel : 310054+311794)

23. VINDHYACHAL: Shree Shree Ma Anandamayee Ashram, Ashtabhuja Hill,
P.O. Vindhyachal, Mirzapur-231307, (Tel: 05442– 42343)

24. VRINDAVAN : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Vrindavan, Mathura-281121 U.P. (Tel : 442024)

IN BANGLADESH :

1. DHAKA : Shree Shree Ma Anandamayee Ashram,
14, Siddheshwari Lane, Dhaka-17 (Tel : 405266)

2. KHEORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Kheora, Via-Kasba, Brahmanbaria.

# SHREE SHREE ANANDAMAYEE SANGHA

## ❄ Branch Ashrams ❄

1. AGARPARA : Shree Shree Ma Anandamayee Ashram,
P. O. Kamarhaiti, Calcutta-700058 (Tel : 5531208)
2. AGARTALA : Shree Shree Ma Anandamayee Ashram,
Palace Compound, P.O. Agartala-799001. West Tripura
3. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
Patal Devi, P.O. Almora-263602, U.P. (Tel : 23313)
4. ALMORA : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Dhaul-China, Almora-263881, U.P.
5. BHIMPURA : Shree Shree Ma Anandamayee Ashram,
Bhimpura, P.O. Chandod, Baroda-391105, (Tel : 33208)
6. BHOPAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O. Bairagarh, Bhopal-462030, M.P. (Tel : 521227)
7. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kishenpur, P.O. Rajpur, Dehradun-248009
U.P. (Phone: 684271)
8. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
Kalyanvan, 176, Rajpur Road,
P.O. Rajpur, Dehradun-248009, U.P.
9. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram.
P.O. Raipur Ordnance Factory, Dehradun-248010
10. DEHRADUN : Shree Shree Ma Anandamayee Ashram,
47/A Jakhan, P.O. Rajpur, Dehradun, U.P.
11. JAMSHEDPUR : Shree Shree Ma Anandamayee Ashram,
Near Bhatia Park, Kadma, Jamshedpur-831005, Bihar
12. KANKHAL : Shree Shree Ma Anandamayee Ashram,
P.O.Kankhal, Hardwar-249408, U.P. (Tel: 416575)
13. KEDARNATH : Shree Shree Ma Anandamayee Ashram, Near Himlok,
P.O. Kedarnath, Chamoli-246445, U.P.
14. NAIMISHARANYA : Shree Shree Ma Anandamayee Ashram, Puran Mandir,
P.O. Naimisharanya, Sitapur-261402, U.P.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## શ્રી શ્રી મા આનન્દમયીના દિવ્ય જીવન
## તથા
## દિવ્ય વાણીવિષયક ત્રૈમાસિક પત્રિકા

વર્ષ - ૪ ઑક્ટોબર, ૨૦૦૦ સં - ૪



-: વાર્ષિક લવાજમ :-

| | |
|---|---|
| ભારતમાં | રૂા. ૬૦/- |
| વિદેશમાં | યુ. એસ. ડૉલર ૧૨/- |
| એક અંકની છૂટક કિંમત | રૂા. ૨૦/- |

# અમૃત વાર્તા

## સામાન્ય નિયમો

આ પત્રિકા ચાર જુદી ભાષાઓમાં છપાય છે. - ગુજરાતી, હિન્દી, બંગાળી અને અંગ્રેજી. આ પત્રિકામાં મુખ્યત્વે શ્રી શ્રી આનન્દમયી મા વિષેના લેખો છપાશે, તેમ છતાં સાધુ-સંતોનાં જીવન-ચરિત્રો અથવા આધ્યાત્મિક તથા જ્ઞાનવર્ધક ધાર્મિક વાર્તા પણ સ્વીકારવામાં આવશે. શ્રી શ્રીં મા વિષયક લેખો આપવાનો મુખ્ય ઉદ્દેશ્ય છે. ભક્તોના જીવનમાંના અનુભવો, પ્રસંગો કે જે અતિશય વ્યક્તિગત ન હોય, તેમજ શ્રી શ્રી માની લીલાઓ જે ભક્તોએ નિહાળી હોય તથા શ્રી શ્રી મા વિષેની અનુભૂતિઓ હોય તે લખી મોકલવા વિનંતિ છે. ફૂલસ્કેપ પાનાની એક બાજુ પર લખી મોકલવાથી સરળ રહેશે. જોડણીની ભૂલો સુધારી, ચોખ્ખા અક્ષરે લખી નીચેના સરનામે મોકલી આપવું.

**-: લેખો મોકલવાનું સરનામું :-**

ઉત્તરા ચિનુભાઈ
૩૮, સ્વસ્તિક સોસાયટી,
નવરંગપુરા,
અમદાવાદ - ૩૮૦ ૦૦૯.

**-: લવાજમ મોકલવાનું સરનામું :-**

મેનેજીંગ સંપાદક
"મા આનન્દમયી અમૃત વાર્તા" (ગુજરાતી અંક)
શ્રી શ્રી માતા આનન્દમયી આશ્રમ,
ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧

---

સ્વામી શ્રી શ્રી આનન્દમયી સંઘ તરફથી મુદ્રક તથા પ્રકાશક શ્રી પાનુ બ્રહ્મચારી દ્વારા શ્રી શ્રી આનન્દમયી સંઘ, ભદૈની, વારાણસી - ૨૨૧ ૦૦૧ (ઉ.પ્ર.) થી પ્રકાશિત તથા રત્ના પ્રિંટિંગ વર્ક્સ, બી. ૨૧/૪૨, કમચ્છા વારાણસી - ૧૦ (ઉ.પ્ર.) માં મુદ્રિત. સંપાદક - શ્રી પાનુ બ્રહ્મચારી.

# મા આનન્દમયી અમૃત વાર્તા

## અનુક્રમણિકા

ॐ भवतापप्रणाशिन्यै आनन्दघनमूर्तये ।
ज्ञानभक्तिप्रदायिन्यै मातस्तुभ्यं नमो नमः ॥



•

# "હરિ કથા હી કથા, ઔર સબ વૃથાવ્યથા"

- મા આનન્દમયી

શ્રી શ્રી મા આનન્દમયીના સર્વ ભક્તોને

## "મા આનન્દમયી સેવા સમિતિ (MASS, Inc.) USA"

તરફથી સપ્રેમ

જય મા.

આ સમિતિ (MASS, Inc.) અમેરિકામાં પેન્સીલવેનીયા રાજ્યમાં સ્થાયી થઈ રજીસ્ટર થઈ છે. પૂ. શ્રી શ્રી માના ભક્તોનાં ધાર્મિક કાર્ય, સત્સંગ તથા જનસેવાનું ધ્યેય ધરાવતી આ સંસ્થાએ અમેરિકાની સરકાર તરફથી (Tax - Exemption) કર મુક્તિ મેળવી છે. સંસ્થાનો નંબર છે : 23 - 29675 જે IRS Code 501 (C) (3) ને સુસંગત રહેશે.

ઉત્તર અમેરિકામાં વસતા માતૃભક્ત જનોને વિનંતિ કે "મા આનન્દમયી અમૃતવાર્તા" ત્રિમાસિકનું લવાજમ સમિતિને (MASS, Inc.) મોકલવું. ચાર ભાષાઓમાં (અંગ્રેજી, હિન્દી, ગુજરાતી અને બંગાળી)માં પ્રસિદ્ધ થતી આ દિવ્ય-માતૃ સત્સંગપૂર્ણ પત્રિકાનો લવાજમ દર : વાર્ષિક બાર ડોલર ($12) લેખે જે ભાષામાં રસ હોય તે માટે મોકલવા વિનંતિ છે.

વધુ માહિતિ માટે સંપર્ક સાધો :

**મહાદેવ પટેલ**

C/o. MA Ananadmayee Seva Samiti, Inc.
212, Moore Road, Wallingford 19086 - 6843
Tel. : 610 - 876 -6862
Fax : 610 - 876 - 1351
email : devpatel@netscape.net



**Ma in a highly ecstatic mood during the Durga Puja in Bombay in October, 1966, with Didima sitting on her right.**

# માતૃવાણી

'આ છોકરી'નો ખ્યાલ રાખતા રહેજો. નથી જોતા કે છોકરા-છોકરીઓને મા-બાપ કેટલા યત્નથી ઉછેરીને મોટાં કરે છે ? મોટાં થયા પછી બાળકો પાસે કેટલાં કામો કરાવાય છે. ત્યારે તો બધું જ સંતાનો કરે છે, મા-બાપને એક રીતે આરામ મળે છે, માટે 'આ સંતાન' પ્રત્યે થોડુંક ધ્યાન આપીને એને પણ મોટું કરો.

●

જ્યારે તમે તમારું કરણીય કાર્ય કરી લો છો ત્યારે સ્વાભાવિક રીતે કૃપા પ્રત્યક્ષ પ્રગટ થઈ જાય છે. આ વાત પોતે જેટલી સાચી છે, તેટલી જ અહૈતુકી કૃપા પણ સત્ય છે. આવું કેમ થાય છે તે કહી ન શકાય. કોઈ હેતુનો અહીં પ્રશ્ન જ નથી. 'એમનો' સ્વભાવ, 'એમની' લીલા, એ જ રૂપે 'તેઓ' કર્યે જાય છે, જ્યારે જેવી જરૂર હોય. 'તેઓ' દ્દષ્ટારૂપે પણ છે જ તો, પક્ષપાતનો દોષ એમને ન લાગી શકે. સૃષ્ટિ પણ અનાદિ છે અને કર્મ પણ અનાદિ છે - સૃષ્ટિનું તારતમ્ય આવું કેમ થયું ? આ પ્રશ્નનો કોણ જવાબ આપશે ? આનો એકમાત્ર ઉત્તર છે - 'એમની' લીલા.

●

આ શરીર પાસેથી કૃપારૂપે જો કંઈ જુઓ તો સમજી જજો કે એ પણ થયા કરે છે. આગ પાસે જાઓ તો જેમ એની આંચ આવવી સ્વાભાવિક છે, બરાબર એ જ રીતે આ શરીરની કંઈ કૃપા જુઓ તો તે પણ એવું જ છે, અન્યથા 'કૃપા કરીશ' એવા ભાવની કોઈ વાત આમાં નથી. ઈચ્છા-અનિચ્છાનું પણ કંઈ દ્વંદ્વ નથી.

●

અહૈતુક કૃપા પણ થાય છે. એવું કેમ થાય છે ? આ 'કેમ'નો કશો જવાબ નથી. આ શરીર દ્વારા બધું જ થઈ ગયું છે.

●

અભય : સારું, નાનાં કામોમાં પણ આપની ઈચ્છા-અનિચ્છા જેવું કંઈ નથી હોતું ?

**મા :** તદ્દન જ નહીં. આ જે આવવા-જવાનું થાય છે તે કેવું છે, જાણો છે ? જો આમાં ઈચ્છાનો પ્રકાશ જુઓ તો તે પણ સ્વાભાવિક રૂપે થતું જાય છે. અહીં તમારા લોકોની ઈચ્છા (અર્થાત્ તમારા જેવી ઈચ્છા) નથી તે જાણજો. જેમ હવા કાગળને ઉડાડીને લઈ જાય છે - જ્યારે જેની જરૂર હોય છે, તે થઈ જાય છે.

વાતવાતમાં અભયે કહ્યું : પૂર્ણ બ્રહ્મ નારાયણ - એમ જ આપ તો કહેતાં રહ્યાં !

**મા :** (સાધુ પ્રત્યે) જુઓ પિતાજી, હું શું કરું ? જેમ ઉબકો આવે તો લોકો ઉલટી કરે છે, આ પણ બરોબર એવી જ જાતનું છે. સર્વાંશમાં ઉપમા નથી હોતી. ઈચ્છા - અનિચ્છા, વિચાર, બુદ્ધિ કે લોકો શું કહેશે આદિ વાતો (વિચારો) આ ભાવની નજીક નથી આવતી. જે થવાનું છે તે થઈ જાય છે.

●

અભય : અચ્છા, માનો પૂર્વજન્મ છે કે નહીં ?

**મા :** (હસતાં હસતાં બધા લોકોને બતાવીને) આ જ બધા પૂર્વ જન્મો છે. જો એમ કહો કે આ જગતમાં જે બધું સ્થૂળ અને સૂક્ષ્મ જોઉં છું તો (એ) બધું 'એ' જ છે.

●

પ્રશ્ન : મા, કોઈ રૂપનું ચિંતન જો મનમાં ઉત્પન્ન જ ન થાય તો હું શૂન્યનું ચિંતન કેવી રીતે કરી શકું ?

**મા :** શૂન્ય પણ એક પ્રકારનું રૂપ જ છે ને. જો ગમે તો ખૂબ સારી રીતે બેસીને શૂન્યની ચિંતા (ચિંતન) કર્યા કરજો. ત્યાર પછી જોશો કે શૂન્યની ચિંતા નહીં રહે.

**મા :** (ઘણી વાર કહે છે) : લાંબો વખત સ્થિર રૂપે બેસી રહેવાનો પ્રયત્ન કરવો સારી વાત છે. સુધિહીન સ્થિતિમાં, સ્થિર થઈને, મનને શૂન્ય કરીને બેસવું સારું, અથવા તો મનને શ્વાસ બાજુ રાખો અને મંત્રને શ્વાસની સાથે મેળવી દો, ત્યારે જોશો કે કામ થઈ ગયું છે. માત્ર શ્વાસ બાજુ લક્ષ્ય રાખીને જો બેસી રહો તો મનને સ્થિર રાખવામાં સહાયતા મળે છે.

•

(માની સાધના-લીલા વિષે) **મા :** ખરી રીતે તમારે હિસાબે પહેલાં જે ભાવ હતો, અત્યારે પણ એ જ છે. વચ્ચે યોગ-ક્રિયાદિનો જે કંઈ 'ખ્યાલ' થઈ ગયો છે, એમાં અનેક પ્રકારે થતાં પરિવર્તનોને બહારથી તમે બધા જોઈ ચૂક્યા છો. તમને લોકોને એની જરૂર હતી.

•

(દીદીને બહારગામ મોકલતી વખતે) ભગવાનની સેવા કર્યાથી આ ગરીબની સેવા થઈ જાય છે, એમ સમજી જજે.

•

**મા** (સ્ટેશન પર વિરાજમાન્ છે. ભેગા થયેલા ભક્તો પ્રત્યે) : તમે લોકો કામ કરતા જાઓ, જરૂર 'થશે.'

પ્રશ્ન : અમારું સાચેસાચ 'થશે' મા ?

**મા :** જરૂર થશે. તમે લોકો 'નહીં થાય, નહીં થાય' એવી ભાવના મનમાં કદીયે ન લાવો. જોતા નથી કે ભગવાનનો વિચાર કરતાં કરતાં તદ્ભાવાપન્ન થઈ જવાય છે ? એટલા માટે 'નહીં થાય, નહીં થાય' વિચારવાની જરૂર નથી. 'થશે, થશે' વિચાર્યા કરવાથી થઈ જાય છે. સંશય કરવો તે પાપ છે. તમે ચિંતિત કેમ છો ? બધાંનું જ થશે.

•

એક સજ્જન : નિવાસ-સ્થાને જઉં ?

**મા :** હા, નિવાસ-સ્થાને જવાનો પ્રબંધ કરો. શ્વાસનું નિવાસ-સ્થાન તો આ જ છે. જુઓ, કેવા ચમત્કારની વાત છે ! બધા જ પોતપોતાના નિવાસ-સ્થાને જવા ઈચ્છે છે. માત્ર એને માટે લોકો પરેશાન છે. છતાં એમને એ વાતની ખબર નથી કે એમનું કયું ઘર છે ! પિતાજી, એને (ઘરને) ધર્મશાળા બનાવી દો. બનાવી શકશો ?

•

પ્રશ્ન : મા, અહંકાર વગેરે એમણે અમારી અંદર શા માટે ભરી દીધું છે ?

**મા :** (હસતાં હસતાં) કોણે ભરી દીધું છે ? એ પણ એમનું જ તો એક રૂપ છે. તમે પણ એ જ છો. કેવી મજાની વાત છે, તમે માનો છો કે તમે એમનાથી જુદા છો.

•

તમારે ગભરાવાની જરૂર નથી. તમારામાં ચેષ્ટા-શક્તિ છે, માટે કહું છું કે પ્રયત્ન કરો. નહીં તો જો તેઓ ન કરાવે તો કશું નહીં થાય.

•

# વિશેષ ઘટનાઓમાં શ્રી શ્રી માની વાણી

## ધ્યાનની શક્તિ :

અનેક ભક્તો માને કહેતા કે ધ્યાનમાં મન નથી લાગતું; એમ પણ કહેતા કે નક્કામી સાંસારિક વાતો અને ચિંતાઓ ધ્યાન વખતે જ મનમાં આક્રમણ કરે છે.

માની વાણી છે : આમ થવું તો સ્વાભાવિક છે. જ્યારે આ શરીર શિશુ હતું ત્યારે માં (દીદીમાં અર્થાત્ શ્રી શ્રી માનાં માતા) ને જોતી (કે) ઘરમાં ચારે બાજુ ચૂનાનું પાણી છાંટતાં. આને પરિણામે માટીમાંથી કીડાઓ "કિલબિલ" કરતા કરતા બહાર આવતા રહેતા. પછી માં ઝાડૂ વાળીને દૂર ખસેડતાં. ઘરની ચારે બાજુ પરિષ્કાર થઈ જતો - પરિચ્છિન્ન પરિવેશ - હરવા - ફરવા માટે અને ખેલકૂદ માટે સુવિધાજનક. ધ્યાન (તે) થયું ચૂનાનું પાણી, તમારી અંદરનો મેલ ખેંચીને બહાર કાઢી દે છે.

## કર્મ સમર્પણ :

૧૧-ઑગષ્ટ, ૧૯૫૦ની વાત છે. કાશીના આશ્રમમાં શ્રી શ્રીમા ભક્તો વચ્ચે બિરાજે છે. એકાએક કોઈ વૃદ્ધ સજ્જન બોલ્યા, "મા, કેટલાં બધાં અપકર્મો કર્યાં છે, હવે યાદ કરતાં અનુતાપ ભોગવું છું. શું અપકર્મો પણ ભગવાનને અર્પણ કરી શકાય ?"

મા : બાબા, તમને એક વાત સંભળાવું. આ શરીરે એક (જણ)ને કહ્યું કે જ્યારે જે કંઈ પણ ખાઓ તે ભગવાનને નિવેદન કરીને ખાઓ. એવી રીતે કે જો એક ગ્લાસ પાણી પણ પીઓ તો ભગવાનની સામે મૂકો અથવા ભગવાનના ચરણ સ્પર્શ કરીને એનું પાન કરો. જેને આ વાત કહી હતી એને મરઘી, ઈંડાં, માંસ ઈત્યાદિ ખાવાની ટેવ હતી એક દિવસ સવારે આ શરીર એને ઘેર ગયું. મને જોઈને કહ્યું, "મા, જુઓ હું શું ખાઉં છું. આ શું ભગવાનને અર્પણ કરી શકાય ?" મેં કહ્યું હા, આ પણ નિવેદન કરી શકાય. પણ આમ બોલીને નિવેદન કરજો - હે ભગવાન, હું તમારો છું. તમે મને જે પ્રવૃત્તિ આપી છે એને જ કારણે હું આ બધી ચીજો તમારી સમ્મુખ મૂકું છું. તમે કૃપા કરીને મને એવો બનાવી દો જેથી હું તમારી સેવા શુદ્ધ વસ્તુ દ્વારા કરી શકું." આ વાત પ્રમાણે એ ચાલવા લાગ્યા. થોડાક દિવસ પછી એમને એવી માંદગી આવી કે ડૉક્ટરના ઉપદેશાનુસાર, કાંદા, ઈંડાં, માંસ ઈત્યાદિ ખાવાનું છોડવું પડ્યું."

"જ્યારે જે કામ કરવા જાઓ તે ભગવાન સમ્મુખ મૂકી દો. કામ સારું હોય કે ખોટું - એ જોવાનું પ્રયોજન નથી. જો બધાં કર્મો ભગવાનને સ્મરણ કરીને કરવામાં આવે તો દેખાશે કે જે જે લોકોમાં ખરાબ અભ્યાસ (ટેવો) છે, બધું ધીમે ધીમે ચાલી જશે. 'એમનો' સ્વભાવ જ છે વિશુદ્ધ કરવું, પવિત્ર કરવું. જો અશુદ્ધ મન લઈને એમની પાસ જવામાં આવે તો ધીમે ધીમે એ મન વિશુદ્ધ થઈ જાય છે."

## દુઃસ્વપ્ન :

મા દેહરાદૂન પાસે રાયપુરમાં વિરાજમાન હતાં. ત્યાં ઉમેશાનંદ નામે એક માતૃભક્ત તાવથી પથારીવશ હતા. એક વાર મા એમને જોવા આવ્યાં. ઉમેશાનંદજીએ કહ્યું, "મા, કેવાં કેવાં ભયાનક સ્વપ્નો જોઉં છું - આ બધું શું ?"

માએ કહ્યું : તમારા કેટલાયે જન્મોના ભોગો કપાઈ રહ્યા છે જાણો છો ? નહીં તો કેટલા બીજા જન્મો લઈને દિવસો પસાર કરવા પડત.''

ઉમેશાનંદજીને હજી સંદેહ હતો, પૂછ્યું, ''શું એ સાચું છે ?'' માએ કહ્યું, ''ચોક્કસ છે.''

ઉમેશાનંદજીએ આ સાંભળી હાર્દિક પ્રણામ કર્યા.

**સંન્યાસીની શંકા :**

એક વિખ્યાત શિલ્પીના કુટુંબનો એક યુવક મા પાસે આવ્યો. પોતાના ભવિષ્ય માટે એ માને પૂછવા માગતો હતો. કાશીના એક પ્રસિદ્ધ સંતનો શિષ્ય હતો. લાંબો સમય ગુરુની નિશ્રામાં સંન્યાસીજીવન પસાર કર્યા પછી હવે ગુરુએ એને ગૃહસ્થી થઈને સંસારની જવાબદારી સ્વીકારવાનું કહ્યું. યુવકના મનમાં શંકા હતી. બાર વર્ષનું સંન્યાસી જીવન છોડવાની સ્થિતિ આવી ઊભી. એ મા પાસેથી જાણવાનો ઈચ્છુક હતો કે શું કરવું જોઈએ.

માએ કહ્યું : સમસ્યા તો કંઈ નથી બાબા, જેમને ગુરુ ગણ્યા છે, હર હંમેશ એમના આદેશનું પાલન કરીને સાંસારિક કામ કરો તો એ જ કરવું પડશે. એમાં વાંધો શો છે ?''

થોડી વાર પછી એ યુવક ગયો. માની વાતોથી એ સંપૂર્ણ રૂપે સંતુષ્ટ ન જણાયો. ઉપસ્થિત જનોને માએ કહ્યું: જુઓ, આધ્યાત્મિક સાધના બહુ મુશ્કેલ છે. ડગલે ને પગલે ત્યાં પતનની સંભાવના હોય છે. સાધુને હિસાબે ખ્યાતિ-પ્રતિપત્તિનો મોહ કોઈ કોઈ (સાધુ)ની વિચાર બુદ્ધિને આચ્છાદિત કરી શકે, એમને એમના કર્તવ્યપથમાં આગળ વધવા ન દે.

**સંન્યાસવેશ :**

દેહરાદૂન શહેરની પાસે કિશનપુરમાં શ્રી શ્રી માના આશ્રમના મુખ્ય દરવાજે એક તરુણી ઊભી છે. સંન્યાસી દેખાય છે.

મસૂરી-દેહરાદૂન રોડ પરથી આવતાં માતાજીની દૃષ્ટિ એના પર પડી. દરવાજાની એક બાજુ એ ખૂબ જ શાંત ભાવે ઊભી છે.

માએ એની સાથે બંગાળીમાં વાત કરી. તરુણીએ પણ બંગાળીમાં ઉત્તર આપ્યો, જોકે એનો ચહેરો જોઈને જાણવું અઘરું હતું કે એ ક્યાંની છે. માએ એને અંદર આવવાનું તથા રાત્રિ-ભોજન આશ્રમમાં લેવાનું કહ્યું.

ભોજનોપરાંત તરુણી મા પાસે આવીને બેઠી. થોડા દર્શનાર્થીઓ ને ભક્તો પણ ઉપસ્થિત હતા. માએ પૂછ્યું, ''તમે સંન્યાસી છો ?''

''ના'', એ બોલી.

મા : તો પછી તમારો આ પોશાક કેમ ?

તરુણી : સંગતને લીધે મેં સંસારનો ત્યાગ કર્યો છે.

મા : ''પોતાને'' જાણવા માગો છો ? સાધના કરવા માગે છો ?

''હજી એ બધો વિચાર નથી કર્યો. અત્યારે સાંસારિક કોઈ પણ ચીજમાં નથી રહેવા માગતી.''

મા : તો શું સમજીએ ? વ્યક્તિગત કારણથી ઘર છોડ્યું અને પાછા ફરવા નથી માગતા.

"હા".

મા : ત્યારે તો તમે લોકોની બહુ ક્ષતિ કરો છો. પોતાનું પણ કંઈ કલ્યાણ નથી કરતા.

"હું બીજા કોઈના પણ વિષે બિલકુલ નથી વિચારતી અને હું શું કરું તે માટે બીજા કોઈએ પણ વિચારવાની જરૂર નથી."

મા : યોગ્ય ન કહ્યું. તમારો સંન્યાસી વેશ - સામાન્ય (માણસ) માટે આનું મહત્ત્વ છે. આપણું એ કર્તવ્ય બને છે કે સાધનામાં મગ્ન મનુષ્યની સહાય કરવી. કારણ કે એ શ્રેણીના મનુષ્યો (અર્થાત્ સાધુ, સાધક) પોતાનું ભરણ-પોષણ કરવામાં અશક્ત છે. એ (લોકો) આત્મરક્ષાનો ભાર સ્વયં પોતાના ઉપર ન લઈ ભગવાનની ઈચ્છા પર છોડી દે છે, એટલે જન સાધારણ એમને જોઈને એમની સેવા કરે છે. સંન્યાસીઓ આખા સમાજનું કલ્યાણ ઈચ્છે છે. આવી જાતના (તમારા) ભાવથી કોઈએ પણ પોતાની સમસ્યાના સમાધાનના ઉદ્દેશ્યથી કોઈક મુશ્કેલ સમસ્યામાંથી છટકવા માટે સંન્યાસીનો વેશ લેવો તે અનુચિત છે. અન્ય સર્વ કાંઈ દૂર ખસેડીને કેવળ સાધના લઈને જ્યાં સુધી તમે મસ્ત નથી થઈ જતા, ત્યાં સુધી બીજાની પાસે રહીને ખાદ્ય અને આશ્રય ગ્રહણ કરવાનો તમને કંઈ જ અધિકાર નથી; કારણ કે સામાન્ય મનુષ્ય તમારો પોષાક જોઈને જ તમારી સહાય કરવા આવશે. તમે શું વિચારો છો, શું ઈચ્છો છો તે નથી જાણતા, છતાં એમના તરફથી આગળ આવશે એ લોકો મદદ કરવા.

ભગવા વસ્ત્રધારી એ તરુણી માની વાતો સાંભળીને ચુપચાપ ઊભી રહી. એ શિક્ષિત અને મધ્યમવર્ગની હોય એમ લાગતું હતું.

મા : ઈચ્છા હોય તો આશ્રમમાં જેટલા દિવસ ખુશી (થાય) (એટલું) રહી શકો છો.

માએ એમ પણ કહ્યું કે ઘેર પાછા જવાનું જ એને માટે શ્રેયસ્કર છે, પાછી જઈને ત્યાંની પરિસ્થિતિનો સામનો કરે, જે બીકથી એ ત્યાંથી ભાગી આવી છે તે વિષે મોઢામોઢ વાત થવી જોઈએ.

બીજે દિવસે સવારથી એ છોકરી ન દેખાઈ. માનો ઉપદેશ એણે સ્વીકાર્યો હોય એમ લાગ્યું.

### ભક્તનો પોકાર :

૧૬મી જુને સાંજે માના વર્ષો જૂના ભક્ત શ્રી દેવગણ આવ્યા. એમણે એક અદ્ભુત ઘટના સંભળાવી. મૂળ ઘટના એમનાં પત્ની વિષે હતી. તેઓ અવાર-નવાર પહાડ ઉપર કોઈ મહાત્મા પાસે જતાં. એક દિવસ બીજી એક સ્ત્રીને સાથે લઈને તેઓ મહાત્મા પાસે જવા નીકળ્યાં. અચાનક એક ખૂબ મોટો સાપ શ્રીમતી દેવગણના પગમાં થઈને શરીર ફરતો વીંટળાઈ ગયો. જોડે આવેલી સ્ત્રી આ જોઈને થરથર ધ્રૂજતી બેભાન થઈ ગઈ.

આ બાજુ શ્રીમતી દેવગણે ભયાનક વિપત્તિમાં પોતાનો અંતિમ કાળ આવેલો જાણીને "મા, મા" કરતાં અતિશય કાતર ભાવે પ્રાર્થના કરવા માંડી. આપોઆપ સાપ એમની સહેજ પણ હાનિ કર્યા વગર ત્યાંથી ખસીને કશે ચાલ્યો ગયો.

થોડી વારમાં બીજી સ્ત્રીને પણ ભાન આવ્યું, એટલે બંન્ને સ્ત્રીઓ મહાત્મા પાસે પહોંચી ગઈ. મહાત્માએ

પ્રથમ પ્રશ્ન કર્યો, "કૈસે હો ?" અને આ સ્ત્રીઓ કંઈ પણ બોલે તે પહેલાં મહાત્મા બોલ્યા કે ઉપર બેઠા બેઠા જ એમણે જોયું કે એ સ્ત્રીઓ પાસે સાક્ષાત્ આનન્દમયીમા આવ્યાં અને સર્પને ચાલ્યા જવાનો આદેશ આપ્યો.

## સૂક્ષ્મ શ્રોતા :

૨૦ મી જાન્યુઆરી, ૧૯૫૭ - મા કાશી આશ્રમમાં વિરાજમાન છે. માની સામે ગોપીનાથ કવિરાજ તથા આશ્રમના નારાયણ સ્વામી વચ્ચે વાર્તાલાપ થઈ રહ્યો છે, જેનો વિષય છે તાંત્રિક સાધનામાં બીજ મંત્રની પ્રધાનતા. એકાએક મા કંઈક બોલવા જતાં હોય એમ લાગ્યું, પણ બોલ્યાં નહીં. બે-ત્રણ મિનિટ પછી એકદમ બોલ્યાં, "એક જણ-સફેદ વાળ અને દાઢીવાળા ઋષિ જેવા પુરુષ આવ્યા હતા. બાબા (ગોપીનાથ) અને નારાયણની સમ્મુખ આવીને એમને 'આડાલ' કરીને બેઠા."

આગળ કહ્યું, "કાલથી અહીંયાં એક આસન પાથરી રાખજો. જ્યાં આગળ કીર્તન ઈત્યાદિ થાય છે ત્યાં પણ એક આસન પાથરી રાખો તો સારું. ઘણી વાર કીર્તન, સત્સંગ, સદ્ગ્રંથ - પાઠ ઈત્યાદિના અનુષ્ઠાન-સ્થાનોમાં સૂક્ષ્મ દેહધારી શુદ્ધાત્માઓનો આવિર્ભાવ થાય છે. એમને માટે એક આસન પાથરી રાખવું જોઈએ.

## શુકદેવસંવાદ :

નર્મદાતટે ચાંદોદ પાસેના ભીમપુરા આશ્રમમાં શ્રી શ્રી માના આશ્રયમાં કાશી આશ્રમના નારાયણ સ્વામી આવ્યા હતા. એક વાર રાતમાં એકાએક એમણે જોયું કે ભૂમિનો સ્પર્શ કર્યા વગર શૂન્યમાં કોઈ જઈ રહ્યું છે. સ્વામીજી આશ્ચર્યચકિત થઈ ગયા. એમની જાણમાં હતું કે દેવતા અને યોગ સિદ્ધ મહાપુરુષો શૂન્યમાર્ગે આવ-જા કરી શકે છે, પણ પ્રત્યક્ષ જોવાનો આ પહેલો પ્રસંગ હતો. એમણે એમ પણ સાંભળ્યું હતું કે વ્યાસમુનિ, શુક્રદેવજી, હનુમાનજી તથા તૈલંગસ્વામી જેવા અન્ય સિદ્ધ મહાત્માઓ પણ મા પાસે આવાગમન કરે છે, તેથી આ પણ એમાંના કોઈ હોઈ શકે. બીજે દિવસે એમણે માને પૂછ્યું, "મા, કાલે આપની પાસે કોણ આવ્યું હતું ?" માએ કહ્યું, "શ્રીમદ્ ભાગવતના શુકદેવ. પાસે જ આવેલા એમના મંદિરના દર્શન માટે નિમંત્રણ આપવા આવેલા." ચાંદોદથી ત્રણેક માઈલ દૂર શુકદેવજીનું મંદિર છે. બીજે દિવસે ભક્તો સહિત મા ત્યાં ગયાં.

## ગુરુ અમર છે :

એક સ્ત્રી મા પાસે આવી. એના ગુરુનો દેહ શાંત થયા પછી એ મનથી તૂટી ગઈ હતી, ખૂબ હતાશ થઈ ગઈ હતી. મનની એવી વિક્ષિપ્ત અવસ્થા હતી કે વારંવાર આત્મહત્યા કરવાની એને ઈચ્છા થતી.

માએ એને કહ્યું, "ગુરુ શું કદી પણ મરે ? એમણે એમનું શરીર ત્યાગ્યું છે. એનો અર્થ એવો નથી કે તેઓ હવે નથી. ગુરુ સર્વત્ર હોય છે, કદાપિ પોતાના શિષ્યને છોડીને નથી જતા. ગુરુની મહાસમાધિ થયા પછી તમે આ જે આત્મહત્યા કરવા માગો છો તેનાથી એમ પૂરવાર થાય છે કે તમે વ્યક્તિગત રીતે એમને સ્નેહ કરો છો, ગુરુ તરીકે નહીં."

"ગુરુને વ્યક્તિ તરીકે જોવા એ પાપ છે. એમને ઈશ્વર જાણીને જ પ્રેમ કરવો પડશે, ભક્તિ શ્રદ્ધા કરવી પડશે.

"એક વાત છે - ગુરુનું મૃત્યુ માનીને શિષ્યનું એમને માટે શોક કરવું (તે) અજ્ઞાનતાથી થાય છે. જ્ઞાનનો

ઉદય થયા પછી શોક કરવાનો સવાલ નથી રહેતો. જ્ઞાનથી સ્વરૂપ-પ્રકાશ થાય છે.

## સાધુના શરીરની સુગંધ :

મા દેહરાદૂનના રાયપુર આશ્રમમાં હતાં. અભયજી અને ગુરુપ્રિયા દીદી માના કક્ષમાં ગયાં. એકદમ અભયજી બોલ્યા, ''કેટલી સુંદર ગંધરાજ (પુષ્પ)ની ગંધ આવે છે. અહીં આગળ તો ક્યાંય ફૂલ નથી.'' દીદીને પણ સુગંધ આવી.

માએ કહ્યું : હા, તીવ્ર ગંધ આવે છે.

અભય : મા, કોઈ આવ્યું હતું કે (સૂક્ષ્મમાં) ? તે વખતે માએ કંઈ ન કહ્યું. પછીથી જાણવા મળ્યું કે સૂક્ષ્મ દેહધારી દિગંબર સાધુ મા સામે આસન લગાવીને બેઠા હતા. એમના દેહમાંથી સુગંધ નીકળતી હતી.

મા પાસે સૂક્ષ્મશરીરીઓ અનેક વાર આવતા. એનો ઉલ્લેખ દીદીની ડાયરીમાં ઘણી જગાએ છે. ભક્તો પણ કેટલીક વાર હાજર રહેતા અને ત્યારે આવું બનતું.

●

ઈશાવાસ્યોપનિષદ્માંથી
''कुर्वन्नेवेह कर्माणि'' - ધર્મ પુરુષાર્થ.
मा गृधः कस्यस्विद्धनम् - અર્થ પુરુષાર્થ.
तेन त्यक्तेन भुञ्जीथा - કામ પુરુષાર્થ.
ईशावास्यमिदं सर्वम् - મોક્ષ પુરુષાર્થ.
- પરિવ્રાજક

# શ્રી શ્રી માઁ આનન્દમયીશતનામસ્તોત્ર

(અનુષ્ટુપ્ છંદ)

ભીમપુરા વિશે સ્થાપ્યો, આશ્રમ એક સુંદર.
વસે ભાવિક ભક્તો ત્યાં, સેવતા માઁ પદામ્બુજ.
પાપઘ્ની મોક્ષની દાતા, કલકલનિનાન્દિની.
પુણ્ય સલિલા વહેતી, નર્મદા સમીપે સદા.
આનંદમયી આનંદા, આત્યંતિક દયામયી.
નમું છું પાદ પદ્મોમાં કૃપાળુ ભવતારિણી.
અજેયા અપરાજિતા, અમોઘવરદાયિની.
અપર્ણા અમૃતાદેવી, અગાધઅઘહારિણી.
અજન્મા આત્માનંદી, અસીમક્ષેમકારિણી.
અદ્વેષ્ટા અપૂર્વા આદ્યા, અપ્રમેયકૃપાવતી.
અશોકા અભૂતા માતા, આનંદી અખિલેશ્વરી.
અતિસૌમ્યસ્વરૂપા તું, અતીવ સુમનોહરા.
અનન્યા આશુતોષા તું, નર્મદાતટવાસિની.
કાલિકા કલ્પદ્રુમા તું, ભક્તકષ્ટવિદારિણી.
કીર્તિદા વરદા દેવી, મોક્ષદા હિતકારિણી.
કાલિન્દી તું કૃષ્ણકેશા, કૌમાર્યવ્રતધારિણી.
કલિકાલ સર્વજ્ઞા તું, કલિમલવિનાશિની.
ભાગીરથી ભવ્યદેહા, ભૈરવી ભક્તવંદિતા.
ગૌરી ગિરિજા ગાયત્રી, ઓજસ્વિની અતિશય.
ગંભીર ગરવી ગીતા, જ્ઞાનેશ્વરી અનુપમા.
અખિલવિશ્વવિખ્યાતા, અવારા અવિનશ્વરા.
ધરાધારિણી ધર્મજ્ઞી, ધરણી ધૈર્યધારિણી.
ચતુરા ચપલા ચંડી, ચામુંડા ચક્રધારિણી.
ચતુર્ભુજા ચિદાનંદી, ચરાચરનિવાસિની.

દયામયી તું દાતારા, દૈત્યકુલવિનાશિની.
દયાસિંધુ અતિદક્ષા, મહિષાસુરમર્દિની.
દાનવારિ મહાશક્તિ, દેવી દેવહિતૈષિણી.
પારંગત વેદજ્ઞાને, પરમ પરમેશ્વરી.
પ્રચંડચંડમુંડઘ્ની, પરમા પ્રેમદાયિની.
પાપાપાપપરાદેવી, પ્રમોદા પાપહારિણી.
પ્રસન્નવદના માતા, પ્રખરતાપનાશિની.
પૃથ્વી પરમપાપારિ, પાપઘ્ની વેદવંદિતા.
બાલા બહુચરી શ્યામા, ભદ્રકાલી ભયહરા.
સુશીલા શારદા શર્વા, અનસૂયા મહાસતી.
મહામાયા મહાદિવ્યા, મહાદેહા મહાબલી.
મંદસ્મિતવતી માતા, મંદાકિની મનોહરી.
આનંદકંદ આનંદી, આનન્દમયી સર્વદા.
આનન્દમયી 'મુનિ'ના અંતરે વસજો સદા.
મસ્તકે હસ્ત મૂકીને, આપજો શુભ આશિષ.
માઁના ગુણો સદા ગાયે, તેને બુદ્ધિ રૂડી મળે.
સ્તોત્ર આ કરીને કંઠે, ગાશે સદૈવ જે જન.
કૃપાપાત્ર થશે માઁનો, સંકટો સૌ ટળી જશે.

મધુસુદન ર. પુરોહિત 'મુનિ'
ઠે. શિવદયા, જોષી ટેકરા,
ચાણોદ. (તા. ડભોઈ)

(અભિષેક કરતી વખતે પાઠ કરી શકાય. અથવા અભિષેક બાદ ફૂલ અથવા ચંદન-લગાડેલા ચોખા અક્કેક નામ સાથે ચઢાવી શકાય. આમાં દા.ત. પહેલું આનન્દમયી લખેલું છે, ત્યાં ચોથી વિભક્તિ લગાડવી ''આનન્દમય્યૈ નમ. આંનન્દાય નમઃ'' ઈત્યાદિ.)

●

# પ્રસિદ્ધ મહાત્માઓની મા પ્રત્યેની વાણી

## પૂજ્ય શ્રીરણછોડદાસજી મહારાજ

૩૦ ઓક્ટોબરથી ૫ નવેમ્બર, ૧૯૭૬નો સંયમ- સપ્તાહ ગોંડલનાં સ્વ. શ્રી રાજલક્ષ્મીદેવીના કુટુંબના આગ્રહથી ગોંડલમાં યોજાયો. મુંબઈના વિખ્યાત કાર્ડિયોલોજીસ્ટ ડૉ. સામાણી પણ એમાં ભાગ લેવા આવ્યા હતા. પૂજ્ય જલારામ બાપાનું સ્થાન વીરપુર ગોંડલથી નજીક હોવાને લીધે ડૉક્ટર સામાણી વચ્ચે એક દિવસે સમય કાઢીને વીરપુર ગયા. ત્યાંના મહંતજીને ખબર પડી કે સામાણી તો શ્રી શ્રી આનન્દમયી માતાજી પાસેથી આવ્યા છે, એટલે મહંતજી એમને પગે પડવા ગયા. સામાણીએ સંકોચ અને નમ્રતાથી એમને રોકીને કારણ પૂછ્યું.

મહંતજીએ જણાવ્યું કે એમના મંદિરમાંથી નિયમ પ્રમાણે એમનાથી કોઈ જગ્યાએ જવાય નહીં તેથી તેઓ શ્રી શ્રી માનાં દર્શન કરવા નથી જઈ શકતા. એમણે વિનંતિ કરી કે માને કહેજો કે મને દર્શન આપવા અહીં પધારે.

પછી એમણે આગળ કહ્યું કે મહાત્મા રણછોડદાસજી મહારાજ એક વાર અહીં પધાર્યા હતા ત્યારે એમણે પોતે મને કહ્યું કે **આનન્દમયી મા ચાહે તો આંખના એક પલકારમાં સૃષ્ટિનો લય કરીને નૂતન સૃષ્ટિની રચના કરી શકે છે.**

સામાણીએ મહંતજી તરફથી વિનંતિ કરી, અને મા વીરપુર પધાર્યાં. મા મોટરમાં બેઠાં હતાં અને એમનાં દર્શન કરવા મહંતજી તથા અન્ય આવ્યા હતા.

## મહર્ષિ અરવિંદ

**આનન્દમયી મા સદૈવ સચ્ચિદાનંદમાં બિરાજે છે.**

## પૂજ્ય રામદાસ સ્વામી (કાનન્હગઢ) :

માના આશ્રમમાં સ્વામી વિજયાનંદજી સંન્યાસી આશ્રમવાસી તરીકે રહે છે. પૂર્વાશ્રમમાં તેઓ ફ્રેંચ ડૉક્ટર હતા અને પેરિસમાં પ્રેક્ટીસ કરતા હતા. આધ્યાત્મિક ગુરુની શોધમાં તેઓ આજથી લગભગ ૪૫-૫૦ વર્ષ પહેલાં ભારત આવ્યા. અનુભવ લેવા માટે તેઓ શ્રી અરવિંદ તથા પપ્પા રામદાસજીના આશ્રમોમાં રહ્યા. ભારત છોડતાં પહેલાં એમના એક પરિચિતના આગ્રહથી વારાણસી ગયા અને આનન્દમયીમાનાં દર્શન કર્યાં.

પ્રથમ દર્શનની ક્ષણે જ કાયમ માટે શ્રી શ્રીમાના આશ્રયમાં આવી ગયા. તે ક્ષણથી આજના દિવસ સુધી એમણે ભારત તો શું, માનો આશ્રમ જ છોડ્યો નથી. એમની સાધન-સામગ્રી-ધન-સંપત્તિ કંઈ જ સમેટવા સુદ્ધાં તેઓ પેરિસ ગયા નહીં. મા પાસે આવ્યા પછી એમણે પૂ. રામદાસ સ્વામીને પત્ર લખ્યો, જેના ઉત્તરમાં એમણે લખ્યું કે **"આનન્દમયી મા સાક્ષાત્ જગજ્જનની છે."**

## ૧૦૮ શ્રી શંકર ચૈતન્ય ભારતી (કાશી) :

બ્રહ્મલીન ૧૦૮ શ્રી શંકરચૈતન્ય ભારતીજી કાશીના પ્રસિદ્ધ સંત હતા. તેઓ કાશી વિશ્વનાથના મંદિર પાસે લલિતાઘાટ પર રહેતા હતા. જનસંપર્કમાં બહુ ઓછું આવતા. ખાસ કોઈને ન મળતા. શક્તિના ઉપાસક હતા, સંન્યાસી હતા છતાં સ્ત્રીઓને તો બિલકુલ જ મળતા નહીં. રાત્રે બજાર બંધ થઈ ગયા પછી જે શાકભાજી પડી રહેતી તે લઈને, બાફીને ખાતા. પુષ્ટિકારક ખાદ્યને અભાવે એમને સખત માંદગી આવી ગઈ હતી.

દેવીના એ પ્રત્યક્ષ સંપર્કમાં રહેતા, સતત માતૃસાંન્નિધ્યમાં રહેતા અને વાર્તાલાપ પણ કરતા.

એકવાર એમનાં ઈષ્ટદેવીએ પ્રગટ થઈને એમને કહ્યું કે હું ભદૈનીમાં છું. સાક્ષાત્ આનન્દમયીમાના શરીરમાં વિરાજમાન છું, ત્યાં જઈને મારાં દર્શન કર.

સ્વામીજીએ ઉત્તરમાં કહ્યું, કે હું તડકામાં નહીં જાઉં.

તરત આકાશ વાદ ઘેરાયેલું થઈ ગયું, અને સ્વામીજી કે જે કદી સ્ત્રીઓને ન મળતાં, ચાલીને માતૃદર્શન માટે પધાર્યા. ત્યારથી મા સાથે એમનો સંપર્ક શરૂ થયો જે છેક સુધી રહ્યો.

એક પ્રસંગ ઉલ્લેખનીય છે. એમના સેવકો એ દિવસોમાં પોતપોતાને ઘેર ગયા હોવાથી ભિક્ષા લેવા કોઈ ન ગયું. સ્વામીજી અનાહાર રહ્યા. એક દિવસ અન્નપૂર્ણા મંદિરમાં જઈને માતા અન્નપૂર્ણાને કહ્યું કે તું છે, તો કોઈ ભૂખ્યું કેમ રહે ?

એ વખતે મા વારાણસી આશ્રમમાં હતાં. માએ તરત એમને માટે ખાદ્ય-સામગ્રી મોકલાવી. સ્વામીજીની માંદગી વખતે પણ માએ માતૃભક્ત ડૉ. ગોપાલ દાસગુપ્તને એમની ચિકિત્સા માટે મોકલ્યા. એક વાર માએ દાસગુપ્તને સ્વામીજીને પૂછી જોવાનું કહ્યું કે આશ્રમમાંથી ભોજન મોકલાવવામાં આવે તો તેઓ ગ્રહણ કરશે કે કેમ. તેઓએ સમ્મતિ દર્શાવી. આમ છેવટ સુધી માના આશ્રમમાંથી એક બ્રહ્મચારી એમને ભોજન-સામગ્રી પહોંચાડી આવતો.

એક વાર તેઓ માનાં દર્શન કરવા આવ્યા: માને એક ખૂબ મોટો હાર પહેરાવીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. માએ પણ એમને ખૂબ આદર-સમ્માન આપ્યાં. માના જૂના વયસ્ક ભક્ત ડૉ. પન્નાલાલે સ્વામીજીને મા વિષે પૂછ્યું, તો એમણે કહ્યું : **"મા ચૈતન્ય ચિદાનન્દ છે."**

## <u>૧૦૮ શ્રી બાલાનન્દ બ્રહ્મચારીજી :</u>

દેવઘર (બિહાર)ના આ સિદ્ધ સંત ભારતના પ્રસિદ્ધ મહાત્માઓમાંના એક છે. એમના શિષ્ય શ્રી મોહનાનંદ બ્રહ્મચારી પણ ખ્યાતિપ્રાપ્ત મહાત્મા હતા અને મા પાસે ઘણી વાર આવતા. માના ભક્ત અને સ્વામી બાલાનન્દજીના શિષ્ય એવા શ્રી પ્રાણગોપાલ મુખોપાધ્યાય ઢાકાથી માને, દેવઘર લઈ ગયા હતા. એ વખતે સ્વામીજીની ઉંમર આશરે સો વર્ષની હતી અને માની આશરે ૩૦. માને જોઈને સ્વામીજી અત્યંત આનંદિત થઈ ગયા અને બોલ્યા, "મા, તમે એક દિવસ સૂક્ષ્મ રૂપે દર્શન આપ્યાં હતાં, આજે સ્થૂલ રૂપે દર્શન આપવા આવી છો !" માની સાથે આવેલા ભક્તોને સ્વામીજીએ કહ્યું :

**"જેમનો સાથ પકડ્યો છે એમને કદી પણ નહીં છોડતા. મા તો સાધિકા નથી, આ સદાસિદ્ધા છે. કોઈ કામ માટે જન્મ લીધો છે. એ કામ પૂરું થશે એટલે જતી રહેશે. એમને કોઈ પણ જાતનું સાધન-ભજન નથી કરવાનું."**

## <u>૧૦૮ શ્રી ત્રિવેણી પુરીજી (ખન્ના બાબા) :</u>

વૃંદાવનના પ્રસિદ્ધ સંત શ્રી કૃષ્ણાનંદ અવધૂતજીના ગુરુદેવ પંજાબના સિદ્ધ સંત ત્રિવેણી પુરીજી મહારાજ હતા જેમને લોકો ખન્નાબાબાને નામે જાણતા.

એક વાર અવધૂતજીએ પંજાબના જુદાજુદા સ્થળોએ માના જન્મોત્સવની વ્યવસ્થા કરાવી જેથી બધે જ લોકો માનાં દર્શન કરીને જન્મ સફળ કરી શકે. ઉત્સવમાં પધારેલા અન્ય મહાત્માઓ પણ સાથે સાથે જતા. એમના ગુરુદેવ ત્રિવેણી પુરીજી પણ સાથે હતા. જુદા જુદા મહાત્માઓ પ્રવચન કરતા. ત્રિવેણી પુરી મહારાજના પ્રવચન વખતે માના ભક્ત હરિરામ જોષીએ એમને મા વિષે કંઈ બોલવાની વિનંતિ કરી. એમણે માત્ર એટલું જ કહ્યું કે "મા વિષે શું બોલી શકાય ? પરંતુ હરિરામ જોષીએ આગ્રહ કર્યા જ કર્યો, આખરે ધીમેથી મહારાજે કહ્યું, "શું જાણવા માગો છો ? કાલે ત્રણ વાગે મારી કુટિયા પર આવી જજો."

નિર્ધારિત સમયે મહાત્મા પાસે જઈને હરિરામજીએ પૂછ્યું, "મા કોણ છે ?" એમણે ઉલ્ટું સામે પૂછ્યું, "તમે શું માનો છો ?" હરિરામજી બોલ્યા, "અમને ખબર નથી મહારાજ, કોઈ માને દુર્ગાનો, કોઈ શક્તિનો અવતાર કહે છે. કૃપા કરીને આપ કહો કે મા કોણ છે."

સહેજ હસીને બાબા બોલ્યા, "અવતાર ? અવતાર તો બહુ નાની વાત થઈ. મા એ જ છે કે જે અવતાર ધારણ કરે છે."

## શ્રી કૃષ્ણાનંદ અવધૂત :

શ્રી ત્રિવેણીપુરીજીના શિષ્ય અવધૂતજી વેદાંતી હતા. તેઓ સૌ પ્રથમ વાર મા પાસે દેહરાદૂનના કિશનપુરના આશ્રમમાં આવ્યા. એ વખતે કદાચિત્ કૌતુહલવૃત્તિથી અથવા માને સિદ્ધ સંત જાણીને આવ્યા હશે. ત્યાં એક બાજુએ ઊભા હતા, ત્યારે કોઈએ માને પ્રશ્ન પૂછ્યો, અને માએ એક વાક્યમાં એનો એવો ઉત્તર આપ્યો કે જેમાં પ્રખર વેદાંતનું ગૂઢ તત્ત્વ નિહિત હતું. અવધૂતજીનું આદરથી શિર નમી ગયું. ત્યાર બાદ શ્રીમાનાં દર્શન એમને સિંહવાહિની અંબિકારૂપે થયાં. એમણે શ્રદ્ધાવિહ્વળ થઈને માના જન્મોત્સવ વખતે અષ્ટધાતુના સિંહવાળું આસન બનાવડાવ્યું, તથા એ જ સિંહાસનમાં માને વિરાજમાન્ કરીને જન્મતિથિ-પૂજા ઉજવાવી.

## ૧૦૮ શ્રી હરિબાબાજી :

પંજાબના આ સિદ્ધ મહાત્મા સિખ સંપ્રદાયના હતા, પરંતુ મહાપ્રભુ ચૈતન્યદેવ એમના ઈષ્ટ હતા. વર્ષો પહેલાં એમના ગુરુ શ્રી સચ્ચિદાનંદજીએ એમને મોક્ષ-પ્રાપ્તિ માટે શ્રી શ્રી માતા આનન્દમયીના સંસ્પર્શ માટે જવાનું કહ્યું, આ કારણે તેઓ છેક ઢાકા ગયા, અને પ્રથમ દર્શનથી જ માના સ્વરૂપને પામી ગયા. એમણે મા સામે ઈચ્છા દર્શાવી હતી કે માની સ્થૂલ ઉપસ્થિતિમાં જ એમનો દેહ છૂટે. બરાબર એ જ રીતે હરિબાબાએ મા સામે જોતાં જોતાં માના વારાણસી આશ્રમમાં પોતાની ઐહિક લીલા સંકેલી દીધી.

પૂજ્ય હરિબાબાજીએ કહ્યું હતું : "મા જીવ કોટિનાં નથી, ઈશ્વર કોટિનાં છે, કોઈ પૂર્વ જન્મ નથી કે નથી પ્રારબ્ધ."

હરિબાબાને કોઈએ પૂછ્યું કે તો પછી શરીર કેમ ? એમણે ઉત્તર આપ્યો : "મારી એવી ધારણા છે કે માએ આ શરીર માનવમાત્રના કલ્યાણ માટે ધારણ કર્યું છે. પતિ સાથે પુત્રીની જેમ રહ્યાં, દીક્ષા સ્વયમ્ પાસેથી થઈ, સાધનાની સમસ્ત ક્રિયાઓ સ્વતઃ એમના શરીરના આશ્રયે થઈ ગઈ, કે જ્યારે એમને પોતાને તો બાહ્ય સાધનાની જરૂર જ નહોતી. તેઓ સ્વયં-સિદ્ધ છે."

●

# સંતગાથા

## શેખ મહમ્મદ સાહેબ

- પરિવ્રાજક

મહારાષ્ટ્રના શ્રીગોંદેગામમાં હરિકીર્તનની રમઝટ ચાલતી હતી.

ઓમ્ નમોજી અવ્યક્તરામા,

પરાત્પર મેઘશ્યામા,

બ્રહ્માદિકાં ન કળે મહિમા અવિનાશ.

મ્હણ વૂનિયા

શેખ મહમ્મદ.

મૃદંગ, કરતાલ ને ઝાંઝનો અવાજ રાત્રિને ભક્તિમય બનાવી દેતો હતો. અચાનક વ્યાસપીઠ પરથી કૂદીને શેખ કૂવા પાસે ગયા. ડોલ લઈને દોરડાથી પાણી ખેંચી ખેંચીને બહાર ફેંકતા ગયા. આખી મંડળીએ આશ્ચર્યચકિત થઈને આ દૃશ્ય જોયું અને તરત જ બધા ભેગા થઈને પાણી ભરી ભરીને ઉલેચવા માંડ્યા. થોડીક વારમાં શેખ પરસેવાથી રેબઝેબ થઈ મંચ પર પાછા ફર્યા. કાળી દાઢી પરસેવાથી ભીની થઈ ગઈ હતી. પાણી નીતરતું હતું. એમણે કહ્યું, ''દેહુમાં કીર્તનમાં તુકારામજી એટલા બધા તલ્લીન થઈ ગયા હતા કે તંબૂમાં આગ લાગી, છતાં કોઈને એનું ભાન નહોતું; એટલે મારે પાણી લઈને આગ ઓલવવી પડી.''

સહુને આશ્ચર્ય થયું કે આટલે દૂરથી તેઓ આગ કેવી રીતે જોઈ શક્યા, અને અહીંયાંથી પાણી નાખીને ઓલવી કેવી રીતે ? શેખ બોલ્યા, ''તમને સંદેહ હોય તો દેહુ માણસ મોકલો.'' ખરેખર, એક માણસને ઊંટ પર મોકલ્યો. એણે પાછા આવીને ખબર આપી કે રાત્રે કીર્તન વખતે સાચે જ આગ લાગી હતી અને ત્યાં જ ઓલવાઈ ગઈ, નીચે પાણી પણ ભરાયું હતું.

લોકોને વિશ્વાસ બેસી ગયો. સંતને ચરણે પડ્યા.

આ હતા શેખ મહમ્મદ સાહેબ, મહારાષ્ટ્રના સંત-સમાજને પણ જેમના ચરણોમાં શ્રદ્ધા હતી.

'સંતમણિમાલા'ના લેખકે શેખનું જીવનચરિત્ર લખતાં કહ્યું છે : ''જેણે કીર્તિના મહાસાગરમાં પોતાની જાતને પર્વતની જેમ અવિચળ રાખી છે તેવા શેખ મહમ્મદ મુસલમાન હોવા છતાં ભગવદ્ ભક્તની પંક્તિમાં એમનું ઉચ્ચ સ્થાન છે.''

અહમદનગરના શ્રીગોંદે તાલુકાનું રૂઈબાહીર તેમનું ગામ અને જન્મસ્થાન. પૂર્વજો મુલ્લાગીરી કરતા તેથી એમણે પણ મુલ્લાગીરી સ્વીકારી. એક વાર પિતાએ બકરાની કુર્બાની કરવા કહ્યું. બકરાનો દયામણો ચહેરો જોઈ શેખ દ્રવી ગયા. એમણે પોતાની આંગળી કાપી નાખી. અસહ્ય વેદના થતાં વિચાર આવ્યો કે એક નાની સરખી આંગળી કપાવાથી આવું ભયાનક દર્દ થાય તો ગરદન કપાવાથી મૂગા પ્રાણીને શું થતું હશે ? તે જ ક્ષણે આંસુ ભરેલી આંખે એમણે છરો ફેંકી દીધો, હિંસક વૃત્તિ છોડી દીધી. આજે પણ એમના વંશજો આ પ્રતિજ્ઞાનું પાલન કરે છે. તે પછી

મુલ્લાગીરી છોડીને એમણે વૈષ્ણવ ધર્મ સ્વીકાર્યો. મુસલમાન હોવાથી હિંદુ પાસેથી દીક્ષા તો ન લીધી, પરંતુ વૈષ્ણવ માર્ગનું અનુસરણ કરતા રહ્યા. પ્રસિદ્ધ સંત તુકારામ અને જયરામ સ્વામી સાથે શેખ મહમ્મદને અગાધ પ્રેમ હતો, અને અવારનવાર મળતા પણ ખરા.

એકવાર જયરામ સ્વામી શ્રીગોંદે ગામ પધાર્યા. એકાંતમાં ત્રણ દિવસ ભગવત્ ચર્ચા કરી, ત્યારે શેખે એકાંતમાં પોતાનો ખભો ચીરીને બતાવ્યું કે અંદર જનોઈ હતી, શિર પર શિવલિંગ હતું ! જયરામ સ્વામીને ખાત્રી થઈ કે એકનિષ્ઠ શેખનું શરીર બ્રાહ્મણ હતું. જયરામ સ્વામીએ જ્યારે શ્રીગોંદે છોડ્યું, ત્યારે શેખે કહ્યું, ''હું તમારી સમાધિ સમયે હાજર રહીશ.''

જયરામ સ્વામીનો અંતિમ સમય આવ્યો. એમણે લોકોને જાણ કરી. એમની દૃષ્ટિ ચારે બાજુ કંઈક ખોળી રહી હતી. એટલામાં એકત્રિત ટોળામાં કોલાહલ થઈ ગયો : આ યવન ક્યાંથી આવ્યો ?

જયરામ સ્વામી દોટ મૂકીને શેખ પાસે ગયા, પ્રણામ કર્યા અને બોલ્યા, ''હવે નિશ્ચિંત થઈને સમાધિ લઈશ.''

શેખ સાહેબ એકેશ્વરવાદી હતા. નિર્ગુણ ઉપાસક હોવા છતાં મૂર્તિપૂજાને માન આપીને શ્રી વિઠ્ઠલનાં દર્શન કરવા પંઢરપુર જતા. એમણે લખ્યું છે, ''ધન્ય છે પંઢરપુર જ્યાં પાંડુરંગનો નિવાસ છે. ચિત્તને સ્થિર કરી પંઢરપુર જઈએ અને વિઠ્ઠલનાં દર્શન કરીએ.''

શેખબાબાના ત્રણ ગ્રંથો ઉપલબ્ધ છે : યોગસંગ્રામ, નિષ્કલંકબોધ અને પવનવિજય. આજે પણ મહારાષ્ટ્રમાં પ્રેમાર્દ્ર કંઠે એમનાં ભજનો ગવાય છે. તેઓ શ્રદ્ધાનું અક્ષુણ્ગ સ્થાન પામ્યા છે.

●

मनुष्याणां सहस्त्रेषु कश्चिद् यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

(ગીતા)

હજારો મનુષ્યોમાંથી કોઈક જ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે. પ્રયત્ન કરનારાઓમાંથી પણ કોઈક જ મને તત્ત્વતઃ જાણે છે.

# શ્રીમદ્ ભાગવત

## (ગયા અંકથી ચાલુ)

- વૈદેહી પાર્થિવકુમાર અધ્યારુ

મૂ.શ્લો. रूपं स जगृहे मात्स्यं चाक्षुषोदधिसंप्लवे ॥
नाव्यारोप्य महीमय्यामपाद्वैवस्वतं मनुम् ॥ १५ ॥

श्री.दी. मत्स्यावतारमाह – रूपमिति । चाक्षुषमन्वन्तरे च उदधीनां संप्लवः संश्लेषस्तस्मिन् । यद्यपि मन्वन्तरावसाने प्रलयो नास्ति तथापि केनचित् कौतुकेन सत्यव्रताय माया प्रदर्शिता यथाऽकाण्डे मार्कण्डेयायेति द्रष्टव्यम्। महीमय्यां नावि, नौकारूपायां मह्यामित्यर्थः। अपात्–रक्षितवान्। वैवस्वतमिति भाविनी संज्ञा॥ १५ ॥

અનુવાદ : ચાક્ષુષ મન્વન્તરમાં સમુદ્રમાં જલપ્રલય થયો ત્યારે તેમણે મત્સ્યનું રૂપ ગ્રહણ કર્યું અને પૃથ્વીરૂપી નૌકામાં વૈવસ્વત મનુને બેસાડીને તેમની રક્ષા કરી.॥ ૧૫॥

શ્રી.દી. : મત્સ્યાવતારને કહે છે. 'रूपम् इति।' ચાક્ષુષ મન્વન્તરમાં સમુદ્રમાં જલપ્રલય થયો એટલે કે સમુદ્રો મિશ્ર થઈ ગયા, જોકે મન્વન્તરના અંતે પ્રલય ન થાય છતાં પણ કોઈક લીલાથી સત્યવ્રત રાજાને માયા દર્શાવી, જેમ માર્કણ્ડેય ઋષિને પણ અસમયે (માયા દર્શાવી) તેમ સમજવું. 'महीमय्यां नावि' પૃથ્વીરૂપી નૌકામાં, એમ અર્થ છે.'अपात्' રક્ષા કરી 'वैवस्वतम्' એ (મનુનું) ભાવિ નામ છે.॥ ૧૫॥

મૂ.શ્લો. सुरासुराणामुदधिं मथ्नतां मन्दराचलम्।
दध्रे कमठरूपेण पृष्ठ एकादशे विभुः ॥ १६ ॥

श्री.दी. कूर्मावतारमाह । कमठः कूर्मस्तद्रूपेणैकादशेऽवतारे विभुर्दध्रे दधार ॥ १६ ॥

અનુવાદ : અગિયારમાં અવતારમાં દેવો અને દાનવો સમુદ્રને વલોવતા હતા ત્યારે વિભુએ કાચબાનું રૂપ લઈ પોતાની પીઠ ઉપર મંદરાચલને ધારણ કર્યો. ॥ ૧૬॥

શ્રી.દી.: કાચબાનો અવતાર કહે છે - 'कमठः' કાચબો, તેના રૂપે, અગિયારમા અવતારમાં વિભુએ 'दध्रे' મંદરાચલ ધારણ કર્યો. ॥ ૧૬॥

(બારમો, તેરમો અવતાર એક સાથે થયા, માટે વ્યાસજીએ એક શ્લોકમાં તેની કથા કરી.)

મૂ.શ્લો. धान्वन्तरं द्वादशमं त्रयोदशममेव च।
अपाययत्सुरानन्यान्मोहिन्या मोहयन् स्त्रिया ॥ १७ ॥

श्री.दी. धन्वन्तर्यवतारमाह । धान्वन्तरं धन्वन्तरि रूपम्। द्वादशमादिप्रयोगस्त्वार्षः। त्रयोदशममेव रूपं तच्चरितेन सह दर्शयति। अपाययदित्यत्र सुधामित्यध्याहारः। मोहिन्या स्त्रिया तद्रूपेणान्यानसुरान्मोहयन्। धन्वन्तरिरूपेणामृतमानीय मोहिन्याऽपाचयदित्यर्थः॥ १७॥

અનુવાદ : ધન્વન્તરિરૂપે બારમો અને (મોહિની રૂપે) તેરમો અવતાર થયો. મોહિની સ્ત્રી રૂપે અન્યો(અસુરો)ને મોહિત કરતાં કરતાં (કરીને) દેવતાઓને (ધન્વન્તરિ રૂપે) અમૃત આણીને પાયું. ॥ ૧૭॥

શ્રી.દી.: ધન્વન્તરિ અવતાર કહે છે. - 'धान्वन्तरम्' 'धन्वन्तरः इदम्' (તદ્ધિત), ધન્વન્તરિરૂપે. 'द्वादशम' વગેરે પ્રયોગ આર્ષ છે. (સંસ્કૃતમાં વસ્તુતઃ 'द्वादश' (બારમો) 'त्रयोदश' (તેરમો) એવા શબ્દો હોય છે. અહીં 'म' પ્રત્યય વધારાનો છે. તેથી આર્ષ છે. 'त्रयोदशम' શબ્દમાં પણ એમ જ સમજવું.) 'त्रयोदशमम्' તેરમા અવતારવાળું (ભગવાનનું) રૂપ તેમના ચરિત્ર સાથે દર્શાવે છે. 'अपाययत् इति' (અમૃત) પાયું અમૃત શબ્દ અધ્યાહાર છે. 'मोहिन्या स्त्रिया' મોહિની સ્ત્રી દ્વારા તે રૂપે 'अन्यान्' અસુરોને 'मोहयन्' મોહ પમાડતા ધન્વન્તરિરૂપે અમૃત લાવીને મોહિનીરૂપે પાયું તેવો અર્થ છે. ॥ ૧૭॥

મૂ.શ્લો. चतुर्दशं नारसिंहं बिभ्रद्दैत्येन्द्रमूर्जितम् ॥

ददार करजैवक्षस्येरकां कटकृद्यथा ॥ १८ ॥

શ્રી.દી. नृसिंहावतारमाह । नारसिंहं रूपं बिभ्रत् एरकां निर्ग्रन्थि तृणाम् ॥ १८ ॥

અનુવાદ : ચૌદમો નરસિંહ અવતાર ધારણ કરીને અત્યંત શક્તિશાળી (છકી ગયેલા) દૈત્યેન્દ્ર હિરણ્યકશિપુને નખ વડે, જેમ સાદડી વણનારો (ગાંઠ વગરના) ઘાસને ચીરી નાખે તેમ છાતીએથી ચીરી નાખ્યો ॥ ૧૮॥

શ્રી.દી. : નરસિંહ અવતાર કહે છે - નરસિંહનું રૂપ ધારણ કરતા (કરીને) 'एरकाम्' ગાંઠ વગરનું ઘાસ ॥૧૮॥

મૂ.શ્લો. पञ्चदशं वामनकं कृत्वागादध्वरं बलेः ।

पदत्रयं याचमानः प्रत्यादित्सुस्त्रिविष्टपम् ॥ १९ ॥

શ્રી.દી. वामनावतारमाह - पञ्चदशमिति दुष्टानां मदं वामयतीति वामनकं रूपम् । ह्रस्वं वा प्रत्यादित्सुस्तस्मादाच्छिद्य ग्रहीतुमिच्छुः ॥ १९ ॥

અનુવાદ : પંદરમો વામન અવતાર ધારણ કરી, બલિરાજાનાં યજ્ઞમાં ગયા. સ્વર્ગનું રાજ્ય પાછું લઈ લેવાની ઈચ્છાવાળા ભગવાને ત્રણ પગલાં (પૃથ્વી) માગી. ॥ ૧૯॥

શ્રી.દી. : વામન અવતાર કહે છે - 'पंचदशम् इति।' દુષ્ટોના મદને વમન કરાવી દે (દૂર કરાવી દે) એવું નાનું રૂપ અથવા ટૂંકું સ્વરૂપ. ('वामनयति' હોય તો દુષ્ટોના મદને અલ્પ કરે તે વામન) 'प्रत्यादित्सुः' ઝૂંટવીને પાછું લઈ લેવાની ઈચ્છા રાખનાર. ॥ ૧૯॥

મૂ.શ્લો. अवतारे षोडशमे पश्यन्ब्रह्मद्रुहो नृपान् ।

त्रिःसप्तकृत्वः कुपितो निःक्षत्रामकरोन्महीम् ॥ २० ॥

શ્રી.દી. परशुरामावतारमाह - अवतार इति ।

त्रिस्त्रिगुणं यथा भवति तथा सप्तकृत्वः सप्तवारानेकविंशतिवारानित्यर्थः ॥ २० ॥

અનુવાદ : સોળમા અવતારે બ્રાહ્મણોનો દ્રોહ કરનાર રાજાઓને જોઈને, કુપિત થઈ પૃથ્વીને એકવીસ વખત નિઃક્ષત્રી કરી. ॥ ૨૦॥

શ્રી.દી. : પરશુરામ અવતાર કહે છે - 'अवतार इति।' 'त्रि' ત્રણ ગણા થાય તેમ 'सप्तकृत्वः' સાત વખત એટલે (૩x૭=૨૧) એકવીસ વખત, આમ અર્થ છે. ॥ ૨૦॥

मू.श्लो. ततः सप्तदशे जातः सत्यवत्यां पराशरात्।
चक्रे वेदतरोः शाखा दृष्ट्वा पुंसोऽल्पमेधसः ॥ २१ ॥

श्री.दी. व्यासावतारमाह – तत इति । अल्पमेधसोऽल्पप्रज्ञान्पुंसो दृष्ट्वा तदनुग्रहार्थं शाखाश्चक्रे ॥ २१ ॥

અનુવાદ : પછી સત્તરમા અવતારમાં પરાશરથી સત્યવતી વિષે ઉત્પન્ન થઈ, અલ્પબુદ્ધિવાળા મનુષ્યોને જોઈને (તેમના ઉપર અનુગ્રહ કરવા માટે) વેદરૂપી વૃક્ષની શાખાઓ કરી. (અર્થાત્ વેદના નાના નાના વિભાગો કર્યા.) ॥ ૨૧॥

શ્રી.દી. : વ્યાસ અવતાર કહે છે - 'ततः इति।' 'अल्पमेधसः' અલ્પબુદ્ધિવાળા મનુષ્યોને જોઈને તેમની ઉપર અનુગ્રહ કરવા શાખાઓ કરી, વિભાગો કર્યા. ॥ ૨૧॥

मू.श्लो. नरदेवत्वमापन्नः सुरकार्यचिकीर्षया ।
समुद्रनिग्रहादीनि चक्रे वीर्याण्यतः परम् ॥ २२ ॥

श्री.दी. रामावतारमाह – नरेति। नरदेवत्वं राघवरूपेण प्राप्तः सन्। अतः परमष्टादशे ॥ २२ ॥

અનુવાદ : આના પછી (અઢારમા અવતારમાં) દેવતાઓનું કાર્ય કરવાની ઈચ્છાથી રાઘવરૂપ પ્રાપ્ત કરીને સમુદ્રનો નિગ્રહ વગેરે પરાક્રમો કર્યાં.॥ ૨૨॥

શ્રી.દી. : રામાવતાર કહે છે - 'नर इति।' 'नरदेवत्वम्' રાઘવરૂપ પ્રાપ્ત કરીને 'अतः परम्' આના પછીના એટલે કે અઢારમા અવતારમાં ॥ ૨૨॥

मू.श्लो. एकोनविंशे विंशतिमे वृष्णिषु प्राप्य जन्मनी।
रामकृष्णाविति भुवो भगवानहरद्भरम् ॥ २३ ॥

श्री.दी. रामकृष्णावतारमाह – एकोनेति विंशतितम इति वक्तव्ये तकारलोपश्छन्दोनुरोधेन। रामकृष्णावित्येवं नामनी जन्मनी प्राप्य ॥ २३ ॥

અનુવાદ : ઓગણીસમા અને વીસમા અવતારમાં રામ અને કૃષ્ણ એવા નામથી વૃષ્ણિકુળમાં જન્મ લઈને ભગવાને પૃથ્વીનો ભાર ઊતાર્યો. ॥ ૨૩॥

શ્રી.દી. : રામ અને કૃષ્ણનો અવતાર કહે છે - 'एकोनेति' (એમ પાઠ લેતાં જ અક્ષર થાય એટલે અનુષ્ટુપ્‌ના ૮ અક્ષરનો મેળ બેસી જાય) 'विशंतितम' એમ કહેવું જોઈએ - તેમાં (મૂળશ્લોકમાં) 'विंशतिमे' માં 'त' કારનો લોપ થયો છે તે છંદને અનુસરવાથી છે. 'रामकृष्णौ इति' રામ અને કૃષ્ણ એવાં નામ પ્રાપ્ત કરીને. ॥ ૨૩॥

मू.श्लो. ततः कलौ संप्रवृत्ते संमोहाय सुरद्विषाम्। बुद्धो नाम्नाऽजनसुतः कीकटेषु भविष्यति ॥ २४ ॥

श्री.दी. बुद्धावतारमाह – तत इति।

अजनस्य सुतः।

'जिनसुत' इति पाठे जिनोऽपि स एव। कीकटेषु मध्ये गयाप्रदेशे॥ २४॥

અનુવાદ : ત્યાર પછી કલિયુગ પ્રવૃત્ત થવાથી અસુરોને મોહ પમાડવા માટે કીકટ દેશમાં અજનના પુત્ર બુદ્ધ નામે ઉત્પન્ન થશે.॥ ૨૪॥

શ્રી.દી. : બુદ્ધાવતાર કહે છે - 'ततः इति।' અજનના પુત્ર, 'जिनसुतः' આમ પાઠ હોય તો જિન પણ તે જ છે. 'कीकटेषु' કીકટદેશના મધ્યમાં, ગયા પ્રદેશમાં. ॥ ૨૪॥

મૂ.શ્લો. अथासौ युगसन्ध्यायां दस्युप्रायेषु राजसु।
जनिता विष्णुयशसो नाम्ना कल्किर्जगत्पतिः॥ २५॥

શ્રી.દી. कल्क्यवतारमाह - अथेति। युगसन्ध्यायाम्। कलेरन्ते त्रिष्णुयशसो ब्राह्मणात्सकाशाज्जनिता जनिष्यते॥२५॥

અનુવાદ : ત્યાર પછી યુગના સંધિકાળમાં (કલિયુગના અંતે) જ્યારે રાજાઓ ચોર જેવા થશે ત્યારે આ જગત્પતિ ભગવાન વિષ્ણુયશસ્ બ્રાહ્મણથી કલ્કિ નામે પ્રકટ થશે. ॥ ૨૫॥

શ્રી.દી. : કલ્કિ અવતાર કહે છે - 'अथ इति' 'युगसंध्यायाम्' યુગના સંધિકાળમાં, કલિયુગના અંતે વિષ્ણુયશસ્ બ્રાહ્મણથી જગતના પતિ કલ્કિ પ્રગટ થશે. ॥ ૨૫॥

(ક્રમશઃ)

•

મૌનનું ફળ (તે) અમન થઈ જવું. ચક્કર બંધ કરવા માટે મૌન કરે છે. ચક્કરમાં પડી ગયો ને, ચક્કરમાંથી નીકળવા માટે. ભગવાન વિષ્ણુના હાથમાં જે ચક્ર છે એને સમજવા માટે. ગાડીની જેમ ચાલે છે ચટપટ મળી જશે.

- શ્રી શ્રી મા

# ભીમપુરાના આનંદપ્રદ દિવસો

- ક્લૉડ પોર્ટલ

(શ્રી શ્રીમાના અનેક વર્ષોના ભક્ત, ફ્રાન્સના શ્રી ક્લૉડ એમના આત્મીયતાસભર દિવસો યાદ કરીને પત્ર લખે છે :)

એપ્રિલ, ૧૯૭૮માં માનાં પ્રથમ દર્શન પ્રાપ્ત થયાં, પછી દર વર્ષે એક કે બે વાર હું ભારત આવું છું. અનેક સંયમ-સપ્તાહમાં ભાગ લીધા પછી ગયા નવેમ્બરમાં ફરીથી આવ્યો, પરંતુ સંયમ-સપ્તાહ બાદ જે ૧૩ દિવસો ભીમપુરામાં પસાર કર્યા તે ઘણી રીતે વિશેષતાપૂર્ણ હતા.

ભીમપુરામાં નર્મદા એકદમ શાંત, સ્થિર અને શક્તિસંપન્ન છે; સમુદ્રનો ભાસ કરાવે છે એની મહાનતા, ગરિમા, અનંતત્વનો સ્પર્શ ! પરંતુ સમુદ્રનાં મોજાં સર્વક્ષણ પરિવર્તન પામતા જગતનો આભાસ કરાવે છે, જ્યારે નર્મદા આપે છે સંપૂર્ણ શાંતિ, અખંડ શાંતિ, સ્થિરતા, નિત્યતા.

આશ્રમમાં અનંતત્વપૂર્ણ જીવન લાગે છે. ગામમાં ઘાસનાં છાપરાંવાળી ઝૂંપડીઓ, બાળકો સાથે ચાલતી અને નદીકાંઠે પાણી ભરવા જતી સ્ત્રીઓ, માથે જળપૂર્ણ ઘડા મૂકીને પાછી ઉપર આવતી સ્ત્રીઓ, ધીમે ધીમે ચાલતાં બળદગાડાં - આ બધું જ દૃશ્ય ૫૦૦૦ વર્ષ પૂર્વે પણ આવું જ હશે.

જુદી જુદી જાતનાં પુષ્કળ વૃક્ષો તથા સુંદર ગુલાબી અને સફેદ બોગનવેલોથી શોભતા આશ્રમનાં મકાનો સુંદર રીતે બાંધેલાં છે. મારી દિનચર્યાનો વિશેષ સમય એ હતો જ્યારે સ્વામી ભાસ્કરાનંદજી એમના દૈનિક ચાલવાના કાર્યક્રમમાં મને સાથે લઈ જતા, કોઈ વાર કરેણનાં વૃક્ષોથી શોભતા કાચા માટીના રસ્તેથી અમે જતા તો કોઈવાર લીંબૂના બગીચામાંથી કે પંચવટી પાસેથી.

આશ્રમનું જીવન ખૂબ સાદું છે, ખરેખર અ-શ્રમ (શ્રમ વિનાનું) છે. દરેક વ્યક્તિ પોતાની સાધનાને અનુસરીને મુક્ત રૂપે વિચરે છે. બધા લોકો સાથે બધું જ જાણે કે અનુકૂળ થઈને આપોઆપ સુંદર અને સરળ રીતે ગોઠવાઈ જતું લાગે છે. સંપૂર્ણ સ્થળ શાંતિપૂર્ણ અને માના સાન્નિધ્યથી છવાયેલું છે. સ્વામી ભાસ્કરાનંદજી બધાં સામે સ્મિત વેરતા સ્નેહ, પ્રેમ અને માધુર્યથી પરિપૂર્ણ છે. એ રોજ સવારનો સમય હજી યાદ છે જ્યારે સ્વામીજી પ્રસન્નમુખે સવારનો પ્રસાદ વહેંચતા અને આનંદથી એને નામ આપતા ''મોર્નિંગ ગ્લૉરી''!

ભીમપુરા જતી વખતે મને ઈચ્છા થઈ કે જો હું થોડું હાર્મોનિયમ વગાડતાં શીખું તો કેવું, અને જ્યારે બ્રહ્મચારી યોગાનંદે સહકાર દર્શાવ્યો ત્યારે હું ખૂબ ખુશ થયો. હું એમનો સાચે જ આભારી છું કે એમણે માના આશ્રમના દૈનિક કીર્તનમાંથી મને થોડું જરૂર પૂરતું શીખવ્યું પણ ખરું. તે ઉપરાંત સ્વામી ભાસ્કરાનંદજીના સહાયક કનુભાઈએ પણ મારી ઘણી મદદ કરી જેમ કે રસોઈ વિષેની જાણકારી આપી, શાક ને બ્રહ્મ ખિચડી કેમ બનાવવી તે કહ્યું, દાંત દુઃખતા હોય તો શું કરવું વગેરે. શનિ-રવિમાં બહારથી લોકો આવતા અને પ્રસાદ લાવતા જેથી અમારા રોજિંદા સાદા ભોજનમાં વિશેષતા આવતી.

આપણે સહુએ પોતાને ઘેર હોવાનો ભાવ અનુભવ્યો છે. (આશ્રમમાં આત્મીયતા). માની હાજરીમાં તો અમે

''સંપૂર્ણતા''ની ભાવના અનુભવતાં, પરંતુ વિદેશી હોવાને કારણે આમતેમ ફરતી વખતે એક સર્તકતાનો ભાવ આવી જતો કે બીજાને આડે ન આવવું કે અજાણતાંમાં નિયમભંગ ન કરવો, અને તત્ક્ષણ ભાવમાં બાધા આવી જતી; અને કેટલીક વાર તો ભૂલ કરવાથી જે પ્રતિક્રિયા જોવામાં આવતી તેનાથી એવું લાગતું કે ''ઘર''માંથી ખૂબ દૂર થઈ ગયા છીએ.

પણ ભીમપુરામાં આશ્રમની અંદર એવું કંઈ જ નહોતું થતું જેથી મને ઘણું આશ્ચર્ય થયું. સૌથી પહેલું એ કે આશ્રમમાં જ રહેવાને સ્થાન મળ્યું, માનો પ્રસાદ લેવા અન્ય સહુ આશ્રમવાસીઓ સાથે બેસાતું, માના કક્ષમાં જવાતું અને બેસાતું, ભોજનગૃહમાં અપરાધની ભાવના વગર જવાતું, ટૂંકમાં, એક સામાન્ય આશ્રમવાસીની જેમ મને સ્વીકારવામાં આવ્યો. આવી સ્વતંત્રતા માણવાની સત્યતા સ્વીકારતાં થોડા દિવસ લાગ્યા, અને એનો આનંદ ભોગવવામાં બીજા વધારે દિવસો લાગ્યા. આ સાચું છે આશ્રમમાં એ ખબર પડી. ઘરમાં હોવાનો ભાવ, મારી બુદ્ધિમાં આ સ્વતંત્રતા વિશેષ હતાં અને મારા ભીમપુરા - અનુભવમાં અનુકૂળ હતાં.

આશ્રમની દિનચર્યામાં બે વાર સત્સંગ થતો, કલાક સવારે અને કલાક સાંજે, જેમાં સદ્ગ્રંથોનું વાંચન થતું. પરંતુ બીજે દિવસે સ્વામીજીએ મને કહ્યું, ''તમારે માટે તો આ ગ્રીક ને લૅટિન છે (અર્થાત્ સમજવું અઘરું છે); અને એમણે મને સવારે નદી કિનારાના એક મંદિરે મોકલ્યો. બપોરે હું માતૃમંદિરમાં બેસતો અથવા દક્ષિણામૂર્તિના સમ્માનનીય વટવૃક્ષ નીચે બેસતો કે જ્યાં મા બેસતાં હતાં.

જુદાં જુદાં મંદિરોએ જવાનો રોજનો અવનવો અનુભવ થતો. ગામડાના કાચા રસ્તે ચાલવામાં મને એવો ભાવ થતો કે એ ગ્રામ્યવિસ્તારમાં ઈશ્વરનું રૂપ જોવામાં અને એને નમસ્કાર, આદર અને અંજલિ આપવામાં જાણે મા જ મને દોરી રહ્યાં છે.

નર્મદાના દ્વીપ ઉપર વેદવ્યાસ મંદિર જોવા જતાં એક અણધાર્યા સાહસનો અનુભવ થયો, તેમ જ ગામડામાં આવેલું અનસૂયા મંદિર જોતાં પણ. ત્રણ બહેનોએ ત્યાં સાથે આવવાનું મને આમંત્રણ આપ્યું હતું. રિક્ષા ડ્રાઈવરની જોડે બેસીને લાંબા ડ્રાઈવ પછી અમે એક ગામમાં પહોંચ્યા. બે છોકરીઓ અમને નદી કિનારે લઈ ગઈ અને ટાપૂ ઉપરનું મંદિર દૂરથી બતાવ્યું. થોડી વારમાં જ ટેકરા પરથી એક માણસ ઊતરીને આવ્યો. એ ત્યાંનો પૂજારી હતો. એણે ખુશીથી અમને સાથે આવીને રસ્તો બતાવ્યો કમ્મર સુધીનાં જોરથી વહેતાં પાણીમાંથી ચાલીને અમે સામે કાંઠે બેટ સુધી પહોંચ્યાં અને વેદવ્યાસનાં દર્શન કર્યાં. અનસૂયા મંદિરમાં અમને કહ્યું કે અહીંયાં જ દત્તાત્રેયનાં માતા-પિતા અનસૂયા અને અત્રિએ તપસ્યા કરી હતી, અને આ જ અનસૂયાએ રામ-સીતાને આશીર્વાદ આપ્યા હતા. અમે ખૂબ ભાવાભિભૂત થયાં કે આવા પવિત્ર સ્થળે છીએ અને હિંદુ ધર્મના મૂળના સંપર્કમાં આવ્યાં છીએ.

એક દિવસ હું ચાંદોદના ત્રિકમજી મંદિરે ગયો કે જ્યાં ૧૯૩૭માં મા રહ્યાં હતાં. ત્યાંના હૉલમાં એ ફોટા પણ છે. ત્રિકમજીનાં દર્શનથી મને ખૂબ આનંદ થયો. આ સ્થળે આવ્યો તે આશીર્વાદરૂપ લાગ્યું, અને વિશેષ તો એ કે મને વિષ્ણુ ભગવાનનો પ્રસાદ આરોગવા માટે આમંત્રણ મળ્યું.

રોજ સવારે હું વટવૃક્ષ નીચે બેસતો જ્યાંથી નદીનાં દર્શન થાય છે. દૂરના પહાડો પાછળથી નદી ઉપર ઉદય થતા સૂર્યને જોવો તે ઈશ્વરની મહિમાનું દરરોજનું નવું રૂપ હતું. નર્મદાના જળના તરંગોમાં સૂર્ય લાખો પ્રતિબિંબો પાડે છે, અને ક્ષણે ક્ષણે લાખો ચમકારા ફેલાય છે જાણે કે યાત્રીઓએ સળગાવીને મૂકેલા લાખો દીવડાઓ અદ્ભુત

આરતીની જેમ નદી પર તરતા ન હોય !

એક અપૂર્વ અનુભવ હતો ચારે બાજુ થતી પૂજાનો - માના કક્ષમાં, હનુમાન મંદિરમાં, નજીકના રામકૃષ્ણ અને રાધાકૃષ્ણ મંદિરોમાં, અને એકી સાથે ''એ'' જ ''એની''. સૃષ્ટિમાં છે એવા ઈશ્વરની સર્વવ્યાપકતા નિહાળવાનો. પાંચ તત્ત્વોથી ઉજવાતી આરતી, ચારે બાજુ છવાયેલી, એકબીજામાં વ્યાપ્ત તત્ત્વોમાં દેખાતી ઈશ્વરની મહિમા, એક વૈશ્વિક પૂજા !

આ વાતાવરણમાં સર્વ પૂજા અને કર્મકાંડનો અર્થ સમજાઈ જાય છે કે એ મનુષ્યની એ ''દિવ્ય''ને અંજલિ છે, સૃષ્ટિ અને સર્જનહારને જોડતી રેખાની ઉજવણી છે, મનુષ્યની પવિત્રતાની શોધ છે જેમાં એની ચેતનામાં વ્યાપ્ત પાંચ તત્ત્વોને ઈશ્વરના દેહના વ્યાપક વૈશ્વિક તત્ત્વો સાથે જોડવાનાં છે, પૃથ્વી અને સ્વર્ગને જોડવાની શોધ છે અને ''એ'' એકનો સ્પર્શ પામવાનો પ્રયાસ છે. પૂજા એ ''સત્ય''ની નિયમિત અભિવ્યક્તિ છે જે નિત્ય છે, અખંડ છે અને પર છે.

સમગ્ર દૃશ્યની સુંદરતા છે - સંપૂર્ણ શક્તિથી ઉદય થતો સૂર્ય, નદીની મહાનતા, હવામાં વ્યાપેલી મધુરતા, ગાતાં પંખીઓનો ઉલ્લાસ, ચારે બાજુ છવાયેલી શાંતિ - બધું જ એવું અનુભવાતું કે જાણે મા એમનાં અનંત રૂપોમાં પોતે જ છે, જાણે કે બધાં જ પોતાનું સર્વોત્તમ અર્પે છે માને પ્રગટ કરવા માટે; અને ત્યારે યાદ આવે છે માની વાણી "દિવ્ય કરુણાનો અખંડ અનંત પ્રવાહ સદા વહી રહ્યો છે, એ પ્રવાહમાં સ્નાન કરો.'' ઈશ્વરની મહિમા સાથે એકાકાર થઈ જાઓ.

સ્થાનના ઈતિહાસથી, નદીતટે મંદિરોના ઉત્સવથી, અનેક સંન્યાસીઓની હાજરીથી, અને નિવાસમાત્રથી ભીમપુરા એક અદ્ભુત આશીર્વાદ છે, પવિત્ર સ્થાન છે કે જ્યાં ભારતના મૂળનો સ્પર્શ થવાનો આનંદ થાય છે, સંપૂર્ણતાની અનુભૂતિ થાય છે. ૐ પૂર્ણમદ : પૂર્ણમિદમ્... જય મા.

•

''આપણી બુદ્ધિમાં સ્વરૂપબોધનું નામ જ્ઞાન. આપણી પ્રીતિમાં ઈશ્વરના અવતરણનું નામ ભક્તિ. આપણા હાથમાં ઈશ્વરના અવતરણનું નામ કર્મયોગ.''

- પરિવ્રાજક

# ગાયત્રીતત્ત્વ - વિવેચન

- મહામહોપાધ્યાય પં. ગોપીનાથ કવિરાજ

શ્રી શ્રી માતા આનન્દમયી આશ્રમ (વારાણસી)ના નિવાસી ભક્ત શ્રી શ્યામાપ્રસન્નની ગાયત્રીતત્ત્વ - વિષયક જિજ્ઞાસાની નિવૃત્તિ માટે શ્રી શ્રી માએ એમને ગોપીનાથજી પાસે મોકલ્યા. તત્ત્વના સ્પષ્ટીકરણ સહિતના ઘણા પત્રો પંડિતજીએ લખ્યા, જેમાંના બે પત્રો નીચે આપવામાં આવ્યા છે. પત્રોની તારીખ છે : ૧૪-૬-૧૯૪૪ અને ૧૫-૬-૧૯૪૪ :

ગાયત્રીનો ચતુર્થ પાદ (धियो यो नः प्रचोदयात्) ગૃહસ્થ માટે નથી. એ પ્રસંગમાં ઘણાં ગુહ્ય તત્ત્વોનું સંધાન કરવામાં આવે છે. થોડુંક અનુસંધાન કરીને સમજવાનો પ્રયત્ન કરજો.

પરમતત્ત્વ અલિંગ, ઉભયલિંગ, પુરુષ, પ્રકૃતિ અથવા બધું હોવા છતાં પણ બધાંથી અતીત હોઈ શકે. અલિંગ શબ્દથી અહીં એમ સમજવું કે એમાં ન તો પુરુષભાવ છે કે ન તો પ્રકૃતિભાવ. એને કૂટસ્થ બ્રહ્મસત્તા માની શકો છો. એ સચ્ચિદાનંદસ્વરૂપ છે એમાં સંદેહ નથી. પરંતુ એ અવસ્થામાં શક્તિની અભિવ્યક્તિ નથી રહેતી અર્થાત્ જે રીતે વ્યક્તિ દ્વારા, શક્તિનો વિલાસ થઈ શકે છે તે નથી રહેતી, પરંતુ સામાન્ય અભિવ્યક્તિ રહી શકે છે, નહીં તો એ અવસ્થાને સ્વપ્રકાશ-ચૈતન્ય રૂપે ગ્રહણ ન કરી શકાય. અવશ્ય, આ સામાન્ય અભિવ્યક્તિની પણ માત્રા છે. માત્રાની ન્યૂનતા હોય તો આનંદનો હ્રાસ થાય છે, એટલે સુધી કે ચિદ્ભાવનો પણ હ્રાસ થઈ શકે. અંતે કેવળ સત્તારૂપી બ્રહ્મ રહી જાય છે. આ અવસ્થાને એક દૃષ્ટિએ સુષુપ્તિદશાને અનરૂપ માનવી પડશે, પરંતુ એક એવી અવસ્થા પણ છે. એવું નથી કે બ્રહ્મ સચ્ચિદાનંદ નથી. જીવની યોગ્યતાને અનુરૂપ બ્રહ્મ ઉપલબ્ધિનું આ રહસ્ય છે. એટલા માટે જ અલિંગ અવસ્થા પણ વિભિન્ન પ્રકારની હોઈ શકે છે.

બ્રહ્મની એકલિંગ અવસ્થા છે. એ પરમપુરુષ રૂપે હોઈ શકે અથવા પરમાપ્રકૃતિ રૂપે. જે લોકો પરમપુરુષના ઉપાસક છે તેઓ પરમપુરુષરૂપી બ્રહ્મને પામે છે. પ્રકૃતિ આ પુરુષમાં લીન રહે છે, અથવા લીન ન રહે તો પણ આપેક્ષિક દુર્બળતાને લીધે આશ્રિતભાવે વર્તમાન રહે છે. આ બધા ઉપાસકો યુગલના ઉપાસકો નથી. મનુષ્યની ગતિ આ સ્થળે એકલિંગ બ્રહ્મસ્વરૂપમાં છે એમ સમજવું જોઈએ. જેઓ પરમાપ્રકૃતિના ઉપાસક છે તેઓ પણ એકલિંગ બ્રહ્મને જ પ્રાપ્ત કરે છે, છતાં તેઓ પણ યુગલ-સેવક નથી. ઉભયલિંગ બ્રહ્મ એકી સાથે પિતા અને માતા, પુરુષોત્તમ અને પરમાપ્રકૃતિ આમ બંન્ને છે જ, એ અલિંગ નથી, એકલિંગ પણ નથી, ઉભયલિંગ છે. યુગલોપાસકો આ ઉભયલિંગ બ્રહ્મને જ પ્રાપ્ત કરે છે. એમાં પુરુષ-પ્રકૃતિ બંન્ને ભાવ છે, છતાં બંન્નેમાં વિરોધ નથી. આ પુરુષભાવ અને પ્રકૃતિભાવમાં વૈષમ્ય નથી. બંન્ને જ તુલ્યબળ છે. શિવ વિના શક્તિ અને શક્તિ વિના શિવ એ અલીક છે. બંન્નેનો અવિનાભાવ - સંબંધ છે. અગ્નિ તથા દાહિકાશક્તિ જેમ અપૃથક્સિદ્ધ છે, બ્રહ્મનું આ લિંગય પણ એ જ પ્રકારનું છે.

એકલિંગ અને ઉભયલિંગ એ બંન્ને સલિંગ-બ્રહ્મ છે. તે ઉપરાંત અલિંગ બ્રહ્મ પણ છે. જ્યારે આ અલિંગ અને સલિંગ બ્રહ્મનો ભેદ રહેવા છતાં પણ ન રહે અથવા એક નિર્વિશેષ અવસ્થામાં પણ ઉભયલિંગ અને એકલિંગ પ્રતિભાસપૂર્ણ રૂપે હશે ત્યારે જ, પરિપૂર્ણ બ્રહ્મ વસ્તુતઃ અનુભવાય છે, એમ કહી શકાય. એ અવસ્થામાં ભોગ અને ત્યાગ, ગાર્હસ્થ્ય અને સંન્યાસ એકાર્થબોધક થઈ જાય છે. આ સ્થિતિમાં શિવશક્તિ એ બે શબ્દોનો પૃથક્ અર્થ નથી રહેતો.

ગાયત્રીના તુરીયપાદના પ્રભાવથી અલિંગ સ્થિતિ થાય છે. એવો સામાન્ય નિયમ છે. આ નિર્વાણ કે કૈવલ્યવત્ અવસ્થા છે. સામાન્ય રીતે સંન્યાસના પ્રભાવથી આ અવસ્થાની જ ઉપલબ્ધિ થાય છે. આ દશામાં સ્વરૂપની અંદર સ્થિતિ હોવા છતાં સ્વરૂપશક્તિનો ઉલ્લાસ નથી હોતો. આ નિષ્ક્રિય, શાંત, અચલ પરમાવસ્થા છે. જ્યારે તુરીયપાદ, પાદત્રયનો પરિહાર કરીને એકલો થઈને આત્મપ્રકાશ કરે, આ ત્યારની વાત છે. પરંતુ જ્યારે તુરીયપાદ એને પૂર્વવર્તી ત્રણ પાદનો ત્યાગ કર્યા વગર પોતાના ગર્ભમાં અંતર્ભુક્ત કરી લે ત્યારે ઉપાસકની ગતિ જુદી થઈ જશે. એ વખતે પરિપૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ થશે, અલિંગબ્રહ્મની નહીં. ત્રિપાદરહિત તુરીયપાદ અને ત્રિપાદસહિત તુરીયપાદ એ બંન્નેના પ્રભાવે જે પ્રકારની બ્રહ્માનુભૂતિ થાય છે તે પૃથક્ છે. પહેલી અનુભૂતિમાં જગત મિથ્યારૂપે પ્રતિભાસે છે. અનુભૂતિની પરાકાષ્ઠામાં જગતનો બોધ નથી રહેતો, તેમ છતાં વ્યાપક બ્રહ્મસત્તાનો બોધ નિરવચ્છિન્ન ભાવે રહે છે. બીજી અનુભૂતિમાં જગત સત્યરૂપે પ્રતીત થાય છે. આ બ્રહ્મસત્તાની જ આત્મવિલાસરૂપે અનુભૂતિ થાય છે. શુદ્ધ જ્ઞાન સિવાય આ પ્રકારના વિલાસનો અનુભવ ન થઈ શકે કારણકે એના મૂળમાં અજ્ઞાનનો પ્રભાવ નથી.

અર્થાત્ એક, વિવિધ, એક અને વિવિધ - આમ ત્રણ પ્રકારની અનુભૂતિઓ છે. એક છે, નાના (વિવિધ) નથી - આ અલિંગ બ્રહ્માનુભૂતિ છે. એ વખતે નાના (વિભિન્ન)નો પ્રતિભાસ હોવા છતાં એનો સત્યતાબોધ બાધિત છે. પ્રારબ્ધના અંતમાં દેહપાત પછી એ મિથ્યા પ્રતિભાસ પણ નહીં રહે.

વિવિધ છે, એક નથી - આ બ્રહ્માનુભૂતિ નથી. વિષયાનુભૂતિમાત્ર છે, એનો વિષય આલોચ્ય નથી.

એક છે, વિવિધ પણ છે - આ જ અલિંગ અને સલિંગનો યુગપત્ અનુભવ છે. આ અનુભૂતિના ઘણા પ્રકારભેદો છે. એક પ્રધાન અંગી, વિવિધ ગૌણ અંગો અર્થાત્ એકમાં આશ્રિત. વિવિધ પ્રધાન, એક એનું અંગ અથવા એક અને વિવિધ બંન્ને જ તુલ્યબલ છે, સરખા છે, અને એક તથા વિવિધ અખંડ છે, બંન્ને એક જ છે - આ અભિન્ન અનુભૂતિ છે. શબ્દમાત્રમાં દ્વૈત છે, વસ્તુમાં નથી.

●

ત્રિપદાગાયત્રીના ઉપાસકો બ્રાહ્મણસંતાનો મહાસવિતાને પ્રાપ્ત કરે છે. આ પ્રાપ્તિમાં ક્રમ નથી, પરંતુ બ્રાહ્મણદેહ ન હોય તો ક્રમ આવશ્યક હોઈ શકે. જન્મ ફરી લેવો જ પડશે એવું કાંઈ નથી, કારણ કે ઊર્ધ્વલોકમાંથી પણ દેહ ક્રમશઃ શુદ્ધ થતાં થતાં બ્રહ્મદેહલાભ થઈ શકે.

જો કોઈનામાં મહાનિર્વાણમાર્ગમાં ચાલવાની યોગ્યતા હોય તો ઊર્ધ્વલોકમાં જ એને ચતુર્થપાદનું રહસ્યજ્ઞાન મળે છે. જો દિવ્ય અને દિવ્યાતીત લોકોમાં સામ્રાજ્ય, વૈરાજ્ય, અધિરાજ્ય અને સ્વરાજ્યલાભની યોગ્યતા હોય તો ત્રિપદાદેવી જ એને આપી શકે. જો પરમપદ પ્રાપ્ય હોય તો તે પણ આયત્ત થઈ શકે. ગાયત્રી બ્રહ્મવિદ્યા સ્વરૂપા છે. બ્રહ્મવિદ્યાના સૂક્ષ્માતિસૂક્ષ્મ ઘણા ક્રમો છે, પરંતુ એ બધાને જાણવાની જરૂર નથી પડતી. ગાયત્રીની પૂર્ણ પ્રસન્નતા થયા પછી કોઈ વસ્તુ શેષ નથી રહેતી. જે બ્રહ્મવિદ્યાની પરાવસ્થા છે તે પણ અનધિગત નથી રહેતી. એકમાત્ર ગાયત્રીથી જ બધું થઈ શકે છે.

મહાસંન્યાસ અને મહાજ્ઞાનાદિ ઉપાસકની સામે સમય પાકે ત્યારે જ આવિર્ભૂત થાય છે. પ્રાચીન દૃષ્ટ્યાનુસાર વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે અને આશ્રમોમાં સંન્યાસ. પરંતુ અંતિમ અવસ્થામાં બંન્ને અતિક્રાંત થઈ જાય છે, અવશ્ય બંન્નેનો ચરમોત્કર્ષ સિદ્ધ થયા પછી.

એક વિશિષ્ટ વાત કહું છું. ગાયત્રી વેદમાતા અને છંદજનની છે, સમસ્ત વેદોનું અને છંદોનું મૂળ છે. ગાયત્રી વેદમય છે. દેવતાઓએ મૃત્યુભયથી ભીત થઈને છંદનો આશ્રય લીધો. છંદોની પ્રસૂતિ અને શુદ્ધતમ સ્વરૂપ એ જ ગાયત્રી. તેથી ગાયત્રીનો આશ્રય લેવા માત્રથી દિવ્યદેહ અને દ્વિતીયજન્મલાભ થઈ જાય છે. (દ્વિજ) એ જન્મ શુદ્ધદેહપ્રાપ્તિનું નામાંતર છે. એ વિદ્યાજન્મ કહેવાય છે. એટલા માટે જ ગાયત્રી-સંસ્કાર-વિશિષ્ટ-બ્રાહ્મણ-દેહ વસ્તુતઃ બૈંદવ દેહ છે. વેદનો સિદ્ધાંત આમ છે - ગાયત્રી છંદમાંથી બ્રાહ્મણનો દેહ ઉત્પન્ન થયો છે - એ સ્મરણમાં રહેવું જોઈએ અર્થાત્ જે દેહ ગાયત્રીમાંથી ઉત્પન્ન થયો છે અને જે ગાયત્રી છંદ દ્વારા શોધિત થયો છે તે જ શબ્દબ્રહ્મનું અનુશીલન કરવા માટે ઉપયોગી છે. શબ્દબ્રહ્મનું અનુશીલન તે જ વેદાનુશીલનનું નામાંતર છે. સ્વાધ્યાય પ્રભૃતિ વૈદિક કર્મો એની જ અંતર્ગત છે. કર્મકાંડ અનંતર જ્ઞાનકાંડનું અનુશીલન પણ વેદનું જ અનુશીલન છે. આટલો ઉત્કર્ષલાભ થઈ ગયા પછી તપસ્યા અને બ્રહ્મવિદ્યાનો ચરમ વિકાસ સંપન્ન થાય છે. તે વખતે સમના ભેદ થઈને બિંદુરાજ્યનું લંઘન થઈ જાય છે. આ જ મહાસંન્યાસાવસ્થા છે.

ત્યાર બાદ પરમશુદ્ધ આત્મસ્વરૂપમાં, ચિન્માત્રરૂપમાં કે નિત્યચિદાનંદ સ્વરૂપમાં સ્થિતિ અથવા ભગવદ્ભાવ-ઉદ્ભોધ, બંન્ને થઈ શકે. આ સ્થાને એક મહાકારણનો ખેલ છે. તેને જ અનુસારે ગતિનું વૈશિષ્ટ્ય નિયંત્રિત થાય છે. વસ્તુતઃ આ મહાકારણના ખેલમા કાળ અથવા ક્રમ બેમાંથી એક્કેની અપેક્ષા નથી રહેતી. એમાં અઘટન પણ ઘટી શકે. અસંભવ પણ સંભવ થઈ શકે. એના વિશ્લેષણની ચેષ્ટા જીવ માટે અનધિકારચર્ચા માત્ર છે.

•

गंगा पापं शशि तापं दैन्यं कल्पतरूस्तथा।
पापं तापं च दैन्यं च घ्नन्ति सन्तो महायशाः ॥

ગંગા પાપ હરે છે, ચંદ્ર તાપ હરે છે તથા કલ્પવૃક્ષ દરિદ્રતા હરે છે, પરંતુ મહાયશા સંતો તો પાપ, તાપ અને દારિદ્ર્ય ત્રણેનો નાશ કરે છે.

यथा नदीनदाः सर्वाः सागरे यान्ति संस्थितिम्।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥

જેમ નાની મોટી સર્વ નદીઓ સમુદ્રમાં સ્થાન પામે છે, (આશ્રય પામે છે) તેમ બધા જ આશ્રમો (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસ) ગૃહસ્થાશ્રમમાં સ્થાન પ્રાપ્ત કરે છે. (નૈતિક સિદ્ધાંતોના પાલનપૂર્વકનો પવિત્ર, સત્યમાં પ્રતિષ્ઠિત, આદર્શ ગૃહસ્થાશ્રમ તે કર્મયોગનું ક્ષેત્ર છે.

# જ્ઞાન-ભક્તિ-કર્મનો સમન્વય
# શ્રી વિદ્યારણ્ય સ્વામી

- ઉત્તરા ચિનુભાઈ

દક્ષિણમાં વિજયનગરના વિશ્વવિખ્યાત વિરાટ સામ્રાજ્યની સ્થાપના અને વૈદિક જ્ઞાનકોષનાં ભાષ્યો - આ બે વિદ્યારણ્ય સ્વામીની ભૌતિક તથા આધ્યાત્મિક વિજય-પતાકાઓ છે. આદિ શંકરાચાર્યની પરંપરામાં તેઓ એકવીસમા શંકરાચાર્ય હતા. આ વાત ચૌદમા શતકની છે.

પૂર્વાશ્રમના 'માધવ' કિષ્કિંધાના ઋષ્યમૂક પર્વતની ગુફામાં (હાલના ધ્વસ્ત હમ્પીમાં) બાલાત્રિપુરસુંદરીની આરાધના કરતા તપસ્યામાં લીન હતા. દેવી પાસેથી તેઓ બે વરદાન ઈચ્છતા હતા, એક તો હિંદુ ધર્મ તથા સંસ્કૃતિનું પુનર્જાગરણ, અને બીજું તત્કાલીન આંધાધૂંધી, અવ્યવસ્થા ને પ્રવર્તિત ઉદ્વેગ-વિષાદ-અધર્મમાંથી એક સર્વશક્તિશાળી, વૈભવ-સંપત્તિથી પૂર્ણ, આધ્યાત્મિક તેમ જ ભૌતિક સમૃદ્ધિયુક્ત, વિરાટ હિંદુ સામ્રાજ્યની રચના. તીવ્ર તપસ્યાને અંતે દેવીએ દર્શન આપ્યાં, પરંતુ કહ્યું કે એમની ઈચ્છા બીજા જન્મે પૂર્ણ થશે. યોગી માધવે સંન્યાસ ગ્રહણ કરી લીધો, કારણ સંન્યાસ એ વર્તમાન જન્મનો અંત ગણાય છે. તેઓ ફરી તપસ્યામાં મગ્ન થઈ ગયા. એમ કહેવાય છે કે દેવીના વરદાનથી સુવર્ણ, રત્નો તથા મોતીઓની વર્ષા થઈ, અને સંન્યાસી વિદ્યારણ્યને હિંદુ સામ્રાજ્ય સ્થાપવા માટેની દૈવી સૂચનાઓ તથા આદેશ મળ્યાં.

હાલના કર્ણાટકમાં તુંગભદ્રા નદીને ઉત્તર તટે અનાગુંદી નગર તે વખતે હતું, તેથી નદીને દક્ષિણ કાંઠે મહાન વિરૂપાક્ષ મંદિરની આસપાસની જગાએ આ મહાન સંતે વિદ્યાનગર કે વિજયનગર નામના હિંદુ રાજ્યની સ્થાપના કરી. એમની તપસ્યાના દિવસોમાં બે ક્ષત્રિય છોકરાઓ દૂધ લાવી આપવું વગેરે સેવા આપતા હતા. એ હુક્કા ને બુક્કા નામના છોકરાઓમાંના એકને એમણે રાજસિંહાસન પર બેસાડ્યો. પોતાના ભાઈને પ્રધાન બનાવ્યા. વિદ્યારણ્ય-સ્વામીની આધ્યાત્મિક પ્રતિભા એવી હતી કે લોકો એમને ''નિર્મમેન્દ્ર'' તરીકે બોલાવતા. અત્યારે પણ હમ્પીનાં મંદિરો પાસે તુંગભદ્રા નદીને કાંઠે એમનો મંડપ છે જ્યાં બેસીને તેઓ આધ્યાત્મિક ક્રિયાઓમાં પ્રવૃત્ત રહેતા, તથા વિરૂપાક્ષ મંદિરની દક્ષિણ બાજુની પરિક્રમાના માર્ગમાં નિર્મમેન્દ્રનાં ઈષ્ટદેવતા બાલાનું મંદિર છે. આપણી આર્ય સંસ્કૃતિની વિશાળતા ને ભવ્યતા આ મહાન સામ્રાજ્યમાં દેખાય છે.

પોતાના કાર્યની સમાપ્તિ બાદ તેઓ શ્રૃંગેરી પાછા ફર્યા, તથા વેદવિષયક કાર્યમાં પરોવાયા. ૬૦ વર્ષની વયે વિજયનગર રાજ્યની સ્થાપનાનું કાર્ય કર્યા પછી બાજાં ૯૦ વર્ષ વધારે જીવ્યા, જે સમયગાળા દરમ્યાન એમણે વેદોનાં ભાષ્યો રચી મહાન આધ્યાત્મિક સંપત્તિ ભારતને અર્જીત કરી આપી. મુસલમાન આક્રમણકારીઓએ આરંભેલો ધર્મધ્વંસ તથા ખ્રિસ્તીઓની ધર્મપરિવર્તન કરાવવાની પ્રવૃત્તિ, તેમ જ નવા સંપ્રદાયોની ધર્મ તરીકેની પ્રતિષ્ઠામાં વેદો પ્રત્યે લોકો સભાન નહોતા રહ્યા. ભારતની ધર્મ દ્વારા એકતા લાવવાનો આ પ્રયાસ એમણે જીવનના સાઠમે વર્ષે શરૂ કર્યો. ત્યાર પછી બીજાં નેવું વર્ષ સુધી તેઓ જીવ્યા.

ઈ.સ. ૧૩૫૦માં માધવ તરીકે જન્મ્યા બેલ્લારીમાં. યજુર્વેદી ભારદ્વાજ ગોત્ર. આઠમે વર્ષે બ્રહ્મચર્યાશ્રમમાં

પ્રવેશ્યા, જેમાં ૩૬ વર્ષ ગાળ્યાં. ગુરુ 'સર્વજ્ઞવિષ્ણુ' પાસેથી ચારે વેદોનું સંપૂર્ણ અધ્યયન કર્યું.

બુક્કા અથવા બુકન્ના રાજાએ એમને વેદોનાં ભાષ્યો લખવાની વિનંતિ કરી, અને તે માટે સંપૂર્ણ રાજ્યનાં સર્વ સાધનો ને સહાયતા એમની સામે અર્પણ કર્યાં.

વિદ્યારણ્યનું ભાષ્યકાર્ય એટલું વિશાળ હતું કે એમની દેખરેખમાં કામ કરવા માટે હજારો પંડિતો ભારતના વિભિન્ન ભાગોમાંથી વિજયનગરમાં આવીને રહ્યા. વિરૂપાક્ષ મંદિરના, વિઠ્ઠલસ્વામી મંદિરના તથા હજાર રામમંદિરના શિલાનિર્મિત ભવ્ય મંડપો આજે પણ (કિષ્કિન્ધા) હમ્પીમાંની એ વિશાળ પંડિત-સભાઓનો ખ્યાલ આપે છે. રાજાએ વિદ્વાન પંડિતોની બધી સુખ-સગવડો સાચવીને વૈદિક પુનરુત્થાનમાં એનો ફાળો આપ્યો.

વિદ્યારણ્યસ્વામીએ સ્થાપેલું 'વિજયનગરમ્' કાળક્રમે સમ્રાટ કૃષ્ણદેવરાયના સમયમાં સમૃદ્ધિના શિખરે પહોંચી ગયું, જેનો ઉલ્લેખ ચીની યાત્રીઓએ પણ કર્યો છે. ભારતમાં પ્રાચીન કિષ્કિન્ધાના સ્થળે સ્થપાયેલા એ મહાન, વિશાળ સામ્રાજ્યની મહિમા આગળ જતાં એટલી બધી ફેલાઈ કે ધર્માચાર્યો ધર્મચર્યા કરવા માટે ખાસ ત્યાં રાજસભામાં જતા. શ્રી ચૈતન્યમહાપ્રભુના સમકાલીન તથા પુષ્ટિ સંપ્રદાયના પ્રવર્તક શ્રીવલ્લભાચાર્યજી ૧૨ વર્ષે સંપૂર્ણ વેદાભ્યાસ સમાપ્ત કરી વૃંદાવન ગયા. ત્યાંથી વિજયનગરમાં રાજા કૃષ્ણદેવરાયની સભામાં સર્વ પંડિતોને ધર્મચર્ચામાં હરાવ્યા. રાજાએ અનેક ભેટસોગાદો, ધનસંપત્તિ, મહામૂલ્ય સુવર્ણ ઈત્યાદિ સાથે એમનું સન્માન કર્યું તથા ''વૈષ્ણવાચાર્ય''ની ઉપાધિ આપી. વિજયનગર દ્વારા પ્રદર્શિત સન્માનનું સનાતન ધર્માચાર્યોમાં કેટલું મહત્ત્વ હતું ! એ એક મહિમામંડિત ધર્મવિજયપતાકા હતી એનો ખ્યાલ આવી શકે છે. કર્ણાટક સંગીતના પિતા ગણાતા મહારાષ્ટ્રના સંત પુરંદરદાસે પણ વિજયનગરમાં આવી વસવાટ કર્યો હતો. તેઓ નારદઋષિનો અવતાર કહેવાય છે. વિજયનગરમાં વિદ્વાન સંત વ્યાસરાજા પાસેથી પુરંદરદાસે દીક્ષા લીધી હતી. એમના ઉપાસ્ય દેવ વિઠ્ઠલનું મંદિર ''વિઠ્ઠલસ્વામી મંદિર'' આજે પણ ઈતિહાસની સાક્ષી ભરે છે. બીજા સિદ્ધ મહાત્મા યોગી મુકુંદરાય પણ વિજયનગરમાં આવીને વસ્યા હતા.

પૂર્વવર્તી ઘણા મંત્રો એવા હતા કે જેમાં વિદ્વાનોનો નિશ્ચિત મત બેસી શક્યો નહોતો તેમાં પણ વિદ્યારણ્યનો નિર્ણય સર્વોપરિ રહ્યો. એમનું સુપ્રસિદ્ધ ઋગ્વેદભાષ્ય જે સાયણભાષ્ય તરીકે જાણીતું છે, તેને વિષે જર્મન વિદ્વાન મૅક્સમૂલર લખે છે કે એનું સમજીને ભાષાંતર કરતાં મને ત્રીસ વર્ષ લાગ્યાં હતાં. એમના અન્ય ગ્રંથો છે : મીમાંસા દર્શનનો ''જૈમિનીય ન્યાયમાલા'', નૈયાયિક દર્શનનો ''નૈયાયિક ન્યાયમાલા'', યજુર્વેદની તૈત્તિરીય સંહિતાનું ભાષ્ય, યજુર્વેદનાં બ્રાહ્મણ, આરણ્યકનાં ભાષ્યો, બોધયાન ગૃહ્યસૂત્રનું ભાષ્ય. તે ઉપરાંત યજુર્વેદના અધ્વર્યુ કાંડ પર ભાષ્ય રચ્યું, ઋગ્વેદનાં સૂક્તોનું ભાષ્ય યજ્ઞ-વિષયક બારીકીઓ સહિત રચ્યું, સામવેદ તથા અથર્વવેદનાં ભાષ્યો રચ્યાં, પછી તેઓ ધર્મસૂત્ર પ્રત્યે વળ્યા. 'પરાશરસ્મૃતિ'નું તથા ગીતાનું ભાષ્ય રચ્યું. એમનાં 'ગીતા-ભાષ્ય' તથા 'અમરકોશ' અત્યારે દુષ્પ્રાપ્ય છે.

એમનાં ઈષ્ટદેવતા બાલા વિષેનું મંત્રશાસ્ત્ર ''વિદ્યાર્ણવ'', ઉપનિષદ્ વિષયક ''બ્રહ્મગીતા'', શક્તિ-ઉપાસનાના ભક્તિમાર્ગનો ગ્રંથ ''સૌભાષ્ય રત્નાકરમ્''. આ બધું આપણાથી વાંચી-સમજી ન શકાય, કે વાંચવાનો મોકો પણ કદાચ ન મળે, પરંતુ એમનાં ''પંચદશી'', ''શંકર વિજયમ્'' (શંકરાચાર્યનું જીવન-ચરિત્ર), ઋગ્વેદ ભાષ્યની પ્રસ્તાવના, તથા પરાશર-સ્મૃતિનું ભાષ્ય વાંચીને એનું અમૃતપાન કરવું જોઈએ. સાચે જ, સંપૂર્ણ વિશ્વમાં એ અદ્વિતીય છે.

એમનું ઋગ્વેદભાષ્ય અદ્‌ભુત છે, જેનું મૅક્સમૂલરે ૩૦ વર્ષ પર્યંત ભાષાંતર કર્યા કર્યું. ત્યાર બાદ જર્મનમાં

બીજાં તેમ જ ફ્રેન્ચમાં પણ ભાષાંતરો થયાં. એમાં દોઢ લાખ શ્લોકો છે, મુખ્યત્વે યાસ્કના નિરુક્તને આધારે રચાયું છે.

આજના જમાનાના વિદ્વાન્ આચાર્યોના મત પ્રમાણે વિદ્યારણ્યની રચનાઓમાં વ્યાકરણ, ભૂગોળ, ખગોળશાસ્ત્ર, આયુર્વેદ, ભૂમિતિ અને વાસ્તુશાસ્ત્ર - આ બધાં પર અદ્‌ભુત પ્રભુત્વ દેખાય છે.

સંત ફ્રાન્સીસ ઝેવિયર જેવા ખ્રિસ્તી પાદરીઓ વિજયનગરના હિંદુત્વથી એવો ભય પામ્યા કે ત્યાં ધર્મપરિવર્તન કરાવવાનો વિચાર પડતો મૂકીને દરિયાકાંઠાના પશ્ચિમ કિનારે માછીમારો વગેરે તરફ વળ્યા.

ભારતનું દુર્ભાગ્ય છે કે સંસ્કૃતિ, સંપત્તિ, ધર્મ, જ્ઞાન - સઘળાનો ધ્વંસ કરવા મુસલમાનોએ ક્રૂર, ઘાતકી કાર્યો કર્યાં અને ભારતની અહિંસક પ્રજા એમનો પૂરતો સામનો ન કરી શકી. વિજયનગરમાં પણ એ જ બન્યું. મુસલમાન આક્રમણકારીઓ દ્વારા વિદ્યારણ્યસ્વામીનું વિશાળ પુસ્તકાલય ભસ્મીભૂત થઈ ગયું.

ધન્ય છે વિદ્યારણ્ય સ્વામી જેમણે વિશ્વનો પ્રાચીનતમ જ્ઞાનાગાર, અનન્ય જ્ઞાનાગાર, એકમાત્ર જ્ઞાનાગાર પૂર્વની તેમ જ પશ્ચિમની પ્રજા સામે ખુલ્લો મૂક્યો.

●

(નોંધ : પ્રાચીન કિષ્કિન્ધા તે જ આજનું હમ્પીક્ષેત્ર છે. કર્ણાટકમાં ધારવાડના હુબલી થઈને હૉસ્પેટ સ્ટેશને જવાય છે. હૉસ્પેટથી હમ્પી ૮ કિ. દૂર છે. રામાયણકાળનું પ્રાચીન કિષ્કિન્ધા, ઋષ્યમૂક પર્વત, પમ્પા સરોવર, વાલી-સુગ્રીવનાં સ્થાનો, શબરી-ગુફા, રામઝરૂખો હનુમાન્જીનું જન્મસ્થાન અંજની પર્વત, ઈત્યાદિ ઉપરાંત વિજયનગર સામ્રાજ્યના ધ્વંસાવશેષો, પૂજ્ય વિદ્યારણ્ય સ્વામી દ્વારા પવિત્ર થયેલાં સ્થળો તથા વિરૂપાક્ષ આદિ પ્રસિદ્ધ મંદિરો આજે પણ જોવા મળે છે.)

●

મા : નિશ્વાસ-પ્રશ્વાસમાં સહજ ભાવે નામ જપ્યા કરો. બિલકુલ સહજ સાધારણ રૂપે.

પ્રશ્ન : એ શું અજપાજપ કહેવાય ?

મા : અજપાજપ એને કહે છે જે આપોઆપ થઈ જાય છે. કરવું નથી પડતું.

પ્રશ્ન : એવી જાતની ક્રિયા થાય તે માટે શો ઉપાય કરું ?

મા : તમે માત્ર એ જ પ્રમાણે નામ કરતા જજો અને સ્મરણ કરતા રહેજો. નામથી જ જે થવાનું છે (તે) આપોઆપ થઈ જાય છે.

# શ્રીમદ્ ભગવદ્ ગીતા

સંકલન : હીના સંઘવી

પ્રવક્તા : સ્વામી વિદિતાત્માનંદજી

(ગયા અંકથી ચાલુ)

આપણે ભગવાન શ્રીકૃષ્ણને ક્યારે સારથી બનાવી શકીએ ? જ્યારે ભગવાન શ્રીકૃષ્ણને આપણે જાણતા હોઈએ ત્યારે ને ! ભગવાન એના સખા હતા માટે એને કોઈ ઝાઝો પ્રયત્ન કરવાની જરૂર ન હતી. પરંતુ આપણે તો ભગવાનને ત્યારે જ સારથી બનાવી શકીએ જ્યારે આપણને ભગવાનનો પરિચય થાય. એટલા જ માટે ભગવદ્ગીતામાં ૭ થી ૧૨ અધ્યાયનું બીજું ષટક્ છે. એમાં આપણને આ ઈશ્વરતત્ત્વનો - ભગવાનનો પરિચય આપવામાં આવે છે. આમ, ભગવાને સ્વમુખે પોતાનો પરિચય આપવાનો પ્રારંભ કર્યો સાતમા અધ્યાયમાં.

ભગવાન કહે છે :

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

હે ધનંજય ! મારાથી વધુ સારું બીજું કાંઈ નથી, દોરામાં મણકાઓના સમૂહની પેઠે આ બધું મારામાં પરોવાયેલું છે.

'અર્જુન ! આ જગતમાં મારાથી અન્ય કંઈ છે જ નહીં. જેમ બધાં મોતી કોઈ દોરામાં પરોવાયેલાં હોય એમ આ સમગ્ર જગત મારામાં પરોવાયેલું છે. હું સમગ્ર જગતનો આધાર છું, સમગ્ર જગતમાં વ્યાપ્ત સંવાદિતા છું. હું ક્યાં ક્યાં રહેલો છું.' ભગવાને એનો પરિચય આપ્યો. ભગવાન ક્યાં નથી !

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।

प्रणवः सर्व वेदेषु शब्दः खे पौरुषं नृषु ॥

હે કુંતીપુત્ર ! જળમાં રસ હું છું, ચંદ્ર અને સૂર્યમાં તેજ હું છું, સર્વ વેદોમાં પ્રણવ (ૐકાર), આકાશમાં શબ્દ અને પુરુષોમાં પૌરુષ હું છું. (ભ.ગી. ૭/૮)

હે અર્જુન ! હું જળમાં રસ સ્વરૂપે, સૂર્ય-ચંદ્રમાં તેજ સ્વરૂપે, વેદોમાં પ્રણવના રૂપમાં, પૃથ્વીમાં ગંધ સ્વરૂપે, આકાશમાં શબ્દરૂપે હું રહેલો છું. વળી,

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।

मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

અને જે સાત્ત્વિક, રાજસિક તથા તામસિક ભાવો છે તે મારાથી જ ઉપજેલા છે એમ તું જાણ. હું તેઓમાં નથી, પરંતુ તેઓ મારામાં છે. (ભ.ગી. ૭/૧૨)

સત્ત્વ, રજસ, તમસ્ - આ જે કંઈ ભાવો છે તે મારામાંથી જ ઉત્પન્ન થયેલા છે. સર્વત્ર મારી ઉપસ્થિતિ છે. આમ, સાતમા અધ્યાયમાં ભગવાને ભગવદત્તત્ત્વનો - ઈશ્વરતત્ત્વનો અર્થાત્ પોતાનો જ પરિચય આપવાનો પ્રારંભ

કર્યો. આપણે કેટલાં બધાં નસીબદાર છીએ ! ભગવદ્‌ગીતા વિશિષ્ટ ગ્રંથ છે, અલૌકિક ગ્રંથ છે. ભગવાન નારાયણ સ્વયં એના વક્તા છે. 'भगवता नारायणेन स्वयम्' ભગવાન નારાયણે પોતે ઉપદેશ કર્યો છે. ભગવાન જ્યારે 'હું', 'હું' કહેતા હોય ત્યારે 'હું' એટલે કોણ ? નારાયણ ભગવાન પોતે પોતાનો પરિચય આપે છે. એટલે એ સરળમાં સરળ છે. પૂર્ણ અધિકૃત છે. બીજા બધા વક્તાઓ જ્યારે ભગવાનનો પરિચય આપતા હોય ત્યારે પોતાનાથી અન્ય કોઈનો પરિચય આપતા હોય. ત્યારે એ પરિચય માત્ર વર્ણનનું સ્વરૂપ બની જાય છે. આવું વર્ણન અધુરું જ હોય, પૂર્ણ ન હોઈ શકે.

આગળ દશમા અધ્યાયમાં ભગવાન પોતે કહે છે :

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।

अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥

દેવો કે મહર્ષિઓ મારી ઉત્પત્તિને જાણતા નથી, કેમકે હું દેવો અને મહર્ષિઓનો સર્વ પ્રકારે આદિ છું. અર્થાત્ પહેલાનો છું. (ભ.ગી. ૧૦/૨)

હે અર્જુન, મારો પ્રભાવ, મારું સ્વરૂપ પૂર્ણ રીતે કોઈ જાણતું નથી. મારા પ્રભાવને મારા સ્વરૂપને મોટા મોટા મહર્ષિઓ કે દેવતાઓ પણ જાણતા નથી. એ બધા મારામાંથી ઉત્પન્ન થયેલા છે.' એટલે, ભગવાન પોતાને આ બાબતમાં સર્વશ્રેષ્ઠ અધિકારી વક્તા તરીકે રજૂ કરે છે, અને છે. અર્જુન અત્યંત ભાગ્યશાળી છે કે તેને ભગવાન જેવા સમર્થ આચાર્ય મળ્યા. અને તે કારણે તેનામાં સમૂળું પરિવર્તન આવી ગયું. કેવું પરિવર્તન ! અર્જુને પ્રારંભમાં બીજા અધ્યાયમાં 'न योत्से' 'હું યુદ્ધ નહીં કરું' એમ કહી હથિયાર હેઠાં મૂકી દીધાં, અને છેલ્લે કહે છે, 'करिष्ये वचनं तव।' ભગવાન આપ કહો છો તેમ જ હું કરીશ. હવે કોઈ પ્રકારનો સંશય, કોઈ પ્રકારનો સંઘર્ષ મારામાં નથી. અર્થાત્ અર્જુન મનુષ્ય માત્રમાં રહેલો પેલો આંતરિક સંઘર્ષ જીતી ગયો.

ભગવાને બાહ્ય સંઘર્ષને નિમિત્ત બનાવી અર્જુનને પ્રારંભમાં જ કહ્યું.

तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ।

તેથી હે કૌન્તેય ! યુદ્ધ માટે નિશ્ચય કરીને ઊભો થા. (ભ.ગી. ૨/૩૭)

યુદ્ધનો અર્થ એ નહીં કે માત્ર મારામારી, યુદ્ધ તો એક નિમિત્ત છે. વાત છે કર્તવ્ય કર્મની. ભગવાન કહે છે, તું તારું કર્તવ્ય કર્મ કર અને મનના આ સંઘર્ષમાંથી મુક્ત થા. મને સુખ જોઈએ, દુઃખ ના જોઈએ. લાભ જોઈએ, ગેરલાભ ના જોઈએ. વિજય જોઈએ, પરાજય ના જોઈએ. ભગવાન કહે છે. ''આ બધો નિર્ણય તું ના કરીશ. સુખ, દુઃખ, લાભ-ગેરલાભ, વિજય-પરાજય જે મળે તેમાં તું મનની સમતા જાળવી રાખ.'' ટૂંકમાં, લાભ માટે જ યુદ્ધ કરું, સુખ માટે યુદ્ધ કરું અર્થાત્ ઈચ્છિત વળતર મળે તો જ કર્મ કરું એનું નામ છે કર્મફળની આસક્તિ. ભગવાન કહે છેઃ

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।

ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

સુખ અને દુઃખમાં, લાભ અને ગેરલાભમાં, જય અને પરાજયમાં મનને સમાન કરી તું યુદ્ધમાં જોડાઈ જા. એ રીતે તું પાપને પામીશ નહીં. (ભ.ગી. ૨/૩૮)

લાભ થાય, વિજય થાય તો સુખ મળે. ગેરલાભ થાય, પરાજય થાય તો દુઃખ મળે. ભગવાન કહે છે, લાભ-ગેરલાભ, વિજય-પરાજય, સુખ અને દુઃખને સમાન ગણીને તારું કર્તવ્ય કર્મ બજાવ. આનું નામ છે કર્મફળની આસક્તિમાંથી મુક્તિ. सिद्धयसिद्धयोः समो भूत्वा। સિદ્ધ અને અસિદ્ધિમાં, સફળતા અને નિષ્ફળતામાં સમાન ભાવ. જે કાંઈ મળે તે ઈશ્વરનો પ્રસાદ છે. समत्वं योगमुच्यते। સમત્વને યોગ કહેવામાં આવે છે. ભગવાન આ રીતે આ જીવને યોગ શીખવે છે. આ યોગ દ્વારા જ આપણે જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરી શકીએ.

તો ભગવાન ૭ થી ૧૨ અધ્યાયમાં તત્પદનો, ઈશ્વરતત્ત્વનો અર્થાત્ સ્વયં પોતાનો પરિચય આપે છે, અને સાતમા અધ્યાયમાં જે વિષયની ચર્ચા કરવામાં આવી તે જ વિષયને નવમા અધ્યાયમાં આગળ ચલાવે છે.

હવે નવમા અધ્યાયનો પ્રારંભ કરીએ.

ભગવદ્ગીતાના નવમા અધ્યાયના પ્રારંભમાં ભગવાન એક-બે ખૂબ સુંદર વાતો જણાવે છે.

શ્રી ભગવાનુવાચ :

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥

દ્વેષરહિત એવા તને હું આ ગુપ્તમાં ગુપ્ત એવું વિજ્ઞાન સહિતનું જ્ઞાન કહું છું. તેને જાણીને તું અશુભથી મુક્ત થઈશ. (ભ.ગી.૯/૧)

ભગવાન અર્જુનને કહે છે, 'હવે હું તને એક અત્યંત ગુહ્ય, ખૂબ રહસ્યમય વસ્તુ કહેવાનો છું. આ અધ્યાયની અંદર તને એવું જ્ઞાન આપવાનો છું જે પ્રાપ્ત કરીને તું સર્વ અશુભમાંથી મુક્ત થઈ જશે. પોતે જે કહેવાના છે, પ્રારંભમાં ભગવાન તેની પ્રશંસા કરે છે. ભગવાન એનું ફળ બતાવે છે કે શા માટે, એટલે કે ક્યા હેતુથી પોતે હવેનું પ્રવચન આપવાના છે. આમ કરવાથી અર્જુનને પણ એમ થાય કે શા માટે તેણે આ પ્રવચન સાંભળવું જોઈએ, શા માટે તેણે આ જ્ઞાનામૃત પ્રાપ્ત કરવું જોઈએ. ભગવદ્ગીતાની અંદર સર્વ ઉપનિષદોનો નિચોડ છે.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः।
पार्थो वत्सः सुधी भोक्ता दुग्धं गीतामृतं महत्॥

ઉપનિષદ્ને જો ગાયો સાથે સરખાવવામાં આવે અને ભગવાન શ્રીકૃષ્ણને, વાસુદેવને જો ગોપાળનંદન એટલે કે ગોવાળ સાથે સરખાવવામાં આવે તો ભગવાને આ બધી ગાયોમાંથી જાણે કે સર્વશ્રેષ્ઠ દૂધ દોહ્યું. તેનો સંચય એ જ ભગવદ્ગીતા. ગાયને દોહવા માટે, જેમ સામાન્ય વહેવારમાં થતું હોય તેમ, પેલો જે વાછરડો હોય તે અગત્યનો ભાગ ભજવે છે. કારણકે વાછરડો જ્યારે સામે હોય ત્યારે ગાયમાં અત્યંત પ્રેમ ઊમટે છે. પરિણામે, દૂધની ધારા વહેવા માંડે છે. તેવી જ રીતે, આ અર્જુનરૂપી વાછરડો સામે હતો ત્યારે જાણે ઉપનિષદ્રૂપી ગાયમાં અત્યંત પ્રેમ ન ઊમટ્યો હોય અને એની જ પ્રેરણારૂપે જાણે કે ભગવાન શ્રીકૃષ્ણના હૃદયમાંથી કે શ્રીમુખમાંથી પ્રેમના પ્રતીકરૂપે, પ્રેમની અભિવ્યક્તિરૂપે પ્રગટ ન થઈ હોય તેમ શ્રીમદ્ ભાગવદ્ગીતા પ્રગટ થઈ. વાછરડો જેમ દૂધ માટેનું નિમિત્ત બને તેમ અર્જુન ગીતામૃત માટેનું નિમિત્ત બન્યો છે, અને અર્જુનને નિમિત્ત બનાવી, આપણા જેવા અધિકારી લોકો - सुधीर्भोक्ताः - સુધી એટલે કે જેની ધિ -બુદ્ધિ, અંતઃકરણ શોભનમ્ અર્થાત શુદ્ધ છે એવા જે શ્રોતાઓ છે, મુમુક્ષુઓ

છે, જીજ્ઞાસુઓ છે, એમને માટે ભગવાને ઉપનિષદ્‌રૂપી ગાયોમાંથી આ સર્વશ્રેષ્ઠ દૂધનું - અમૃતનું દોહન કર્યું. ગીતાજીના પ્રત્યેક અધ્યાયમાં ભગવાન એક યા બીજા દૃષ્ટિબિંદુથી આ જ્ઞાન પ્રદાન કરે છે. પરંતુ નવમો અધ્યાય બહુ વિશિષ્ટ છે. એને માટે નવમા અધ્યાયના પ્રારંભમાં ભગવાન અર્જુનને કહે છે કે આ જ્ઞાન એવું છે. यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् જે જ્ઞાન પ્રાપ્ત કરીને સર્વ અશુભોમાંથી તું મુક્ત થઈ જશે. अशुभात् संसारबन्धनात्। આ જ્ઞાન પ્રાપ્ત કરીને સંસારનાં સર્વ બંધનમાંથી અથવા સંસાર એટલે જ બંધન - સંસારબંધનમાંથી તું મુક્ત થઈ જઈશ. આમ, આ જ્ઞાનની પ્રશંસા કરીને ભગવાન અર્જુનના હૃદયમાં ઉત્સાહ પ્રગટ કરે છે. ભગવાન કહે છે, આ જ્ઞાનની પ્રાપ્તિ માત્રથી સર્વ અશુભમાંથી, સર્વ દુઃખોમાંથી, સંસારનાં સર્વ બંધનમાંથી મુક્ત થઈ જવાય છે. કંઈ બીજુ કરવાની જરૂર નથી. તેથી આપણને આ અધ્યાયમાં ખાસ રસ છે, કારણકે જગતમાં દરેકે દરેક મનુષ્ય ક્ષણે ક્ષણે એક જ વસ્તુ ઈચ્છતો હોય છે અને તે છે કોઈ પણ પ્રકારના બંધનમાંથી મુક્તિ. પ્રાણી માત્ર, જેનો જન્મ થાય છે તે સર્વ કોઈને કોઈ પ્રકારનું બંધન સતત અનુભવતાં હોય છે. પરંતુ મનુષ્યેતર, મનુષ્ય સિવાયનાં બીજાં જે પ્રાણીઓ છે એ પોતાના બંધનથી સભાન હોય એવું જણાતું નથી; કારણ, સેંકડો વર્ષોથી એમની જીવનરીતમાં કોઈ પ્રકારનું પરિવર્તન આપણને દેખાતું નથી. તેથી, એમ કહી શકાય કે ગાય, ભેંસ, ઊંટ કે બીજાં સર્વ કોઈ પ્રાણીઓ એવું જ બંધન અનુભવી રહ્યાં છે છતાં એમાંથી છૂટવાનો કોઈ સભાન પ્રયત્ન એમના દ્વારા થતો જણાતો નથી. એ ઉપરથી આપણે અનુમાન કરી શકીએ કે એ પોતે બંધનમાં છે એનું એમને જ્ઞાન નથી, અને એટલે બંધનમાં જ જાણે કે તે સુખી ના હોય ! ઊંટ આરામથી ચાલતું હોય, એને કંઈ ફિકર નથી. જ્યારે મનુષ્ય સતત સભાન છે. ભગવાને મનુષ્યને બુદ્ધિ આપી છે. આમ તો પ્રાણીઓમાં પણ બુદ્ધિ હોય છે. એ બુદ્ધિનો ઉપયોગ પોતાના જીવનનિર્વાહ માટે કરતાં હોય છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન - સર્વ પ્રાણીઓની સર્વસામાન્ય જરૂરિયાતો હોય છે, અને એ જરૂરિયાતો પૂરી કરવા પૂરતી બુદ્ધિ કે વિચારશક્તિ બધાં પ્રાણીઓને અને બધાં જીવજંતુઓને ભગવાને આપેલી છે. મનુષ્યમાં પણ આ વસ્તુઓ તો છે જ. આહાર એને પણ જોઈએ. નિદ્રા એને પણ જોઈએ. ભય એટલે કે પોતાની જાતનું રક્ષણ કરવાનો માનવનો પણ સહજ સ્વભાવ છે. મૈથુન - ઈન્દ્રિયોનો ઉપભોગ એ મનુષ્યની પણ જરૂરિયાત છે. આમ, પ્રાણીઓની જેમ મનુષ્યમાં પણ આ બધું છે જ. પરંતુ મનુષ્યમાં કંઈક વિશિષ્ટતા છે. તે એ છે કે તેનામાં સભાનતા છે પોતાની જાત વિશે અને જગત વિશે. પોતાના વિશે મનુષ્ય સભાન છે, અને એટલે જીવનમાં કોઈ ને કોઈ પ્રકારનું બંધન અથવા તો કોઈ ને કોઈ પ્રકારની પરતંત્રતા તે સતત અનુભવતો હોય છે. મનુષ્યને કોઈ ને કોઈ પ્રકારની પરતંત્રતા કે બંધન સાલતું જ હોય છે. હા, ક્યારેક એવી ક્ષણો જીવનમાં આવે કે જ્યારે આપણી પરતંત્રતા કે બંધનોને આપણે ભૂલી જઈએ. ટેલિવિઝન પર સરસ ચિત્ર ચાલતું હોય, ક્યાંકથી સુંદર મીઠું સંગીત કાને પડે, કોઈક મનગમતી વસ્તુ કે વ્યક્તિ મળી જાય ત્યારે ક્ષણભર આપણે આ બંધન, આ પરતંત્રતા ભૂલી જઈએ. રાત્રે ગાઢ નિદ્રામાં હોઈએ ત્યારે આપણે આ જગતને, અરે, આપણી જાતને, ભૂલી જઈએ છીએ, આમ, ભૂલી જવાની જે ક્ષણો છે તે સિવાયની ક્ષણોમાં આપણે કોઈ ને કોઈ પ્રકારના બંધનથી સતત સભાન હોઈએ છીએ. પ્રત્યેક મનુષ્ય આ બંધનનો અનુભવ કરી રહ્યો છે અને એમાંથી છૂટવાના સભાન પ્રયત્ન પણ સતત કરી રહ્યો છે. આ સઘળા પ્રયત્નોની પરિણતિ અર્થાત્ બંધનમુક્તિ ત્યારે જ થાય જ્યારે ભગવદ્‌ગીતાના આ નવમા અધ્યાયમાં ભગવાન જે જ્ઞાન પ્રદાન કરવાના છે તે જ્ઞાન પ્રાપ્ત થાય.

આ બંધનમુક્તિ શું છે ? સૌ કોઈ 'મોક્ષ', 'મોક્ષ' ની વાત કર્યા કરે છે. જ્યારે જ્યારે ઉપનિષદ્ કે ભગવદ્‌ગીતાનું અધ્યયન કરવા બેસો અથવા તો કોઈ સંન્યાસીના પ્રવચનમાં જાવ ત્યારે તેમાં એક જ વાત હોય - મોક્ષની વાત. પણ

બહુ મોટા ભાગના લોકોને આમાં રસ પડતો નથી હોતો. ઘણા તો એવું કહેનારા મળ્યા છે કે 'મુક્તિ તો પાણી ભર્યા કરે, મારે નથી જોઈતી.' એનો અર્થ એ થયો કે આ મુક્તિ શું વસ્તુ છે તેનો આપણને ખ્યાલ નથી. અને એટલા માટે ખ્યાલ નથી કે આ બંધન શું છે, કેવું છે એની સ્પષ્ટતા આપણને નથી. એટલે, આ બંધન વિશે આપણે થોડો વિચાર કરવો જોઈએ.

જે વસ્તુ મારામાં શોકની કે દુ:ખની લાગણી ઉત્પન્ન કરે, જે વસ્તુનો હું સ્વીકાર ન કરતો હોઉં, જેમાંથી છૂટવાની મારામાં પ્રબળ ઈચ્છા હોય એનું નામ બંધન. બંધન અશુભ છે. કોઈના મૃત્યુના સમાચાર આપતી ચિઠ્ઠીપત્રી આવે તેના ઉપર મોટા અક્ષરે 'અશુભ' એવું લખ્યું હોય છે. મૃત્યુને અશુભ ગણીએ છીએ. ભગવાન કહે છે, આ જ્ઞાન પ્રાપ્ત કરવાથી તું અશુભમાંથી મુક્ત થઈ જઈશ, એટલે કે મૃત્યુમાંથી મુક્ત થઈ જઈશ. મૃત્યુ હોય જ નહીં. - એવું ગમે કે ના ગમે ? મૃત્યુમાંથી છૂટવાના આપણે સતત પ્રયત્ન કરતા હોઈએ છીએ. મૃત્યુને ટાળવાનો પ્રયત્ન તો કરતા જ હોઈએ છીએ. કોઈનો જીવ જતો ન હોય અને સદા સંબંધીઓ પૂછે કે તમારું બધું કામ પતી ગયું છે. જુઓ, તમારા દીકરાનો દીકરો એ પણ પરણી ગયો. હવે શું બાકી રહ્યું છે, એમાં જીવ ભરાયો છે ? તો દાદા કહેશે, 'હજી બાકી છે. આ દીકરાના દીકરાને ત્યાં દીકરો આવે તે જોઈને જાઉં તો જીવને નિરાંત થાય.' માણસને મૃત્યુ ગમતું નથી. મૃત્યુ મોટું અશુભ છે, અને તેથી આપણે હંમેશા તેને ટાળવા ઈચ્છા ધરાવતા હોઈએ છીએ. એવું બને કે ક્યારેક જીવવું એ એક એવો મહાન બોજ બની ગયું હોય કે એને લઈને કદાચ એવા પ્રકારનો માનસિક વિકાર ઉત્પન્ન થાય જેથી કોઈ ક્ષણોની અંદર માણસ પોતાના જીવનનો ત્યાગ કરી દે, આત્મઘાત કરે. કારણ, જીવન જ એને માટે મૃત્યુથી યે બદતર બની ગયું હોય. આ સંજોગોમાં ખરી રીતે તો તે જીવતરને નહીં, મૃત્યુનો ત્યાગ કરતો હોય છે. આમ, મૃત્યુ એક અશુભ વસ્તુ છે, બંધન છે, જેમાંથી છૂટવાનો સતત પ્રયત્ન આપણે કરતાં હોઈએ છીએ.

બીજું પણ એક બંધન છે જે આપણે સાંખી શકતા નથી. એને કહેવામાં આવે છે અજ્ઞાનનું બંધન અથવા મૂર્ખતાનું બંધન. પોતાને કોઈ મૂર્ખ બનાવી જાય કે બેવકૂફ બનાવી જાય એ કોઈ ના ચલાવી લે. ભલે, અજ્ઞાન આપણને બંધન નહીં લાગતું હોય, પરંતુ કોઈ આપણને બુદ્ધુ બનાવી જાય તે તો ન જ ગમે. મહાત્મા લોકો બતાવે છે કે કોઈ પણ આ સહન ના કરી શકે. અમારે ત્યાં, આશ્રમની અંદર એક વખત દ્વારિકાના શંકરાચાર્યજી પધારેલા. એમણે અમને એક ગાંડા માણસની વાત કરી. એક ગાંડા માણસને ગાંડાની ઈસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યો. નવો સવો દાખલ થયેલો આ ગાંડો અંદરના એક ગાંડા અંતેવાસીને પોતે કોણ છે તેની ઓળખાણ આપી રહ્યો હતો. એક બીજાની ઓળખાણ બન્ને કરી રહ્યા હતા એવામાં ઈસ્પિતાલના ડૉક્ટર આવી પહોંચ્યા, ડૉક્ટર નિયમ મુજબ આંટે આવેલા. ખાસ કરીને નવો દર્દી આવ્યો હોય તેની પાસે જાય અને તેને પ્રશ્નો પૂછે જેથી એને કઈ દવા આપવી તે નક્કી કરી શકાય. આ નવા દર્દીની ફાઈલ, જેમાં દર્દીની વિગતો હોય છે, પણ એમની પાસે હતી. તેને ડૉક્ટર પૂછવા લાગ્યા : તારું નામ શું ? દર્દીએ કોઈ જવાબ આપ્યો નહીં. ડૉક્ટરે પૂછ્યું, ક્યાંથી આવો છો ? દર્દી ચૂપ, પ્રશ્ન કર્યો, તને શું થાય છે ? પણ મોં ખોલે એ બીજા. પેલો તો કોઈ જવાબ જ ના આપે. ચડીચૂપ. પંદરેક મિનિટ સુધી ડૉક્ટરે ઉલટાવી-સુલટાવીને એને પ્રશ્નો પૂછ્યા પરંતુ દર્દી બિલકુલ શાંત, સાવ મૂંગો. છેવટે કંટાળીને ડૉક્ટર સાહેબ ચાલ્યા ગયા. ત્યારે પેલા નવા મિત્રે આશ્ચર્યથી આ દર્દીને પૂછ્યું કે ડૉક્ટર સાહેબ આવ્યા તે પહેલાં તો તું અર્ધા કલાકથી મને ભાષણ આપતો હતો કે તું ક્યાંથી આવ્યો છે, કોણ છે, શું કરે છે વગેરે વગેરે. પણ ડૉક્ટર સાહેબે પૂછ્યું ત્યારે કેમ જવાબ ના આપ્યો ? પેલો ગાંડો ખડખડાટ હસી પડ્યો અને પછી બોલ્યો : 'ડૉક્ટરના હાથમાં મારી ફાઈલ

હતી. એમને બધી ખબર હતી. છતાં જાણે અજાણ હોય તેમ મને પૂછતા હતા, મને બુદ્ધુ બનાવતા હતા. હું શા માટે જવાબ આપું ?' ગાંડાને પણ પોતાને કોઈ મૂર્ખ બનાવે તે સ્વીકાર્ય નથી. ગાંડાને પણ એમ હોય છે કે પોતે તો બરાબર છે, પણ આ બધામાં જ કંઈ ગડબડ છે; અને હોય છે યે ખરી. એ તો સારું છે કે આપણે બધા સંમતિથી નક્કી કરીએ આ ગાંડો છે અને મોકલી આપીએ ગાંડાની ઈસ્પિતાલમાં એ લોકો કદાચ સંમતિથી નક્કી કરે તો આપણને બીજે મોકલી દે. આ બધું સાપેક્ષ છે.

પરંતુ એક વસ્તુ નિશ્ચિત છે કે પોતે મૂર્ખ બને, પોતાને બુદ્ધુ બનાવે, પોતાનું અજ્ઞાન જાહેર થાય એવું આપણે સાંખી શકતા નથી. આપણો આ અનુભવ બતાવે છે કે અજ્ઞાન એ પણ માનવીને બંધનરૂપ લાગે છે. કંઈક ન આવડતું હોય અને આપણું અજ્ઞાન જાહેર થાય કે તરત જ આપણે અસ્વસ્થ થઈ જઈએ છીએ. અજ્ઞાન આપણે સ્વીકારી શકતા નથી. એ પણ બંધન છે. એમાંથી પણ છૂટવાનો સતત પ્રયત્ન કરતા હોઈએ છીએ. શાળાઓ, કૉલેજો, યુનિવર્સિટીઓ, લાયબ્રેરીઓ આ બધું શેને માટે છે ? અજ્ઞાનમાંથી મુક્ત થવાનો સતત પ્રયત્ન મનુષ્ય કરી રહ્યો હોય છે. કોઈ કહેશે, 'અમે કોઈ દિવસ સ્કૂલમાં ગયા નથી. અમને એનું કંઈ એવું સાલ્યું નથી. અમે તો સારી રીતે રહીએ છીએ.' ગામડાના લોકો ભલે શાળામાં કે કૉલેજમાં ના ગયા હોય તો પણ પાડોશમાં કોણ આવ્યું કે ક્યાંથી આવ્યું, એ કોણ છે ને કેવું છે એ બધું જાણવાની જીજ્ઞાસા તો પ્રત્યેકમાં હોય છે. આ બતાવે છે કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા, જીજ્ઞાસા અને અજ્ઞાનમાંથી મુક્ત થવાની સતત ઝંખના આપણને હોય છે.

આમ, મૃત્યુ એક બંધન. અજ્ઞાન બીજું બંધન. અને દુઃખ છે ત્રીજું બંધનં. દુઃખનો પણ કોઈ સ્વીકાર કરતું નથી. ન જ કરે ને ! મૃત્યુ, અજ્ઞાન, દુઃખ - આ બંધન મનુષ્ય સતત અનુભવી રહ્યો છે અને તેમાંથી મુક્ત થવાનો સતત પ્રયત્ન કરતો હોય છે.

असतो मा सद्गमय ।

तमसो मा ज्योतिर्गमय।

मृत्योर्मा अमृतं गमय।

અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા.

ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા.

મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા.

ઉપનિષદ્‌ની આ જે પ્રાર્થના છે તે મનુષ્યના હૃદયની પ્રાર્થના છે. કદાચ અંદર શું થઈ રહ્યું છે તેનાથી આપણે જ્ઞાત હોઈએ કે ન હોઈએ, કદાચ આપણને ખબર ન પણ પડતી હોય કે અંદર શું મુંઝવણ છે અને તેથી આપણે તે સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી શકતા હોઈએ કે ન કરી શકતા હોઈએ, પરંતુ દરેક મુંઝવણની પાછળ આ જ પ્રાર્થના રહેલી છે. ભગવાન ! મને અસત્‌માંથી સત્‌માં લઈ જા, અંધકારમાંથી, તમસમાંથી પ્રકાશમાં લઈ જા, મૃત્યુમાંથી અમૃતત્વમાં લઈ જા. ટુંકમાં આ મૃત્યુનાં, અજ્ઞાનનાં અને દુઃખનાં બંધનોમાંથી મને મુક્ત કર.

यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्। હે અર્જુન 'આ જ્ઞાન પ્રાપ્ત કરીને તું મૃત્યુનાં, અજ્ઞાનનાં અને દુઃખનાં સર્વ બંધનોથી મુક્ત થઈ જા. આ સિવાય બીજો કોઈ ઉપાય છે કે નહીં ભગવાન ! આ જ્ઞાનપ્રાપ્તિ તો બરાબર છે, અમને

બીજો કોઈ ઉપાય બતાવો.

नान्यः पन्था विद्यतेऽयनाय।

આ અશુભ કે દુઃખમાંથી મુક્ત થવાનો બીજો કોઈ ઉપાય નથી.

न कर्मणा न प्रजया न धनेन त्यागेनैव अमृतत्वमानशुः।

કર્મથી નહીં, પ્રજાથી નહીં કે ધર્મથી નહીં, પરંતુ ત્યાગ, જ્ઞાન વડે મહાત્માઓએ અમૃતત્વ પ્રાપ્ત કર્યું, સર્વ બંધનમાંથી મુક્તિ પ્રાપ્ત કરી. માટે, ભગવદ્‌ગીતાનું ઉપનિષદનું આ જે જ્ઞાન છે તે આપણે માટે અત્યંત આવશ્યક છે. અનિવાર્ય છે. ભલે ને બધું જ પ્રાપ્ત થયું હોય, પરંતુ આ જ્ઞાન પ્રાપ્ત ન થયું હોય તો હંમેશા આપણું જીવન એવું ને એવું ઊણું જ રહેવાનું. માટે આ જ્ઞાન મનુષ્ય માત્ર માટે આવશ્યક છે. ભણેલા હોય, વિદ્વાન હોય, પંડિત હોય કે સંન્યાસી હોય, માત્ર તેમને માટે જ એ નથી, સર્વ માટે છે, તેથી, તો ભગવદ્‌ગીતા સર્વસામાન્ય મનુષ્યો માટે છે. એની ચર્ચા આપણે વિગતે કરીશું.

જ્ઞાનથી મૃત્યુ કેવી રીતે ટળે ? દુઃખ કેવી રીતે ટળે ? અજ્ઞાન કેવી રીતે ટળે ? એવું કેવી રીતે બને ? એવું કેવું આ જ્ઞાન છે કે મૃત્યુ, અજ્ઞાન, દુઃખ બધું જ જતું રહે ? મને કેટલી યે વસ્તુ નથી આવડતી. ચાઈનીઝ ભાષા નથી આવડતી. રશિયન ભાષા નથી આવડતી. ઈતિહાસ નથી આવડતો. ભૂગોળ નથી આવડતી. રસાયણ શાસ્ત્ર, ભૌતિક શાસ્ત્ર એવાં ઘણાં બધાં શાસ્ત્રો મને આવડતાં નથી. તો શું એવું ખરૂં કે આ જ્ઞાન પ્રાપ્ત કરવાથી એ બધાં શાસ્ત્રો મને આવડી જાય ? કદાચ આવું બધું અજ્ઞાન ના જાય, તો પણ અજ્ઞાનથી આપણને જે ઉણપ લાગે છે તે જતી રહે, શું આ જ્ઞાન પ્રાપ્ત કરવાથી મરણ નહીં થાય ? તો કહે, નહીં થાય. શું આ જ્ઞાન પ્રાપ્ત કરવાથી કોઈ દુઃખ નહીં રહે ? તો કહે, નહીં રહે. એનો સીધો સાદો અર્થ એ થયો કે ખરેખર મૃત્યુ થતું નથી. ખરેખર, આત્માનું 'હું'નું મૃત્યુ છે જ નહીં. ખરેખર, મારામાં - 'હું' માં અજ્ઞાન છે જ નહીં. ખરેખર મારામાં 'હું'માં દુઃખ છે જ નહીં. આવું જે રહસ્ય છે તે ભગવાન અહીં પ્રગટ કરે છે.

જીવનની અંદર કંઈક ગોટાળો થઈ રહ્યો છે. જીવનમાં જે વસ્તુ માટે આપણે પ્રયત્ન કરવાનો છે એ કરવાને બદલે કોઈ જુદી દિશામાં આપણો પ્રયત્ન ચાલી રહ્યો છે. આ આપણું ઘોર અહિત છે અને એટલા માટે આપણને જ્ઞાનની આવશ્યકતા છે. મૃત્યુને ટાળવાના આપણે પ્રયત્ન તો જરૂરથી કરીએ છીએ, પણ તે કેવી રીતે ? આ શરીરનું અસ્તિત્વ ટકાવી શકીએ, પરંતુ અંતે તો શરીરનું મૃત્યુ ચોક્કસ જ છે, તેને ટાળી શકાતું નથી. તેમાંથી મુક્ત થઈ શકાતું નથી. છતાં ભગવાન કહે છે. 'આ જ્ઞાનથી તું મુક્ત થઈ જશે.' આવું કેવી રીતે શક્ય બને ? શરીરનું મૃત્યુ છે 'હું' નું અર્થાત આત્માનું મૃત્યુ નથી. બુદ્ધિમાં અજ્ઞાન છે પણ 'હું'માં આત્મામાં અજ્ઞાન નથી. મનમાં દુઃખ છે. 'હું'માં આત્મામાં દુઃખ નથી. 'હું'નું આત્માનું સાચું સ્વરૂપ શું છે એનું ખૂબ સુંદર, સવિસ્તાર નિરૂપણ ભગવાન કરે છે. એટલે માટે, જે પ્રકારના અનેક ખ્યાલો હું મારા વિશે ધરાવું છું, તે ખ્યાલો આ વિચાર-વિવેકની કસોટીએ ચઢાવવામાં આવે છે. અને પછી નિર્ણય કરવામાં આવે છે. દર્શાવવામાં આવે છે કે હું અને તમે - આપણે સૌ હકીકતમાં કોણ છીએ. આ સર્વ જ્ઞાનનો વિષય છે. પરંતુ આ જ્ઞાન કોને થાય ? અર્જુન જેવા અધિકારીને.

આગળ ભગવાન અર્જુનને અનસૂયવે સંબોધન કરે છે. અનસૂયવે એટલે અસૂયા રહિત. જેનામાં અસૂયા નથી તેવો અર્જુન છે. જ્ઞાનનો હેતુ છે જીવનનું કલ્યાણ કરવાનો, સર્વ બંધનોમાંથી મુક્ત કરવાનો, પણ કોને આ જ્ઞાન

અર્થાત્ ભગવાનનો ઉપદેશ સ્પર્શે ? જે અસૂયારહિત છે તેને, અર્જુનને, ભગવાન અર્જુનને કહે છે. 'તું અસૂયારહિત છે. તારામાં અસૂયા નથી.' અસૂયા એટલે गुणेषु दोषाः ક્યાંક સારું હોય ત્યાં પણ દોષ જોવા એવી એક દૃષ્ટિ માણસમાં ઘણીવાર હોય છે. એને કાંઈ સારું ન દેખાય. ગમે તેટલું સારું કામ થતું હોય તો પણ દોષ જ દેખાય. 'આ જુઓને, તમારી લાઈટ અહીં તો આવતી નથી.' 'આ લાઉડસ્પીકરમાં જુઓને પેલા ચોકમાં તો સંભળાતું નથી.' 'ફલાણું તો બહુ ઊંચું છે, ઢીકણું બહુ નીચું છે.' વગેરે વગેરે.. મને ખબર છે તમે આવું નથી કરતા. પણ આ તો આવું બહુધા થાય છે. મનુષ્ય-બુદ્ધિને દોષ જોવાની એક ટેવ પડી ગઈ છે. पण्डितलक्षणम् दोषदर्शनम्। પંડિતનું આ એક લક્ષણ છે. જ્યાં સુધી દોષનું દર્શન કરવાની ટેવ પડી ગઈ હોય ત્યાં સુધી આપણને વસ્તુનું જે સાચું સ્વરૂપ છે તે જણાતું નથી. અર્જુનમાં આવી કોઈ દોષદૃષ્ટિ નથી. અર્જુન એટલે જે ઋજુ છે, સરળ છે, જેનામાં કોઈ કપટ નથી. કોઈ સારી વસ્તુ જોઈને એ ખુશ થાય છે. એનામાં આવી સરળતા છે. ક્યાંય વસ્તુ સારી જોઈને આપણને ખુશી થાય છે ? આપણામાં આવો સરળતાનો ગુણ હોય તો સમજવું કે આપણે અર્જુન છીએ, અને ગીતાના આ જ્ઞાન માટે અધિકારી છીએ. પણ ક્યાંક સારું જોઈને આપણને જલન થતી હોય તો આપણે જરા વિચારવાનું કે તે વસ્તુ આપણામાંથી દૂર કરવાની જરૂર છે, અર્જુન જેવા સરળ થવાની જરૂર છે.

અર્જુનનો સ્વભાવ બહુ સરળ છે. એનામાં અંદર કંઈ કપટ નથી. અંદર કંઈ છુપાવવાનું નથી. અંદર કંઈક અને બહાર કંઈક એવું નથી. જે અંદર થતું હોય, તે તરત બહાર કહી દે. સમજ ના પડતી હોય તો તરત કહી દે, 'ભગવાન ! મને સમજાતું નથી, મને મુંઝવણ થાય છે. આરંભમાં તો તેણે બહુ લાંબી ચોડી, વાતો કરી અને ભગવાનને જાણે ઉપદેશ આપવા લાગ્યો. રણમેદાનમાં વચ્ચેવચ આવીને તેણે જે પરિસ્થિતિ જોઈ તેનાથી તેના મનમાં એક પ્રકારનો કંઈ મોહ જન્મ્યો. એકદમ અહિંસક બની ગયો. આ યુદ્ધ તો મારાથી નહીં થાય. આ તો બધી હિંસા છે અને પછી ભગવાનને લાંબું ભાષણ આપ્યું. 'ભગવાન ! આ યુદ્ધ થશે તો કેટલા માણસો મરી જશે ! અને એમની સ્ત્રીઓ વિધવા થશે. એમનાં બાળકોને ધર્મનો ઉપદેશ આપનાર કોઈ નહીં રહે. પરિણામે સમાજમાંથી ધર્મનું આચરણ લુપ્ત થઈ જશે. બધે વ્યભિચાર ફેલાઈ જશે. બધે વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થશે. કોઈ પિંડદાન દેનારું, કર્મ કરનારું, સેવા-પૂજા કરનારું રહેશે નહીં. આખો સમાજ નષ્ટ થઈ જશે. નરક અહીં જ ખડું થઈ જશે. બોલો, તમે શા માટે આ યુદ્ધ કરવાનું મને કહો છો ?' ખૂબ લાંબું ભાષણ આપીને અંતે ભગવાનને કહ્યું, न योत्स्ये - હું યુદ્ધ નહીં કરું. તમે જોજો, ભગવાન ક્યાંયે અર્જુનના આ ભાષણનો જવાબ નથી આપતા. ભગવાન સાંભળી રહ્યા અને ધીમું હાસ્ય પણ કરી રહ્યા, કારણ, અર્જુન જે કહેતો હતો તેનાથી કંઈક કોઈ બીજી જ વસ્તુ તેને મુંઝવી રહી હતી, અને તેથી ભગવાને એના ભાષણનો જવાબ ન આપતા, અર્જુનને જે વસ્તુ ખરેખર મુંઝવી રહી હતી તેને જ સ્પર્શ કર્યો. ઘણીવાર આપણને તાવ આવે ત્યારે સન્નિપાત કરતા હોઈએ. પરંતુ ડૉક્ટર સન્નિપાતની દવા ન આપે, જેને લીધે સન્નિપાત થયો છે તેની દવા આપે. અર્જુનને મોહ થયો હતો. અર્જુનનો ખરેખર પ્રશ્ન એ હતો, પરંતુ અર્જુનને એની સમજ ન હતી. ભગવાને એને એ અંગેનો જ ઉપદેશ આપ્યો, જેને પરિણામે અર્જુનનો મોહ નષ્ટ થઈ ગયો. છેલ્લે છેલ્લે બે હાથ જોડીને અર્જુન આ જ કહે છે, 'ભગવાન ! મારો મોહ નષ્ટ થયો છે. करिष्ये वचनं तव - આપ કહો છો તેમ હું કરીશ. ભગવાને પહેલા બે અધ્યાયમાં અર્જુનને કર્મયોગ અને જ્ઞાનયોગનો ઉપદેશ આપ્યો અને સ્થિતપ્રજ્ઞની પ્રશંસા કરી. અર્જુનના રોગની દવા આ બે અધ્યાયમાં ભગવાને આપી દીધી. અને અર્જુને ત્રીજા અધ્યાયમાં પ્રારંભમાં રજૂ કરી છે તે મુંઝવણ ભગવાનને કહી ન હોય તો ગીતા માત્ર બે જ અધ્યાયની હોત. કારણ, એમાં બધું આવી ગયું છે.

પરંતુ અર્જુન તો સરળ ખરો ને ! એટલે તરત જ બોલી ઊઠયો, "ભગવાન ! એક બાજુ આપ જ્ઞાનની પ્રશંસા કરી. જ્ઞાની અર્થાત્ પૂર્ણ પુરુષ સમુદ્ર સમાન સતત મુક્ત રીતે વિચરણ કરે છે તે ઉત્તમ છે એમ કહો છો, અને મને કહો છો કે 'તું કર્મ કર!' આવું કેવું ? હું શું આપનો ભક્ત નથી ? કેમ હું મુમુક્ષુ નથી ? મને જીજ્ઞાસા નથી કે આપ મને કર્મમાં જોતરો છો ? અર્જુન ખૂબ સરળતાથી આ બોલ્યો જેથી ભગવાનને ખબર પડે કે એ શું સમજ્યો છે. તેને પુરી સમજ પડી નથી. તરત ભગવાને એક બીજું પ્રવચન શરૂ કર્યું.



(ક્રમશઃ)

यो विष्णुः स शिवो ज्ञेयो यः शिवो विष्णुरेव सः ।

જે વિષ્ણુ છે, એને જ શિવ જાણવા, અને જે શિવ છે તે જ વિષ્ણુ છે.

# વૈષ્ણવ કોણ ?

उपकृतिकुशला जगत्स्वजस्रं, परकुशलानि निजानि मन्यमानाः।
अपि परपरिभावने दयार्द्राः शिवमनसः खलु वैष्णवाः प्रसिद्धाः॥
दृषदि परधने च लोष्टखण्डे परवनितासु च कूटशाल्मलीषु।
सखि-रिपु-सहजेषु बन्धुवर्गे सममतयः खलु वैष्णवाः प्रसिद्धाः॥
गुणगणसुमुखाः परस्य मर्मच्छदनपराः परिणामसौख्यदा हि।
भगवति सततं प्रदत्तचिताः प्रियवचनाः खलु वैष्णवाः प्रसिद्धाः॥
स्फुटमधुरपदं हि कंसहन्तु कलुषमुषं शुभनाम चामनन्तः।
जय जय परिघोषणां रटन्तः किमु विभवाः खलु वैष्णवाः प्रसिद्धाः॥
हरिचरणसरोजयुग्मचित्ता जडिमधियः सुखदुःखसाम्यरूपाः।
अपचितिचतुरा हरौ निजात्मनतवचसः खलु वैष्णवाः प्रसिद्धाः॥

●

विगलितमदमानशुद्धचित्ताः, प्रसभविनश्यदहङ्कृतिप्रशान्ताः।
नरहरिममराप्तबन्धुमिष्ट्वा, क्षपितशुचः खलु वैष्णवा जयन्ति॥

(वैष्णव. पु.मा. १०/११०-११४, ११७)

સમસ્ત વિશ્વનો ઉપકાર કરવામાં જ જેઓ નિરંતર કુશળતા બતાવે છે, બીજાની ભલાઈને પોતાની જ ભલાઈ ગણે છે, શત્રુઓનો પણ પરાભવ જોઈને એમના પ્રત્યે દયાથી દ્રવી જાય છે, તથા જેમના ચિત્તમાં સર્વનું કલ્યાણ વસેલું હોય છે, તેઓ જ વૈષ્ણવ તરીકે પ્રસિદ્ધ છે.

પત્થર, પરધન અને માટીના ઢેફામાં, પારકી સ્ત્રી અને કૂટશાલ્મલી નામના નરકમાં, મિત્ર-શત્રુ-ભાઈ તથા બંધુવર્ગમાં જેમની સમાન બુદ્ધિ છે, તેઓ જ નિશ્ચિતરૂપે વૈષ્ણવ નામે પ્રસિદ્ધ છે.

જેઓ બીજાની ગુણરાશિથી પ્રસન્ન થાય છે અને પારકાના દોષો ઢાંકવાનો પ્રયત્ન કરે છે, પરિણામે સહુને સુખ આપે છે, ભગવાનમાં સદા મન પરોવી રાખે છે તથા પ્રિય વચનો બોલે છે, તેઓ જ વૈષ્ણવ તરીકે પ્રસિદ્ધ છે.

જેઓ ભગવાન શ્રીકૃષ્ણનાં પાપહારક શુભ નામોનો મધુર પદોમાં જાપ કરે છે, અને જય-જયકાર સાથે ભગવન્નામોનું કીર્તન કરે છે, તેવા અકિંચન મહાત્માઓ વૈષ્ણવરૂપે પ્રસિદ્ધ છે.

જેમનું ચિત્ત શ્રીહરિના ચરણારવિંદમાં નિરંતર ડૂબેલું રહે છે, જેઓ પ્રેમાધિક્યને કારણે જડબુદ્ધિ જેવા થઈને રહે છે, સુખ અને દુઃખ બંન્ને જેમને માટે સમાન છે, જેઓ ભગવાનની પૂજામાં દક્ષ છે, તથા પોતાનાં મન અને વિનયશીલ વાણીને ભગવાનની સેવામાં અર્પણ કરી ચૂક્યા છે, તેઓ જ વૈષ્ણવ તરીકે પ્રસિદ્ધ છે.

મદ અને અભિમાન ઓગળી જવાને લીધે જેમનું અંતઃકરણ અત્યંત શુદ્ધ થઈ ગયું છે, અહંકારના સમૂળતા નાશને લીધે જેઓ પરમ શાંત અને ક્ષોભરહિત થઈ ગયા છે, તથા દેવતાઓના વિશ્વસનીય બંધુ ભગવાન નૃસિંહની આરાધના કરવાથી જેઓ શોકરહિત થઈ ગયા છે, એવા વૈષ્ણવો ચોક્કસ ઉચ્ચ પદ પામે છે.

●

